# બાળ કેળવણીના સોનેરી નિયમો

લેખક : મૌલાના પીર ઝુલ્ફિકાર નકશબંદી (દા.બ.)
અનુવાદક : મો.અનસ હાફિઝઈદ્રીસ ઘેંશ





પ્રકાશક
મો.અનસ હાફિઝ ઈદ્રીસ ઘેંશ
કબ્રસ્તાન રોડ, સૂફી મસ્જિદની સામે, ગોધરા.

# બાળ કેળવણીના
# સોનેરી નિયમો

લેખક : મૌલાના પીર ઝુલ્ફિકાર નકશબંદી (દા.બ.)

અનુવાદક : મો.અનસ હાફિઝઇદ્રીસ ઘેંશ

પ્રકાશક
મો.અનસ હાફિઝઇદ્રીસ ઘેંશ
કબ્રસ્તાન રોડ, મસ્જિદે સૂફીની સામે,
ગોધરા. પંચમહાલ

પુસ્તકનું નામ : બાળકેળવણીના સોનેરી નિયમો
લેખક : મૌલાના પીર ઝુલ્ફિકાર નકશબંદી (દા.બ.)
અનુવાદક : મો.અનસ હાફિઝઇદ્રીસ ઘેંશ
ટાઈપીંગ એન્ડ ડીઝાઈનીંગ :
કાસ્મી કોમ્પ્યુટર, ગોધરા. ૯૯૦૪૧ ૨૧૨૬૫
પ્રત : ૧૦૦૦
સન : જાન્યુઆરી ૨૦૧૭
કિંમત :

પ્રાપ્તિ સ્થાન
મો.અનસ હાફિઝઇદ્રીસ ઘેંશ
કબ્રસ્તાન રોડ, મસ્જિદે સૂફીની સામે,
ગોધરા. પંચમહાલ
મો.નં. ૯૯૦૪૩ ૪૬૧૪૯

# અનુક્રમણિકા


| ક્રમ નં. | વિષય | પે.નં. |
|---|---|---|
| * | પ્રકાશકની કલમે.......................................... | ૧૦ |
| * | સમર્થન : મૌલાના ખલીલુર્રહમાન સજ્જાદ નોમાની સા........... | ૧૨ |
| * | અભિપ્રાય : મૌલાના મો.હનીફ લોહારવી સા........................ | ૧૩ |
| * | મનની વાત : મૌલાના સલાહુદ્દીન સૈફી સા. ........................ | ૧૪ |
| * | અભિપ્રાય : મુફ્તી અમીન કલા સા. ................................ | ૧૫ |
| * | આવકાર : મોલ્વી ઇકબાલ બોકડા સા............................... | ૧૭ |
| * | પ્રસ્તાવના.................................................... | ૨૦ |
| * | અનુવાદકના બે બોલ ............................................ | ૨૩ |
| **૧** | **શારિરીક વિકાસ................................** | **૨૬** |
| * | પ્રારંભિક વાતો ................................................ | ૨૬ |
| * | માતાની ખોળો (માતાનો ખોળો) ................................... | ૨૭ |
| * | માનસિક તૈયારીનો અર્થ શું?....................................... | ૨૭ |
| * | સૌપ્રથમ અલ્લાહનું નામ ........................................... | ૨૭ |
| * | માની મમતા બાળક માટે જરૂરી છે.................................. | ૨૮ |
| * | નવજાત બાળકની કુદરતી આદત.................................... | ૨૯ |
| * | બાળકના લક્ષણો કેવી રીતે પારખવા .............................. | ૨૯ |
| * | બાળકોના મગજમાં જુદી જુદી જાદુઇ બારીઓ હોય છે............. | ૨૯ |
| * | પ્રથમ બારી.................................................... | 30 |
| * | બીજી બારી.................................................... | 3૧ |
| * | ત્રીજી બારી.................................................... | 3૧ |
| * | ખોરાક ચાલુ કરવાની ચાર નિશાનીઓ............................. | 3૨ |
| * | ચોથી બારી.................................................... | 3૨ |
| * | પાંચમી બારી.................................................. | 3૨ |
| * | છઠ્ઠી બારી.................................................... | 33 |
| * | સાતમી બારી.................................................. | 33 |
| * | આઠમી બારી.................................................. | 3૪ |
| * | નવમી બારી .................................................. | 3૪ |
| * | દસમી બારી .................................................. | 3૪ |
| * | અગિયારમી બારી.............................................. | 3૫ |

| ક્રમ નં. | વિષય | પે.નં. |
|---|---|---|
| * | પાલન પોષણની દસ જરૂરી અને મહત્ત્વની વાતો.................. | ૩૫ |
| * | માતાની મમતા પર લાખો સલામ...................................... | ૪૦ |
| **૨** | **માનસિક વિકાસ...............................** | **૪૧** |
| * | પ્રથમ તબક્કો ........................................................ | ૪૧ |
| * | બીજો તબક્કો ........................................................ | ૪૧ |
| * | ત્રીજો તબક્કો........................................................ | ૪૨ |
| * | ચોથો તબક્કો ........................................................ | ૪૨ |
| * | પાંચમો તબક્કો ...................................................... | ૪૨ |
| * | છઠ્ઠો તબક્કો........................................................ | ૪૩ |
| * | સાતમો તબક્કો ...................................................... | ૪૩ |
| * | આઠમો તબક્કો ...................................................... | ૪૩ |
| * | નવમો તબક્કો........................................................ | ૪૪ |
| * | દસમો તબક્કો........................................................ | ૪૪ |
| * | અગિયારમો તબક્કો.................................................. | ૪૪ |
| * | બાળકની બેસવાની સ્થિતિ.......................................... | ૪૫ |
| * | પગોનો વિકાસ........................................................ | ૪૫ |
| * | ચહેરાના હાવ ભાવનો વિકાસ ...................................... | ૪૫ |
| * | બાળકના દાંત નિકળવાનો સમયગાળો............................ | ૪૬ |
| * | બાળકના સુવાનું સમયપત્રક........................................ | ૪૬ |
| * | બાળકના રડવાનું કારણ સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ........ | ૪૭ |
| * | અમુક બાળકોના વિકાસમાં મોડુ પણ થાય છે .................... | ૪૭ |
| * | બાળકના બોલતા શીખવામાં વિલંબ ................................ | ૪૭ |
| * | બોલવામાં મોડુ થયું કે નહી? તેની નિશાનીઓ..................... | ૪૮ |
| * | જોવામાં વિલંબ ...................................................... | ૪૮ |
| * | હલન ચલનની શક્તિનો વિકાસ...................................... | ૪૯ |
| * | સમજ શક્તિની કૌશલ્યમાં વિલંબ થવો............................ | ૪૯ |
| * | ભાવનાઓ સંબંધી વિકાસમાં વિલંબ................................ | ૪૯ |
| * | બાળકનો ખાવાનો તબક્કો .......................................... | ૫૦ |
| * | ચૂસવાની શરૂઆત.................................................... | ૫૦ |
| * | કઠણ ખોરાકની શરૂઆત ............................................ | ૫૦ |
| * | ગાયનું દૂધ શરૂ કરવાનો સમયગાળો ............................... | ૫૦ |
| * | ચાલતા શીખનાર ઉંમરવાળા બાળકનો ખોરાક ..................... | ૫૧ |
| * | બાળકની અનૌપચારિક તાલીમ ..................................... | ૫૧ |

| ક્રમ નં. | વિષય | પે.નં. |
|---|---|---|
| * | સ્વાસ્થ્યવર્ધક ખોરાકની પાબંદી........................................ | ૫૧ |
| * | બાળકો અને ઓછી ગુણવત્તાવાળો ખોરાક .......................... | ૫૨ |
| * | જો કયારેક બહાર હોટલમાં ખાવું પડે તો ............................ | ૫૩ |
| * | બાળકો માટે બનેલી વસ્તુઓ.............................................. | ૫૪ |
| * | બાળકને દૂધ પીવડાવવા માટેની શીશી................................. | ૫૪ |
| * | બાળકને સુવડાવવા માટેનું પાથરણું ..................................... | ૫૪ |
| * | ચૂસણી ......................................................................... | ૫૫ |
| * | બાળક માટે નહાવાનો ટબ ................................................ | ૫૫ |
| * | બાળક માટે ડાયપર્સ....................................................... | ૫૫ |
| * | સાર (ખુલાસો) પતિ ધ્યાન આપે....................................... | ૫૫ |
| **૩** | **બાળકોનો ભાવનાત્મક વિકાસ..................** | **૫૮** |
| * | બાળકના વિકાસના ૧૩ અલગ અલગ તબક્કાઓ હોય છે....... | ૫૮ |
| * | આજનો વિષય.................................................................. | ૫૮ |
| * | દરેક ફૂલનો રંગ અને ખુશ્બુ અલગ અલગ હોય છે................. | ૫૮ |
| * | જન્મનો ક્રમ અને બાળકના સ્વભાવ પર તેની અસરો............. | ૫૮ |
| * | સામાન્ય ટેવો અને વ્યક્તિત્વના આધારે બાળકોના ૪ પ્રકાર છે.. | ૫૯ |
| * | દરેક બાળક સાથે વ્યવહારની રીત અલગ હોય છે .................. | ૬૦ |
| * | બાળકોનો પ્રથમ પ્રકાર : ભાવુક બાળકો............................. | ૬૦ |
| * | બાળકોનો બીજો પ્રકાર : સક્રિય અથવા ઉત્સાહી બાળકો......... | ૬૧ |
| * | બાળકોનો ત્રીજો પ્રકાર : પ્રતિક્રિયા આપનાર બાળકો............ | ૬૨ |
| * | બાળકોનો ચોથો પ્રકાર : ગ્રહણશીલ બાળકો....................... | ૬૩ |
| * | સ્વભાવ અને આદતોને આધારે બાળક સાથે વ્યવહાર કરો........ | ૬૩ |
| * | દરેક બાળકનો સ્વભાવ અને આદતો ભિન્ન હોય છે. ............... | ૬૪ |
| * | બાળકોથી ભૂલો થવી સ્વભાવિક છે અને બાળકો પાસે સરળતાથી ભૂલોનો સ્વીકાર કેવી રીતે કરાવવો? તેનો સહેલો ઉપાય.......... | ૬૫ |
| * | હઝરત ઉમર(રદી)નું ઉદાહરણ : ભૂલ સ્વીકાર કરવામાં ........... | ૬૫ |
| * | કાયરેક નકારાત્મક ભાવનાઓનું હોવું કુદરતી છે ................... | ૬૬ |
| * | વધારે મેળવવાની ઈચ્છા પણ કુદરતી છે ............................ | ૬૬ |
| * | કોઈ વાતમાં ના કહેવું અથવા નકારવું પણ કુદરતી છે............. | ૬૭ |
| * | વાત કહેવાની રીત સારી હોવી જોઈએ ................................ | ૬૭ |
| * | એક રસપ્રદ અને બોધ આપનાર ઘટના ............................... | ૬૭ |
| * | કેળવણીની બે રીતો .......................................................... | ૬૮ |
| * | સમસ્યાનો ઉકેલ માત્ર શિક્ષા (સજા) જ નથી ....................... | ૬૮ |

| ક્રમ નં. | વિષય | પે.નં. |
|---|---|---|


| ક્રમ નં. | વિષય | પે.નં. |
|---|---|---|
| * | બાળકને ખરાબ નામ (બિરૂદ) ન આપો | ૬૯ |
| * | બાળકને હસાવી, રમાડી અને નમૂનો બતાવીને કામ કરાવો – ડરાવી ધમકાવીને ન કરાવો | ૬૯ |
| * | બાળકો બધુ જ સાંભળે છે | ૭૦ |
| * | બાળકોનો ઉત્સાહ વધારો, ભરોસાથી ફાયદો ઉઠાવો | ૭૦ |
| * | મેરા પૈગામ મુહબ્બત હૈ જહાં તક પહોંચે | ૭૧ |
| **૪** | **બાળકોનું શિક્ષણ અને તેમની કેળવણી** | ૭૮ |
| * | કેળવણીની રીત | ૭૮ |
| * | આજનો વિષય | ૭૯ |
| * | શિક્ષણનો હેતુ | ૭૯ |
| * | ૪ અને ૭ના અંકની અમૂક શિષતાઓ | ૭૯ |
| * | પ્રથમ સાત વર્ષમાં મગજનો શારિરીક વિકાસ | ૮૧ |
| * | મોબાઈલ, કોમ્પ્યુટર, ટેબ વગેરેની સ્ક્રીનથી બે વર્ષ સુધી દૂર રાખવા | ૮૨ |
| * | ઘરમાં જ શાળા, મદ્રસા બનાવવાની ઉંમર | ૮૨ |
| * | બાળકની શાળામાં અને મદ્રસામાં જવાની સાચી ઉંમર કઈ? | ૮૩ |
| * | નાની વયના બાળકો માટે શાળા | ૮૩ |
| * | માતાની વધુ એક ખાસ જવાબદારી | ૮૪ |
| * | અનૌપચારિક શિક્ષણનું મહત્ત્વ | ૮૫ |
| * | અનૌપચારિક શિક્ષણની શરૂઆત | ૮૫ |
| * | અનૌપચારિક શિક્ષણની રીતો | ૮૬ |
| * | ભણાવવા માટેના વિષયો | ૮૭ |
| * | ભાષા શીખવાની ઉંમર | ૮૭ |
| * | નવા જમાનાની નવી રીતની ABCD | ૮૮ |
| * | આ બહુજ સાવધાન રહેવાનો જમાનો છે. | ૮૯ |
| * | આનંદમય શિક્ષણ | ૯૦ |
| * | ગણિત ભણાવવાની રીતો | ૯૧ |
| * | ઈલ્મે દીનનું ભણતર | ૯૨ |
| * | ટેકનોલોજી શિક્ષણ મેળવવાનું એક સાધન | ૯૩ |
| * | કોમ્પ્યુટર અને વિડીઓ ગેમ વિશે એક વાત | ૯૩ |
| * | બાળકને નિર્ણય લેવાનો અને પસંદગીનો હક આપો | ૯૪ |
| * | વચગાળાના વ્યવહારથી બાળકોની કેળવણીની રીત | ૯૫ |
| * | બોલવાથી નહી કામ કરીને કેળવણી કરી શકાય છે | ૯૫ |
| * | બાળપણની અમૂક બોધ દાયક ઘટનાઓ | ૯૬ |

| ક્રમ નં. | વિષય | પે.નં. |
|---|---|---|
| **૫** | **છોકરાઓની કેળવણી ..........................** | **૧૦૦** |
| * | પુરૂષો અને સ્ત્રીઓના વ્યક્તિત્વમાં પાયાનો તફાવત ............ | ૧૦૦ |
| * | આજનો વિષય ........................................................ | ૧૦૦ |
| * | બાળકો કુદરતી રીતે પોતાના મોટાઓની નકલ કરે છે ............ | ૧૦૦ |
| * | બાળકને તેની ઉંમર મુજબ અલ્લાહની ઓળખણ કરાવવી......... | ૧૦૧ |
| * | બકળકને અલ્લાહ પર શ્રદ્ધા (યકીન) રાખતા શીખવો ............ | ૧૦૧ |
| * | બાળકો માટે નેક સંગતની વ્યવસ્થા ................................ | ૧૦૩ |
| * | બાળકને સારૂ વાતાવરણ પૂરુ પાડો ................................ | ૧૦૫ |
| * | બાળકમાં અદબ અને શિષ્ટાચારનો વિકાસ ........................ | ૧૦૫ |
| * | પ્રકૃતિ (કુદરત)નો એક મહત્ત્વપૂર્ણ નિયમ ......................... | ૧૦૬ |
| * | બાળક સાથેનો સંબંધ ટકાઉ અને શ્રેષ્ઠ બનાવવાના નિયમો...... | ૧૦૮ |
| * | છોકરાઓ વિશે અમૂક વૈજ્ઞાનિતક સંશોધનો ....................... | ૧૧૦ |
| * | એક માર્ગદર્શકની જરૂરત : સમયનો ફાયદો ઉઠાવો ............... | ૧૧૨ |
| * | બાળકને શારિરીક અને સમૂહ રમતો દ્વારા સક્રિય રાખવું .......... | ૧૧૩ |
| * | નવયુવાનો માટે ડ્રાઈવિંગના જરૂરી નિયમો ......................... | ૧૧૪ |
| * | યુવાનોને સુરક્ષાનું ખાસ ધ્યાન રાખવાની કેળવણી .............. | ૧૧૫ |
| * | નવયુવાનોને નાણાંકીય વહીવટી સંચાલનનો અનુભવ........... | ૧૧૮ |
| * | છોકરાની નાફરમાનીના કારણો શોધવા ............................ | ૧૨૦ |
| * | છોકરાઓની નાફરમાનીનું નિરાકરણ કેવી રીતે કરવું? ........... | ૧૨૧ |
| * | બાળકની નાફરમાની ઓછી કરવાની રીતો ........................ | ૧૨૩ |
| * | સજા આપવા કરતા ઈનામ આપીને બાળકને પાલન કરાવવું..... | ૧૨૪ |
| * | અલ્લાહના દરબારમાં મદદ માંગવી .................................. | ૧૨૬ |
| **૬** | **છોકરીઓની કેળવણી ..........................** | **૧૨૭** |
| * | છોકરી અલ્લાહની રહમત અને કુટુંબની ઈજ્જત છે. ................ | ૧૨૭ |
| * | છોકરાઓની સરખામણીમાં છોકરીઓ વધારે ચોખ્ખા વિચારની હોય છે. ................................................ | ૧૨૮ |
| * | છોકરીની પસંદની રમત/રમકડાંમાં તેને છૂટ આપો............... | ૧૨૮ |
| * | છોકરીને બહેનપણીની પસંદગીની રીત શીખવવી ................ | ૧૨૯ |
| * | છોકરીને કોઈ વસ્તુ શીખવવાના ચાર મુદ્દાઓ ...................... | ૧૩૦ |
| * | ખોરાક અને કામમાં વ્યસ્ત રહેવા શીખવવું ......................... | ૧૩૦ |
| * | છોકરીને સમજાવવાની કે રોકવાની રીત ............................ | ૧૩૦ |
| * | છોકરીની સુંદરતાના નહી પણ તેની ચરિત્રતાના વખાણ કરવા જોઈએ.................................................... | ૧૩૧ |

| ક્રમ નં. | વિષય | પે.નં. |
|---|---|---|
| * | છોકરી પોતાના મનની વાત માતા પિતાને કહે તેવો તેનો સ્વભાવ બનાવવો .................................................. | ૧૩૧ |
| * | છોકરીને તંદુરસ્તી અને પોષપણયુકત ખોરાકનું મહત્ત્વ સમજાવો | ૧૩૨ |
| * | છોકરીની કેળવણી અને સંકટ સમયનો સામનો .................. | ૧૩૨ |
| * | છોકરીઓની પ્રેમભાવનાને સાચી દિશા આપવી .................. | ૧૩૩ |
| * | સ્ત્રીઓની વાસ્તવિક સુંદરતા પ્રમાણિકતા અને શરમ જ છે ...... | ૧૩૪ |
| * | સારા શિક્ષણ માટે ચિંતા કરવી ....................................... | ૧૩૬ |
| * | છોકરીને વિશ્વાસ જાળવવાની સમજ આપો ........................ | ૧૩૭ |
| * | છોકરીની દેખરેખ રાખવી જરૂરી છે ................................ | ૧૩૮ |
| * | રોજીંદી વાતો જાણવી અને છોકરી સાથે થોડોક સમય પસાર કરવો | ૧૩૮ |
| * | મોબાઈલ, ઈન્ટરનેટના ઉપયોગમાં છૂટછાટ ન આપવી ........... | ૧૪૦ |
| * | માતા અને પૂત્રીનો સંબંધ ................................................ | ૧૪૨ |
| * | પિતા અને પૂત્રીનો સંબંધ ............................................... | ૧૪૩ |
| * | ઈજ્જત એવી વસ્તુ છે જે ગઈ તો પાછી મળતી નથી ............. | ૧૪૫ |
| **૭** | **નવયુવાન બાળકોની કેળવણી....................** | **૧૪૭** |
| * | જીવનના ચાર તબક્કાઓ .................................................. | ૧૪૭ |
| * | આજનો વિષય ................................................................ | ૧૪૭ |
| * | તરૂણાવસ્થાની શરૂઆત, તેના લક્ષણો અને તબક્કાઓ ..... | ૧૪૭ |
| * | છોકરીઓમાં યુવાવસ્થાની લાક્ષણિકતાઓ અને તેના તબક્કાઓ | ૧૫૫ |
| * | માતા–પિતા માટે જરૂરી માર્ગદર્શન ................................ | ૧૫૭ |
| * | માતા–પિતાએ શું નહી કરવું? ........................................ | ૧૫૮ |
| * | માતા–પિતાએ શું કરવું જોઈએ? .................................... | ૧૫૮ |
| * | બાળકોને જીવનનું લક્ષ્ય સમજાવો.................................. | ૧૫૮ |
| * | આ ઉંમરમાં બાળકના બગડવાની અમુક નિશાનીઓ ............. | ૧૫૯ |
| * | છોકરાઓની યુવાની કેવી રીતે ચોખ્ખી બનાવવી? ............... | ૧૬૦ |
| * | યુવાવસ્થા નેકી તરફ જવાનો શ્રેષ્ઠ સમય ........................... | ૧૬૧ |
| * | છોકરીની યુવાની સુશીલ બનાવવાના સોનેરી નિયમો ............ | ૧૬૪ |
| * | બીજી અમૂક જરૂરી બાબતો ............................................ | ૧૬૪ |
| * | આ ઉંમરમાં છોકરીઓની બગડવાની નિશાનીઓ ................ | ૧૬૮ |
| * | સ્ત્રીઓનું સૌથી મોટુ જિહાદ – ઈજ્જતની સુરક્ષા .................. | ૧૬૯ |
| * | પારંપારિક સંબંધોના ત્રણ દરજ્જાઓ ................................ | ૧૭૧ |
| **૮** | **બાળકોનું માનસિક પાલનપોષણ ................** | **૧૭૪** |
| * | આજનો મુદ્દો ................................................................. | ૧૭૪ |

| ક્રમ નં. | વિષય | પે.નં. |
|---|---|---|
| * | બાળકની બુદ્ધી ........ | ૧૭૪ |
| * | શીખવાની ઈચ્છા ધરાવતી બારી (નવુ નવુ શિખવાની ઉત્કંઠા).. | ૧૭૫ |
| * | બાળકોની માનસિકતા અને વૈજ્ઞાનિક સંશોધનો ........ | ૧૭૬ |
| * | બાળકો નકલ કરવાની અદ્‌ભુત કાર્યક્ષમતા ધરાવે છે ........ | ૧૭૭ |
| * | બાળપણમાં શીખેલ વાત ઘડપણમાં પણ સુરક્ષીત રહે છે ........ | ૧૭૯ |
| * | માણસના મગજના બે ભાગ હોય છે ........ | ૧૮૨ |
| * | બાળકના મગજ અને બુદ્ધિનો વિકાસ ........ | ૧૮૩ |
| * | બાળકો સાથે હકારાત્મક વર્તન ........ | ૧૮૪ |
| * | છોકરાઓ અને આત્મહત્યા : અમુક લાક્ષણિકતાઓ ........ | ૧૮૫ |
| * | માનસિક તણાવમાંથી બાળકને કઇ રીતે બહાર કાઢવું ........ | ૧૮૬ |
| * | બાળકોની માનસિક બિમારીઓ અને તેનો ઉપાય ........ | ૧૮૬ |
| **૯** | **બાળકોની કેળવણી (કેટલીક દવાઓ અને દુઆઓનો ઉલ્લેખ)** | **૧૯૦** |
| * | આજનો મુદ્દો ........ | ૧૯૦ |
| * | તંદુરસ્તીનો આધાર ત્રણ બાબતો પર ........ | ૧૯૦ |
| * | ઈસ્લામમાં શારિરીક તંદુરસ્તીના નિયમો ........ | ૧૯૧ |
| * | બાળકોની શારિરીક બીમારીઓ અને તેનો ઈલાજ ........ | ૧૯૨ |
| * | હોમિયોપેથીક દવાઓથી બીમારીનો ઈલાજ ........ | ૧૯૫ |
| * | Accupressure (શરીરની અમુક નસ કે અવયવોને દબાવીને) વડે બીમારીનો ઈલાજ કરવાની પધ્ધતિ ........ | ૧૯૬ |
| * | બાળકોને મસ્નુન દુઆઓ યાદ કરાવવી ........ | ૧૯૭ |

# પ્રકાશકની કલમે

અપની હૈસિયત કા હૈ મુજે પતા
તેરી શાને બુલંદ કા કુછ એહસાસ ભી હૈ
તેરે લુત્ફો કરમ પર હો જાઉં કુરબાન
દી હુઇ તેરી યે મેરી જાન હી હૈ
કલમ થામે બૈઠા હું મઝમૂન નદારદ
અલ્ફાઝે ગમ હૈ લીખું તો કયાં લીખું

ફકત અલ્લાહના અહસાન તળે દબાયેલ છું કે અલ્લાહ તઆલાના અગણિત ઉપકારોમાંથી એ પણ એક ઉપકાર છે કે ગયા વર્ષે રમઝાન (હિ. ૧૪૩૪)માં મારા પિતા (હઝરત મૌલાના ખલીલુર્રહમાન સજ્જાદ નૌમાની સા.)ની સાથે ઝામ્બિયા (લુકાસા) એઅ્તિકાફમાં હાજરીનો મોકો મળ્યો. સય્યદના વ મુર્શિદના હઝરત મૌલાના પીર ઝુલ્ફીકાર સા. નકશબંદી (દા.બ.)ની મજિલસોમાં બેસવાની ખુશનસીબી પ્રાપ્ત થઇ. આ વર્ષે હઝરત વાલાએ સ્ત્રીઓ માટે દરરોજ યોજાનાર મજિલસોમાં જે બયાનો (ભાષણો) કર્યા હતાં, તેમાં બાળકોના દરેક પ્રકારના વિકાસ, તેમની સર્વ કેળવણીની સાથે–સાથે શારીરિક, માનસિક, ભાવનાત્મક અને મનોવૈજ્ઞાનિક જેવા દરેક મુદ્દાઓનો ખ્યાલ રાખીને તેમની દીની અને નૈતિક સારી કેળવણીને બહુ જ સારી રીતે કિતાબો સુન્નતની સાથે–સાથે આધુનિક સંશોધનોને ધ્યાનમાં રાખી બયાન કર્યું. અલ્લાહ તઆલા હઝરતનો છાંયો આપણા બધા પર લાંબા સમય સુધી બાકી રાખે અને તંદુરસ્તી અને સલામતીની સાથે તેમના ફૈઝને પણ વધારે ફેલાવે. એઅતિકાફથી પરત થયા પછી મારા પિતા આ બયાનાત (ભાષણો)ને મુદ્દાવાર રીતે માસિક ‘‘અલ ફુર્કાન’’માં છાપતા રહ્યા અને અલગ–અલગ જગ્યાઓ પરથી આ વિષયો અને ભાષણો પર બહુ સારા પ્રતિભાવ પણ મળતા રહ્યા. પછી અલ્લાહ તઆલાએ મને અને મારી પત્નિને પણ આ ભાષણો (બયાનાત) પર અમલ કરવાની અને બાળકોની કેળવણી માટે તેના ફાયદાકારક હોવાનો અનુભવ કરવાની તૌફીક આપી એવી રીતે કે આ વર્ષ ફેબ્રુઆરી ૨૦૧૪માં અમારે ત્યાં એક કળી ખીલી, અમે બંને જણાએ હઝરત વાલાના આ ભાષણો (બયાનાત)ને ફરીથી સાંભળ્યા

મેં તેને અલગ–અલગ મુદ્દાઓમાં નોંધવાનું શરૂ કર્યુ. અમે અમારી નાની છોકરીની સાર–સંભાળ કરવામાં હઝરત પીર સાહેબની બતાવેલ એક–એક વાત પર અમલ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે અને તેનો લાભ પણ દેખાઇ રહ્યો છે. આગળના તબક્કાઓ માટે પણ તમામથી દુઆની ગુજારિશ છે.

‘‘અલ–ફુર્કાન’’માં આ વિષયોને વાંચવાવાળાઓ તરફથી પણ ભલામણો આવતી રહી અને મારા પિતાએ પણ મને આદેશ આપ્યો કે તે ભાષણોને પુસ્તકના સ્વરૂપે ખુલ્લા મુકવામાં આવે. તેથી આ મારા વડીલોની દુઆઓ અને ચિંતા (ફિકર)નું પરિણામ છે કે શ્રેષ્ઠ ફૂલ ‘‘બાળકોની કેળવણીના સિધ્ધાંત’’ના નામથી તમારા હાથમાં છે. હું તેમનો સત્ય સમજીને તેમનો આભારી છું જેમણે આ પુસ્તકની તૈયારી અને કમ્પોઝિંગમાં અથવા કોઈપણ રીતે આ પુસ્તકના છાપકામમાં સાથ આપ્યો. ખાસ કરીને મારા સહયોગી બિલાલખાન જેઓ અલ–ફુર્કાન અને નૌમાની એકેડમીના કારકુન છે અને અમને બંનેને દરેક સમયે એક સાથે કામ કરતા જોઈએને ઘણા લોકો અમને સગા ભાઈઓ સમજે છે (ખરેખર તેઓ મારી સાથે ભાઈ જેવું વર્તન કરે છે) તેમનો પણ આ પુસ્તકની તૈયારીમાં ખાસ કરીને મુખપૃષ્ઠની તૈયારીમાં બહુ સાથ મળ્યો. આ બધાનો હું આભારી છું અને અલ્લાહ તઆલાથી દુઆ કરૂં છું કે અલ્લાહ તઆલા દરેકને જઝાએ ખૈર આપ અને આપણા ગુનાહોને માફ કરી દે જે ખોટ (ઉણપ) રહી ગઇ છે તેને માફ કરી દે સાથે–સાથે આ પુસ્તક અને તેના લેખકથી ભરપુર ફાયદો ઉઠાવવાની તૌફીક આપે.

તાલિબે દુઆ<br>
બિલાલ નૌમાની

# મૌલાના ખલીલુર્રહમાન સજ્જાદ નોમાની નકશબંદી (દા.બ.)

## ખલીફા મૌલાના પીર ઝુલ્ફીકાર નકશબંદી (દા.બ.)

બિસ્મિહી તઆલા

યે આજિજ જો મરીઝ ભી હે ઔર સફરમેં ભી હે, બિરાદરે અઝીઝ વ હબીબ મૌલાના સલાહુદ્દીન સૈફી (દા.બ.) કી તહરીર કે એક એક લફ્ઝ કી તાઇદ વ તવસીક કરતા હે ઔર દુઆગો હે કે અઝીઝમ હાફિઝ અનસ સલ્લમહુ કી કાવિશ કો અલ્લાહ તઆલા કબૂલિયતે ખાસ્સા અતા ફરમાએ ઔર હમારે હઝરત (મૌલાના ઝુલ્ફીકાર નકશબંદી) દા.બ. કે ખુબસુરત ઔર દીલ આવૈઝ બયાનાત પર મુશ્તમીલ ઈસ કિતાબ સે ગુજરાતી કારીઈન (પઢનેવાલોં) બિલ્‌ખુસૂસ ખ્વાતીન ઝિયાદા સે ઝિયાદા ફાઇદા ઉઠાએં.

તમારી સૌની દુઆઓનો<br>
મોહતાજ અને તાલિબ<br>
ખલીલુર્રહમાન સજ્જાદ નૌમાની<br>
ખાનકાહે મુજદ્દીદીયહ નકશબંદીયહ<br>
નેરલ (કરજત)<br>
જિલ્લો : રાયગઢ (મહારાષ્ટ્ર)<br>
૨૫ શાબાન ૧૪૩૫<br>
૨૫ જુન ૨૦૧૪

# અભિપ્રાય

# મૌલાના મો.હનીફ લુહારવી (દા.બ.)

## શૈખુલ હદીષ જામીઆ કાસ્મીયાહ અરબિય્યહ ખરોડ.

## સદર જમીઅતે ઉલમાએ હિંદ ગુજરાત

બિસ્મિહી તઆલા

નહમદુહૂ વનુસલ્લી અલા રસુલિહીલ કરીમ

આજના યુગમાં ચોતરફ નગ્નતા અને વ્યભિચારનો દૌર છે અને તેની જ ચર્ચાઓ છે અને મોબાઈલની દુનિયાએ તો આપણા યુવાનોને બરબાદ કરી દીધા છે. તેથી આ યુગમાં બાળપણથી જ બાળકોની કેળવણીની ખૂબ જ જરૂર છે અને જેથી બાળકો પર નજર રાખવામાં આવે કુર્આનો હદીષની રોશનીમાં તેમની કેળવણી કરવામાં આવે. આ અનુસંધાને ઘણાબધા ઉલમાએ બાળકોની કેળવણીના વિષય પર પુસ્તકો લખ્યા છે. તેની સાથે કડી જોડતુ હઝરત મૌલાના પીર ઝુલ્ફીકાર સાહબનું આ પુસ્તક ‘‘અવલાદ કી પરવરીશ કે બેહતરીન ઉસૂલ’’ છે. જેમાં કુર્આનો હદીષની રોશનીમાં બાળકોની કેળવણીના નિયમોનું વર્ણન કરવામાં આવ્યું છે. ગુજરાતના લોકો પર મોલ્વી અનસ બિન હાફિઝ ઇદરીસ સાહબે એહસાન કર્યુ, જેઓ ગોધરાના રહેવાસી છે. સાથે સાથે તેઓ એક શાળાના શિક્ષક પણ છે. તેમણે આ ઉર્દૂ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કર્યુ. અલ્લાહ તઆલા તેમના આ કાર્યને ઉમ્મત માટે ફાયદાકારક બનાવે અને ઉમ્મતને ફાયદો ઉઠાવવાની તૌફીક આપે અને અનુવાદ કરનારને દુનિયા આખિરતમાં બેહતરીન બદલો આપે... આમીન

વસ્સલામ

શૈખ હનીફ લુહારવી (દા.બ.)

# મનની વાત
# મૌલાના શૈખ સલાહુદ્દીન સૈફી નકશબંદી (દા.બ.)

## ખલીફા મૌલાના પીર ઝુલ્ફીકાર નકશબંદી (દા.બ.)

બિસ્મિહી તઆલા

અલ્હમ્દુલિલ્લાહી વ કફા વ સલામુન અલા ઇબાદિહીલ્લઝીનસ્તફા અમ્મા બાદ!

આ કિતાબ ''અવલાદ કી પરવરીશ કે બેહતરીન ઉસૂલ'' હઝરત પીર હાફિઝ ઝુલ્ફીકાર અહમદ સાહબ નકશબંદી મુજદ્દીદી મદ્દજિલ્લુહુલ આલીના એઅતિકાફ દરમિયાન લુસાકા ઝામ્બિયાની સ્ત્રીઓ માટેના ખાસ બયાનોનો સંગ્રહ છે જે ઝોહરની નમાઝ પહેલા કરવામાં આવતા હતા. સ્ત્રીઓને એક હોલમાં માઇક દ્વારા સંભળાવવામાં આવતું હતું. આ બયાનો દ્વારા લુસાકા શહેરની સ્ત્રીઓમાં સારુ પરિવર્તન આવ્યું અને અલ્લાહની મોહબ્બત પેદા થઇ. પછી આ બયાનોને કિતાબના રૂપમાં પૂરા વિશ્વમાં પ્રકાશિત કરવામાં આવ્યા.

ખરેખર પુસ્તકોનું આયુષ્ય માનવીઓના આયુષ્ય કરતા વધુ હોય છે. અલ્લાહ તઆલાથી ઉમ્મીદ છે કે કિતાબો દ્વારા હઝરતનો ફૈઝ લાંબો સમય સુધી જારી રહેશે.

આ બયાનો ઉર્દૂ ભાષામાં હોવાથી ગુજરાત (ભારત) રાજયની સ્ત્રીઓ તેનાથી ફાયદો ઉઠાવી શકતી ન હતી. તેથી હાફિઝ અનસ સલ્લમહુએ ઉર્દૂ ભાષામાંથી ગુજરાતીમાં અનુવાદ કર્યુ. જેથી ગુજરાતી જાણનાર લોકો તેનાથી ફાયદો ઉઠાવી શકે. અલ્લાહ તઆલા આ મુખ્લીસ (નિઃસ્વાર્થ) પ્રયત્ન કબૂલ ફરમાએ.

વસ્સલામ

(મૌલાના શૈખ) સલાહુદ્દીન સૈફી નકશબંદી (દા.બ.)

# અભિપ્રાય

## મુફતી અમીન કલા સા.

### ઉસ્તાદ દારૂલ ઉલૂમ વણાંકપુર ગોધરા.

માનવાતાના ઉપકારી હઝરત મુહમ્મદ (સ.અ.વ.)ને શિક્ષક બનાવીને મોકલવામાં આવ્યા. આપ કહ્યું કે હું શિક્ષક બનાવીને મોકલવામાં આવ્યો છે. આપે સહાબા (રદી.)ની એક એવી જમાઅત તૈયાર કરી કે કુર્આન મજીદે તેમનું વર્ણન કર્યુ કે મુહમ્મદ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અલ્લાહના પયગમ્બર છે અને જે લોકો તેમણી સાથે છે તે અલ્લાહના દુશ્મનોના હકમાં સખત છે અને અંદરો–અંદર દયાવાન છે. ઓ જોનાર તુ તેમને જુએ છે કે તેઓ ખુદાના આગળ સજદામાં જુકેલા છે અને તેઓ અલ્લાહની પ્રસન્નતા અને ખુશી પ્રાપ્ત કરે છે. વધારે પડતા સજદાઓના કારણે તેમની પેશાનીઓ ઉપર નિશાન પડી ગયા છે.. તેમના આ લક્ષણો તૌરાત અને ઈન્જિલમાં મોજુદ છે.(સુરએ ફતહ) અહીંયા સુધી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે મારા સહાબાઓ તારાઓની જેમ છે. જે તેમનું અનુકરણ (નકલ) કરશે તે સીધો માર્ગ પામશે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ હઝરત ઉમ્મે સલમા(રદી.)ના છોકરાને જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સાથે ભોજન લઈ રહ્યા હતા ત્યારે તેમનો હાથ આખીં થાળીમાં ફરતો હતો, ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કહ્યું કે ઓ છોકરા અલ્લાહનું નામ લઈને પોતાના આગળથી ખાઓ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ હઝરત અબુઝર ગિફારી(રદી)ને તાકીદ કરી કે જયારે તેઓએ બીજા વ્યક્તિને સખત શબ્દો કહ્યા અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કહ્યું કે ઓ અબુઝર હમણા સુધી તમારામાં શિસ્તની કમી જોવા મળે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સહાબાની કેળવણી કરતા અને તેમની દેખરેખ રાખતા હતા.

બાળ કેળવણી એ કઠિન કાર્ય છે. એક માનવીને ખરા અર્થમાં માનવી બનાવવાનો છે, ઉલમાઓએ લખ્યુ છે કે, દરેક વિદ્વાન (મોટી વ્યક્તિ)

પાછળ કોઇ ન કોઇ સ્ત્રીનો હાથ હોય છે. હઝરત મૌલાના અલીમિયાં નદવી(રહ) કહે છે કે મારી માતા મારી કડી દેખરેખ રાખતા હતા, જો કયારેક મારી નમાઝ છુટી જતી અને જો હું સુઇ ગયો હોઉં તો તે મને ઉંઘમાંથી ઉભો કરતી અને નમાઝ પઢાવતા હતા. શુક્રવારના દિવસે સુરએ કહફ પાબંદીની સાથે પઢાવતા હતા અને જો હું નોકરાણીનાં બાળકો સાથે બળજબરી કરતો તો હાથ જોડાવીને મારી પાસે માફી મંગાવતા. તેનો પ્રભાવ એવો પડયો કે મારા મનમાં અત્યાચાર (જુલ્મ) પ્રત્યે નફરત ઉભી થઇ ગઇ અને યાદ રાખો કે અલ્લાહ તઆલા અત્યાચારીઓથી દીનનું કામ નથી લેતો.

હઝરત મૌલાના ઝકરીયા સાહબની કેળવણી તેમના પિતાએ પોતાના હાથો દ્વારા કડી નજરે કરી. તેમનું પુસ્તક આપબીતી વાંચવાને લાયક છે. ખુલાસો એ છે કે બાળકોની કેળવણી મુશ્કેલ ભર્યુ કાર્ય છે. કેળવણી પછી જ બાળકો માતા–પિતાની આંખોની ઠંડક બને છે નહિંતર માથાનો દુઃખાવો બને છે.

આ અનુસંધાન અન્વયે ''અવલાદ કી પરવરિશ કે બેહતરીન ઉસૂલ'' નામનું પુસ્તક જે હઝરત મૌલાના પીર ઝુલ્ફીકાર નકશબંદી સાહબના પ્રવચનોનું જુથ છે. જે એક વાંચવા લાયક પુસ્તક છે. જેનું ખુબજ સારુ અને સરળ ગુજરાતી ભાષામાં અનુવાદ મોલ્વી અનસ હા.ઇદ્રીસ ઘેંશે કર્યુ છે. નવયુવાન ફાઝિલે અનુવાદ કરવામાં ખુબ જ તકલીફ ઉઠાવી છે. આ પહેલું ટીપુ છે ભવિષ્યમાં ધોધમાર વરસાદની આશા છે. અલ્લાહ આ પ્રયત્નને કબૂલ ફરમાવે.

મુફતી અમીન કલા (દા.બ.)
ઉસ્તાદ દારૂલ ઉલૂમ વણાંકપુર, ગોધરા.

# આવકાર

# મોલ્વી ઇકબાલ બોકડા

## ઉસ્તાદ દારૂલ ઉલૂમ વણાંકપુર ગોધરા.

કોઇ પણ સમુદાય કે કોમની પ્રગતિનો આધાર તેની બાળ ઉછેર અને કેળવણીની વ્યવસ્થા પર રહેલો છે. આથી યોગ્ય વાતાવરણમાઃ બાળકોનું ઘડતર થાય તે અત્યંત જરૂરી છે. ઇસ્લામમાં બાળઘડતરને ખાસ મહત્વ આપવામાં આવ્યું છે. પયગંબર (સ.અ.વ.)નું ફરમાન છે :

કોઇ પણ પિતા તેના સંતાનોને ઉચ્ચ સંસ્કારોથી સારી ભેટ આપી શકતો નથી. (તિર્મીઝી)

બાળકોને રહેણી–કરણી ઉપરાંત શારીરિક તંદુરસ્તીના સિદ્ધાંતોની કેળવણી આપવી એ દીનનો વિશેષ ભાગ છે. નબી (સ.અ.વ.)નું ફરમાન છે, સશકત અને સ્વસ્થ ઇમાનવાળો શ્રેષ્ઠ અને અલ્લાહને કમજોર ઇમાનવાળા કરતાં વધુ પ્રિય છે. (મુસ્લિમ)

હઝરત મુહમ્મદ (સ.અ.વ.)એ ખૂબ સ્નેહપૂર્વક તથા સાવચેતીથી બાળકોનું માનસિક, શારીરિક તથા નૈતિક ઘડતર કરવાની તાલીમ આપી છે. તેમજ તેના અમલી નમૂના પણ રજૂ કર્યા છે. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદી) હજુ બાળક હતા તે સમયનું વર્ણન કરતા કહે છે કે નબી (સ.અ.વ.)એ તેમને પ્રશ્ન પૂછયોઃ એક વૃક્ષ એવું છે જેનાં પાંદડા ખરતા નથી, તે (ફાયદો પહોંચડવામાં) એક મુસલમાન સમાન છે, કહો કે તે વૃક્ષ કયું હશે? (મુસ્લિમ)

હઝરત અનસ ઇબ્ને માલિક (રદી) વર્ણવે છે કે નબી(સ.અ.વ.)એ મને કહ્યું : વહાલા પુત્ર! જયારે ઘરમાં પ્રવેશો તો ઘરવાળાંને સલામ કરો. તેનાથી તમને અને તમારાં ઘરવાળાંઓને બરકત પ્રાપ્ત થશે. (મુસ્લિમ)

આપણા માનવંત વિદ્વાનો તથા રૂહાની આગેવાનો એ બાબતે સતત ચિંતા અનુભવી રહ્યા છે કે પશ્ચિમી સંસ્કૃતિની અસરો હેઠળ આજે મુસ્લિમ

સમાજમાં સાચી ઈસ્લામી શૈલીમાં બાળકોનું ઘડતર કરવામાં આવતું નથી તેનાં પરિણામો આજે આપણી નજરો સમક્ષ છે. બાળકેળવણી તેમજ વ્યક્તિત્વ વિકાસના ઈસ્લામી સિદ્ધાંતોના પ્રખર નિષ્ણાંત અને શાહ અબ્દુલઅઝીઝ યુનિવર્સિટીના વ્યાખ્યાતા ડૉ.અબ્દુલ્લાહ નાસિર અલવાન (૧૯૨૮–૧૯૮૭)એ બાળકોના શારીરિક, બૌદ્ધિક તથા રૂહાની ઘડતર સંબંધિત ઈસ્લામી સિદ્ધાંતોને આવરી લેતુ પુસ્તક તરબીયતુલ અવલાદ ફિલ ઈસ્લામ બે દળદાર ગ્રંથોમાં લખ્યું હતું. મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર(રહ) એ ઈસ્લામ ઔર તરબીયતે અવલાદ શીર્ષકથી તેનું ઉર્દૂમાં ભાષાંતર કર્યું. લોકપ્રિય રૂહાની પેશવા માનવંત હઝરત મૌલાના કમરૂઝઝમાન ઈલાહાબાદીએ આ ગ્રંથની સંક્ષિપ્ત આવૃત્તિ ઉર્દૂમાં તૈયાર કરી. તેમની આજ્ઞાથી જનાબ અબ્દુલ કાદિર ફાતીવાલાએ આ મૂલ્યવાન પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કર્યું, જે ઔલાદની તરબીયતનું ઈસ્લામી આયોજન શીર્ષકથી ગુજરાતીમાં પ્રસિદ્ધ થયું હતું.

વર્તમાન પેઢીમાં બાળઘડતરનો અભાવ અને કેળવણી પ્રત્યે ગફલત ચિંતાજનક બાબત છે. બાળકોની કેળવણીની પ્રભાવી વ્યવસ્થા વિના કોમની પ્રગતિ શકય નથી. વળી, જે કોમ પાસે બાળકેળવણીના સર્વશ્રેષ્ઠ સિદ્ધાંતોનો અઢળક ખજાનો છે, તેની નવી પેઢીના ઘડતર અંગેની ઉદાસીનતા યોગ્ય નથી.

કેલિફોર્નિયા સ્થિત બાળકેળવણીના સિદ્ધાંતોના પ્રખર નિષ્ણાંત ડૉ.સ્ટીફન કાર લિયોન એ બાબત પર સંશોધન કરી રહ્યા હતા કે વિશ્વમાં યહુદીઓની વસ્તી માત્ર ૦.૦૨ ટકા હોવા છતાં વ્યાપાર, શિક્ષણ અને મીડિયા સહિત દરેક ક્ષેત્રમાં તેઓ શા માટે પકડ ધરાવે છે? આટલી નજીવી વસ્તી હોવા છતાં નોબેલ ઇનામ મેળવનાર પ્રતિભાશાળી વિદ્વાનોમાં કેમ યહુદીઓની સંખ્યા સૌથી વધુ હોય છે? આ રસપ્રદ સંશોધન માટે તેઓ ત્રણ વર્ષ ઈઝરાયેલમાં રોકાયા. આઠ વર્ષની મહેનતના અંતે તૈયાર કરેલ પોતાના સંશોધનમાં તેમણે રહસ્યોદઘાટન કર્યું કે વિશ્વમાં યહુદીઓ પોતાના બાળકોના ઉછેર અને વિકાસ અંગે સૌથી વધુ ધ્યાન આપે છે. શરૂઆતથી જ તેઓ બાળકોના શારીરિક અને બૌદ્ધિક વિકાસ પ્રત્યે ખૂબ કાળજી રાખે છે. આ તેમની પ્રતિભાનું રહસ્ય છે.

ખ્યાતનામ સૂફી હઝરત મૌલાના પીર ઝુલ્ફીકાર નકશબંદી માત્ર ભારતીય ઉપખંડમાં જ નહી, પરંતુ આંતરરાષ્ટ્રીય કક્ષાએ પ્રાચીન તથા અર્વાચીન વિદ્યાઓના સંગમ તરીકે માનવંત દરજજો ધરાવે છે. આપ ઈસ્લામી સિદ્ધાંતો મુજબ આકર્ષક શૈલીમાં નવી પઢીનું ઘડતર કરવાની ઈશ્વરદત્ત કોઠાસૂઝ ધરાવે છે. ''બુદ્ધિમત્તા અને વિવેકપૂર્ણ વાતો એ ઈમાનવાળાનું ખોવાયેલું ધન છે. જયાંથી પણ પ્રાપ્ત થાય, ત્યાંથી એને મેળવવાનો તે વિશેષ હક્કદાર છે'' ના ફરમાન મુજબ આપે બાળઉછેર તેમજ કેળવણીના ઈસ્લામી તેમજ આધુનિક પશ્ચિમી સિદ્ધાંતો સંબંધિત પુસ્તકોનો ઉંડો અભ્યાસ કર્યો. વર્ષ ૨૦૧૩ના રમઝાન માસ દરમિયાન લ્યુસાકા (ઝામ્બિયા) ખાતે આપ સાહેબે બાળકોના શારીરિક, માનસિક, ભાવનાત્મક, શૈક્ષણિક અને રૂહાની ઉછેર અંગે આ સિદ્ધાંતો પર આધારીત વકતવ્યો આપ્યાં. માનવંત વિદ્વાન હઝરત મૌલાના ખલીલુર્રહમાન સજજાદ નોઅમાની સાહેબના સુપુત્ર મૌલાના બિલાલ નોઅમાનીએ આ બહુમૂલ્ય વકતવ્યોનું સંકલન કરીને ''અવલાદ કી પરવરીશ કે બેહતરીન ઉસૂલ'' પુસ્તક પ્રકાશિત કર્યુ, જે ખૂબ ટુંકા ગાળામાં લોકપ્રિય થયું.

ગોધરાના નવયુવાન આલિમ મો.અનસ ઘેંશ સાહેબે આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કર્યુ છે. સૌપ્રથમ તો તેમણે ભાષાંતર માટે આવું ઉત્તમ પુસ્તક પસંદ કર્યુ, એ તેમની ઉમદા રૂચિ પરાવર્તિત કરે છે. ભાષાંતર સરળ અને શુદ્ધ ભાષામાં છે. મો.અનસ ઘેંશ સાહેબને ખૂબ ખૂબ અભિનંદન. તેમની કલમે ભવિષ્યમાં વધુ ઉપયોગી પુસ્તકોથી ગુજરાતી વાચકો લાભાન્વિત થશે, તેવી આશા છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે. આમીન..

બાળઘડતરના ઈસ્લામી સિદ્ધાંતોની જાણકારી મેળવવા ઈચ્છતા તમામ સાહિત્યરસિકો અને ખાસ કરીને નવવિવાહિતો, મુસ્લિમ સન્નારીઓ શિક્ષકો અને મદ્રસાના મુદર્રિસોએ ખૂબ મનનપૂર્વક આ પુસ્તકનો અભ્યાસ કરવો જોઈએ.

દુઆનો અભિલાષી
ઈકબાલહુસૈન જી. બોકડા
હયાતની વાડી, ગોધરા.

# પ્રસ્તાવના

એ એક માત્ર સૌભાગ્ય હતું અને અલ્લાહનો ઉપકાર હતો કે અમારો ઉછેર એવા શ્રેષ્ઠ નિપુણતાવાળા વડીલોના ખોળામાં થયો, જેઓ દિલે દર્દમન્દ ની સાથે ફિકરે અર્જુમન્દ અને ઝબાને હોશમન્દ પણ ધરાવતા હતા અને જેમની નજર એક તરફ કિતાબો સુન્નતના એક એક શબ્દ પર અને હજારો ઉલમા અને સાલેહ અને ઈસ્લાહી ઈતિહાસના શ્રેષ્ઠ લોકોના બોલ અને તેમના જીવન પર પણ રહેતી હતી. જેમણે પોત–પોતાના સમયમાં લોકોની સુધારણા અને કેળવણી તથા દીને ઈસ્લામની સુરક્ષા અને ફેલાવાના મેદાનમાં અલગ જ પ્રકારના પરાક્રમો કર્યા અને આના આધારે તેઓ સંપૂર્ણપણે રૂઢિચુસ્ત હતા. તો બીજી બાજુ પશ્ચિમિકરણથી ઢંકાયેલ આ યુગના લોકો અને ખાસ કરીને કોલેજો અને યુનિવર્સીટીમાં ભણેલા યુવાપેઢીના શોખ અને મિજાજનો પણ પૂર્ણ ખયાલ રાખતા હતા અને આને આધારે તેઓ પૂરા આધુનિક હતા. તેથી જ ઈસ્લામને સમજાવવાની તેમની જે રીત હતી તે ભરોસાપાત્ર અને પ્રમાણભૂત હોવાની સાથે–સાથે આધુનિક યુગ માટે ખાસ આકર્ષણ અને નવી પેઢી માટે રસપ્રદ હતી. આવા શ્રેષ્ઠ અને ઘણા બધા ગુણોના જેવા....... ના ઠંડા છાયડાને ગુમાવ્યા પછી અમારી આત્મા કોઈ વિકલ્પ વિચારી રહી હતી કે અલ્લાહને દયા આવી અને અમને એક કૃપાળુ બાપ અને વડીલનો છાંયડો મળી ગયો. તેમને જોઈને તથા તેમની વાતો સાંભળીને એવું લાગ્યું કે અમને જે જોઈતુ હતું તે મળી ગયું. અમારા તૂટેલા હૃદયની ઠંડકનો સામાન મળી ગયો. તમે સમજી ગયા હશો કે તે અલ્લાહનો બંદો તે જ છે જેના બયાનાત (ભાષણો) તમે આ કિતાબમાં વાંચશો. જે લોકો તેમના અથવા તેમના જેવા લોકો વિશે દૂરથી અંદાજો લગાવે છે સામાન્ય રીતે તેમના તે અંદાજા સાચા નથી હોતા, તે અંદાજા તેમના અંદરની માયા પર આધારિત હોય છે. કાશ કે આવા લોકો અમારી નહી પણ અલ્લામા ઈકબાલની સલાહ માની લે

ન પુછ ઈન ખિર્‌કા પોશોકી
ઈરાદત હો તો દેખ ઉનકો

અમારા આ વડીલના વ્યક્તિત્વમાં પણ તે જ ઇલ્મનું નૂર છે, ઝિક્રની તે જ મીઠાશ અને આત્માની તે જ શાંતિ છે, સુધારણા અને દઅ્‌વતની તે જ તડપની સાથે આધુનિક યુગના બદલાવ પર તે જ હાથ છે જેને જોવાથી અમારી આંખો બાળપણથી જ ટેવાયેલ હતી અને જેના વગર જીવવું મુશ્કેલ થઇ રહ્યું હતું. તેઓ એ જ સુંગંધના ભંડારનું પરિણામ છે કે જે એક આશ્ચર્યજનક આકર્ષક સુગંધ તેમની અંદર આવી ગઇ છે. જે પૂરા વિશ્વમાં ફેલાયેલા અલ્લાહના લાખો બંદાઓ અને બંદીઓના વિચારોને સુગંધિત કરી રહી છે. તેઓ મદારિસના જુનાં ગૃપમાં પણ ખૂબ જ મકબૂલ અને પ્રિય છે અને કોલેજ–યુનિવર્સીટીઓના હજારો વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ તેમજ શિક્ષકો તથા ડૉકટર અને ઇજનેરો જેવા પ્રોફેશનલ લોકો અને સ્ત્રીઓ જેમને પોતાના પ્રિય માર્ગદર્શક માને છે. તેમના અંદરના હૃદયના ઉચ્ચ સ્થાનને આ બાહ્ય દૃષ્ટિએ જોનાર અને ટૂંકી દૃષ્ટિ ધરાવનાર શું જાણે? તેમ છતાં લગભગ છેલ્લા દસ વર્ષમાં જયારે પણ તેમને જોવાનો કે પ્રેમનો મોકો મળ્યો, અને તેમના હસમુખ તથા પુરનૂર ચહેરાને જોવાનો અને તેમની મીઠી–મીઠી વાતો સાંભળવાનો અને તેમના ઉઠવા બેસવાની, ચાલવાની, બોલવાં, વ્યવહાર અને બાળકો સાથેના પ્રેમભર્યા કાર્યોને જોવાનો જયારે પણ મોકો મળ્યો ત્યારે હંમેશા મારા હૃદયે એ જ ગવાહી આપી કે આ બધા કામો એટલી સુંદર રીતે હતા કે તેમા બનાવટનું કોઇ સ્થાન ન હોય શકે. આ વસ્તુ સાચે જ તે વાતનું પરિણામ છે કે અલ્લાહના આ બંદાનું મન સાફ થઇ ગયું છે, અને નૂરવાળુ થઇ ગયું છે અને કાયમ યાદે ઇલાહી પરંતુ અલ્લાહનો પ્રેમ અને કદાચ સો ટકા સુન્નતોનું આચરણ (ઇત્તિબાએ સુન્નત)ની બરકતથી ઠંડી ઝાંકળના ટીપા દરેક ક્ષણે તેમના મન પર ટપકતા રહે છે. અને ગમગીની તથા ઉદાસીનતા અને ડર તથા ગમ જેવી લાક્ષણિકતાઓ થી તે ખુશનસીબ માણસને હંમેશા માટે મુક્તિ મળી ગઇ છે. ''સાંભળી લો! હકીકતમાં જે અલ્લાહના વલી હોય છે તેમને ન તો કોઇનો ડર હોય છે અને તેઓ કોઇ પણ ગમમાં પડતા નથી.''

તેમના બયાનો (ભાષણો)માં જે અસામાન્ય પ્રભાવ છે તે પણ તેમના હૃદયની સાફ સુથરી અને નિખરેલ લાક્ષણિકતાનું પરિણામ છે.

આ પુસ્તકમાં તમે એમના જે બયાનો (ભાષણો) વાંચશો તેને સાંભળનાર

તે હજારો સ્ત્રીઓ હતી જેઓ રમઝાનના છેલ્લા દસ દિવસમાં જયારે હઝરત (પીર ઝુલ્ફીકાર સા.) લુસાકાની મસ્જિદમાં એઅ્તિકાફમાં હતા, તેમનાથી ફાયદો ઉઠાવવા માટે મસ્જિદથી ખૂબ દૂર આવેલ એક હૉલમાં દરરોજ નક્કી કરેલ સમયે આવી જતી હતી. દરરોજ હઝરત (પીર ઝુલ્ફીકાર સા.) મસ્જિદમાં બેસીને તેમને બયાન આપતા હતા. તેમાં લુસાકાની હજારો સ્થાનિક સ્ત્રીઓ અને છોકરીઓ સિવાય તે સ્ત્રીઓ પણ હતી જેઓ હઝરતની પરવાનગી લઇને આફ્રિકા અને પશ્ચિમના અલગ–અલગ દેશોમાંથી તેમના મહેરમો સાથે ત્યાં ફાયદો ઉઠાવવા માટે આવી હતી. તેમની મુખ્ય ભાષા અંગ્રેજી હતી તેથી હઝરત તેમના ભાષણોમાં અંગ્રેજી શબ્દોનો પ્રયોગ વધારે કરતા હતા, તેમની શૈક્ષણિક લાયકાતને ધ્યાનમાં રાખીને વૈજ્ઞાનિક પ્રયોગો અને તેના પરિણામો અને તેનાથી સાબિત થનાર વાતોનો પણ ઉલ્લેખ કરતા હતા. મસ્જિદમાં બેસીને સાંભળનાર પુરૂષો, જેમાં મોટી સંખ્યામાં ઉલમા પણ હતા, તેમના આશ્ચર્ય અને અચરજ તથા કોલેજ અને યુનિવર્સીટીઓમાં ભણેલા લોકોના આનંદવિભોર અસરનું ચલચિત્ર આંખો સમક્ષ થતુ હતું. અને દરેકનું મન એક નવા ઈમાન અને નવા ઇલ્મો અમલ (જ્ઞાન)ના નવા નિશ્ચયમાં મગ્ન થઇ જતુ હતું.

એક ખુશીની વાત છે કે મારો પુત્ર બિલાલની મહેનત અને પ્રયત્નથી આ બયાનાત (ભાષણો) જે ગયા વર્ષે અલ–ફુર્કાનમાં પણ છપાતા રહ્યા હવે ઉર્દૂ અને હિન્દી બંને ભાષાઓમાં એક સુંદર પુસ્તક સ્વરૂપે તમારા હાથમાં છે. તેને વાંચો, વારંવાર વાંચો, ખૂબ ધ્યાનથી અભ્યાસ કરો અને તમારા પ્રિય બાળકોની કેળવણીમાં તે વાતોનું ધ્યાન રાખો જેથી આ બાળકો તમારી આંખોની ઠંડક બને અને માનવીય માહોલને સારા કાર્યોથી સજાવી દેવામાં તમારી અને તેમની આગવી ભૂમિકા હોય.

તમારી સૌની દુઆઓનો
મોહતાજ અને તાલિબ
ખલીલુર્રહમાન સજ્જાદ નૌમાની
ખાનકાહે મુજદ્દીદીયહ નકશબંદીયહ
નેરલ (કરજત)
જિલ્લો : રાયગઢ (મહારાષ્ટ્ર)
૨૫ શાબાન ૧૪૩૫
૨૫ જુન ૨૦૧૪

# અનુવાદકના બે બોલ

બાળકોની કેળવણી કરવી કોઇ સરળ કાર્ય નથી, આ કાર્ય દીન અને દુનિયાની દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વ ધરાવે છે. ઈતિહાસ પર નજર નાંખતા એવું જાણવા મળે છે કે કોઈપણ કોમની પડતી બે કારણોસર થાય છે. પ્રથમ એ કે કોઇ એક કોમ બીજી કોમ પર પોતાની તાકાતના જોરે હુમલો કરી તેમને નષ્ટ કરી નાંખે. બીજુ એ કે કોઇ કોમના બાળકોને શૈક્ષણિક વારસાથી વંચિત કરી તેમને બેદરકાર કરી દેવામાં આવે, આવું ત્યારે જ શક્ય છે કે જયારે નવી પેઢીની માનસિકતાને નકારાત્મક રીતે કેળવવામાં આવે અથવા તો તેમના શિક્ષણ અને કેળવણીની કાળજી રાખવામાં ન આવે.

ઈસ્લામ એક એવો ધર્મ છે કે જે દરેકને એવી તાલીમ આપે છે કે જેની ઉપર અમલ કરવાથી દુનિયા અને આખિરત બંનેમાં રાહત અને સફળતા મળે છે. ઈસ્લામમાં બાળકોની કેળવણી અને શિક્ષણ પર ખૂબ જ ભાર આપવામાં આવ્યો છે. જેથી હુઝૂર (સ.અ.વ.) કહ્યું કે ''જ્ઞાન મેળવો માતાના ખોળાથી કબરના ખોળા સુધી''. જે માતા–પિતા પોતાના બાળકોની સારી કેળવણી કરે છે, તેમને ખરા–ખોટાનું જ્ઞાન આપે છે અને તેમને સારા કાર્યોમાં પરોવે છે તો તેમના બાળકો દુનિયામાં તેમના ફરમાંબરદાર બને છે, તેમના માટે રાહતરૂપ બને છે અને આખિરતમાં તેમના દરજ્જાઓના વધવાનું કારણ બને છે. જેથી નેક અવલાદ માતા–પિતા માટે સદકએ જારિયહ છે. જેનો સવાબ કયામત સુધી માતા–પિતાને મળતો રહે છે.

આનાથી ઉલટુ જે માતા–પિતા પોતાના બાળકોની કેળવણીમાં નિષ્કાળજી રાખે છે, તેમને દુનિયાનું નુકસાન એ થાય છે કે તેમના બાળકો નાફરમાન બની જાય છે અને માતા–પિતા માટે માથાનો દુઃખાવો બને છે. આખિરતનું નુકસાન એ થાય છે કે બાળકો જે કોઇ ગુનાહ કરે છે, તેમના માતા–પિતા પણ તેમની બરાબર ગુનેગાર બને છે. જેમ કે તેઓએ પોતાના માટે ગુનાહોનું ખાતુ ખોલ્યું હોય.

તેથી દરેક માતા–પિતાએ મુસલમાન હોવાના કારણે પોતાના બાળકો

વિશે પોતાની જવાબદારી પૂરી કરવી જોઇએ. કુર્આન તથા સુન્નત મુજબ તેમની કેળવણી કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

તેમ છતા જવાબદારીઓ વિશે જાગૃત થયા પછી પણ તે જવાબદારીઓને સારી રીતે પૂરી કરવા માટે સારા માર્ગદર્શનની જરૂર હોય છે. આ માટે હઝરત મૌલાના પીર ઝુલ્ફીકાર નકશબંદી સાહેબ (દા.બ.)ના આ પુસ્તકમાં માતા–પિતાને આ જ માર્ગદર્શન આપવાનો પ્રયત્ન કર્યો છે.

આ બયાનો હઝરત મૌલાના પીર ઝુલ્ફીકાર સાહેબે રમઝાન–૨૦૧૩માં ઝામ્બિયા લુસાકા ખાતે એઅ્તિકાફ દરમિયાન કર્યા હતા. હકીકતમાં આ બધા બયાનો તે સ્ત્રીઓને સંબોધીને કરવામાં આવ્યા હતા જેઓ રમઝાનના છેલ્લા દસ દિવસોમાં ઝામ્બિયા (લુસાકા)માં એક હૉલમાં નક્કી કરેલ સમય મુજબ ભેગી થઇ જતી હતી અને મસ્જિદે ઉમર (લુસાકા)માંથી હઝરત પીર સાહેબ (દા.બ.) તેમને સંબોધતા હતા. આ બયાનો માતા–પિતા બંને માટે ખૂબ જ ઉપયોગી છે. આશા છે કે આ પુસ્તક માતા–પિતા માટે ઘણું જ ફાયદાકારક સાબિત થશે.

બાળકેળવણીને લગતાં ઉપરોકત મૂલ્યવાન બયાનો સી.ડી.માંથી મૌલાના ખલીલુર્રહમાન સજ્જાદ નૌમાની (દા.બ.)ના પુત્ર મૌલાના બિલાલ નૌમાનીએ ઉર્દૂ ભાષામાં લખ્યા હતા. ત્યાર પછી હઝરતા મૌલાના સજ્જાદ નૌમાની સાહેબ (દા.બ.)ની પરવાનગી અને તેમના પ્રોત્સાહન થકી આ પુસ્તકની ગુજરાતી અનુવાદની જવાબદારી આ ભાષાંતરકર્તાએ સહર્ષ સ્વીકારી.

આ પુસ્તકનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરવાનો વિચાર એટલા માટે આવ્યો કે ઉર્દૂ જાણનાર લોકો ઉર્દૂ પુસ્તકથી ફાયદો ઉઠાવી શકે છે, પરંતુ મોટી સંખ્યામાં ઉર્દૂથી અજાણ લોકો તેના ફાયદાથી વંચિત રહે છે. તેથી આ પુસ્તકના ગુજરાતી અનુવાદની ખૂબ જ જરૂર હતી. જેથી મેં ગુજરાતી ભાષામાં અનુવાદ કરવાનો પ્રયત્ન કર્યો છે.

જો આજે સુન્નત મુજબ બાળકોની કેળવણી કરવામાં આવે તો આપણી પેઢીઓ દીન (ધર્મ) પર બાકી રહેશે.

અંતે હું અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરું છું કે મારા માતા–પિતાની દુઆઓથી આ પુસ્તકનું અનુવાદ કરવાની તૌફીક આપી. તેમજ હું હાફિઝ કાસિમ ઢેસલીનો ખૂબ જ આભારી છું કે તેઓએ આ પુસ્તકના અનુવાદમાં

મને સહકાર આપ્યો, તેમજ પોતાના કાર્યોની મશ્ગુલી હોવા છતાં આ પુસ્તકનું ઝીણવટપૂર્વક નિરીક્ષણ કરવા બદલ હું મૌલાના ઇકબાલ બોકડા સાહેબ તેમજ જનાબ ફારૂક અલીઠા સાહેબનો પણ ખૂબ જ આભારી છું, જેમના માર્ગદર્શનથી જ આ પુસ્તકનો અનુવાદ કરી. આ સિવાય હું દરેક તે સહાયકોનો હૃદયપૂર્વક આભારી છું કે જેઓએ આર્થિક રીતે અથવા બીજી કોઇ પણ રીતે મારી સહાય કરી, અલ્લાહ તઆલા દરેક સહાયકને પોતાની શાન મુજબ જઝાએ ખૈર આપે...... આમીન

કયા ફાઇદા ફિક્રે બેશો–કમ સે હોગા
હમ કયા હૈ જો કોઈ કામ હમ સે હોગા
જો કુછ હુવા તેરે કરમ સે
જો કુછ હોગા, હોગા તેરે કરમ સે

મુજે જો ભી દે વોહ કબૂલ હૈ
મગર ઇલ્તીજા યે ઝરૂર હૈ
મેરી આરઝુ સે ભી કમ ન દે
મેરે ઝર્ફ સે ભી સિવા ન દે

મેરી આબરૂ તેરે હાથ હૈ,
મેરી અઝમતો કો ઘટા ન દે
મીલી જિસ નઝર સે ફરાઝીયા
મુજે ઉસ નઝર સે ગીરા ન દે

તાલિબે દુઆ
મો.અનસ હાફિઝ ઇદ્રીસ ઘેંશ

# શારીરિક વિકાસ

(Physical Growth)

## થોડી પ્રારંભિક અને મહત્વપૂર્ણ વાતો
## બગીચાના દરેક ફુલમાંથી સુગંધ લાવ્યો છું

થોડો સમય છે જેમાં આજના વિષય વિશે અમુક વાતો રજૂ કરૂં છું. સામાન્ય રીતે જોવામાં આવ્યું કે પુખ્તવયની છોકરીઓ જયારે સ્કૂલ, કોલેજ અથવા યુનિવર્સિટીથી અભ્યાસ પૂર્ણ કરે છે, ત્યારે જો તેમને યોગ્ય ઘર મળે છે તો તેમનું લગ્ન કરી દેવામાં આવે છે, ત્યાર પછી તે માતા બની જાય છે, પણ તેને ખબર જ નથી હોતી કે માતા બનીને શું કરવું જોઈએ? કોઈ એવી ડીગ્રી પણ નથી કે જે (Parenting) માતૃત્વના સંબંધિત હોય, કોઈ ડિપ્લોમા પણ નથી અને આવા પુસ્તકો પણ બહુ ઓછાં મળે છે જેમાં બાળકોની સાર–સંભાળ વિશે દરેક પધ્ધતિનું વિગતવાર વર્ણન કરવામાં આવ્યું હોય, અમુક પુસ્તકો દીન વિશે છોકરીઓની સાર–સંભાળ સંબંધિત છે પણ તેમાં મેડીકલ(ડોકટરી) જાણકારી જોવા મળતી નથી, તો આ વાતની જરૂરત લાગી.

તો અમે વિશ્વના ઘણાં (Best selling books) લોકપ્રિય પુસ્તકો ખરીદયાં અને ૨૫ થી 30 પુસ્તકોનું વાંચન કર્યું. પછી ઓસ્ટ્રેલીયાથી બાળકોના વિકાસ (Growth) વિશે એક ખૂબ મોટી સંસ્થા છે, ત્યાંના રિસર્ચ (સંશોધન) પેપર મંગાવ્યાં, પછી અમેરિકાની બે યુનિવર્સીટીઓના રિસર્ચ પેપર મંગાવ્યાં, પછી ખબર પડી કે યુરોપમાં ફ્રાન્સના જે બાળકો હોય છે તેઓની રહેણી–કરણી સૌથી સારી માનવામાં આવે છે, તો અમે ત્યાંથી પુસ્તકો મંગાવ્યાં, પછી ખબર પડી કે યુરોપમાં જર્મન લોકોના બાળકો યાદશક્તિના માધ્યમથી સૌથી આગળ હોય છે, તો અમે તેઓનું સામગ્રી મંગાવી, તો અલ્લાહની કૃપાથી ઘણા મહીનાઓની મહેનત પછી બાળકના પાલન–પોષણ વિશે જે લેખો તૈયાર કર્યા તે આપની સેવામાં રજૂ કરીએ છે. આશા છે કે તમે દિલના કાનોથી સાંભળશો, આ વાતોને નોંધ કરશો અને પોતાના માટે દસ્તાવેજ તરીકે ઉપયોગ કરી યાદ રાખશો.

There is nothing to be feared, it is to be understood (ડરવાની વાત નથી હોતી, સમજવાની વાત હોય છે) જયારે છોકરીને ખબર પડી જાય છે કે બાળકની સંભાળ કેવી રીતે કરવી ત્યારે તેને કોઇ પણ જાતનો ડર કે બીક હોતી નથી.

## માતાની ગોદ (માતાનો ખોળો) :–

પહેલી વાત એ છે કે બાળકના જન્મ પહેલાં માતાને પ્રથમ માનસિક રીતે તૈયાર કરવી જોઈએ, બાળકના જન્મથી પહેલાં (તમે પ્લેનમાં આ જાહેરાત સાંભળી હશે કે તેઓ જાહેરાત કરે છે કે Wear your mask before helping others (બીજાની મદદ કરતા પહેલા પોતાનું રક્ષણ પોતે કરો) એ જ મામલો છે કે જે સ્ત્રીને માતા બનવાનું છે, તે બાળકના જન્મ પહેલા તૈયારી કરી લે.

## માનસિક તૈયારીનો અર્થ શું?

માનસિક તૈયારીનો અર્થ એ થાય છે કે કેટલીક વખત stress (શારીરિક અથવા માનસિક શક્તિ પર દબાણ) પોતે માતાને હોય છે અને એવો ડર હોય છે કે સ્થિતિ ખરાબ થશે તો શું થશે? અથવા ડિપ્રેશનની માનસિક પ્રક્રિયા હોય છે, આ બધી પરિસ્થિતીઓની અસર બાળકો પર થાય છે. તે માટે પોતાના negative thinking (નકારાત્મક વિચારો)ને દૂર કરીને પોતાને relax કરે અને એવુ વિચારે કે અલ્લાહ તઆલાએ મને એક ઈનામ આપ્યું છે. બસ હવે તેનું પાલન કરવું તે મારૂ કામ છે. હદીષ શરીફમાં છે કે જે વખતે બાળકનો જન્મ થાય છે, તે વખતે અલ્લાહ તઆલા તેની માતાના પાછલા બધા જ ગુનાહો(પાપો)ને માફ કરી દે છે. તો આ તો એક ઈનામ છે કે જે અલ્લાહ તઆલાએ આપ્યું છે.

## સૌપ્રથમ અલ્લાહનું નામ (સબ સે પેહલે અલ્લાહ કા નામ)

બાળક પોતાના જન્મ પછી ત્રણ દિવસના સમયગાળામાં સામેવાળાની ખુશી અને ગમીના એહસાસને ઓળખવાનું શરૂ કરી દે છે, વાત કરનાર કડક વાત કરે તો તેને અનુભવી શકે છે, ખુશીથી વાત કરે તો તેને અનુભવી શકે છે. તો અંદાજો લગાવો કે બાળકનો જન્મ થતાં જ તેનો મગજ એટલો સતેજ હોય છે, કે તે વાત કરનારની ખુશી અને ગમી સમજી જાય છે. શરીઅતની સુંદરતા જુઓ શરીઅતે કહ્યું કે બાળકનો જેવો જન્મ

થાય તો તેના એક કાનમાં અઝાનના બોલ અને બીજા કાનમાં ઈકામતના બોલ બોલી તેના મગજમાં અલ્લાહનું નામ પહોંચાડો. આજે વિજ્ઞાન એ વાતનું સમર્થન આપે છે કે આટલી નાની ઉંમરમાં પણ બાળક સંદેશાઓને સ્વીકારે (receive) છે અને તે તેની યાદશક્તિનો ભાગ બની જાય છે એટલે શરીઅતે કહ્યું કે સૌ પ્રથમ અલ્લાહનું નામ તેના મગજમાં જાય.

ફ્રાન્સની કહેવત છે કે you must try to treat new borns like tiny people, who understands language and can learn things તેઓ નાના બાળકો સાથે એ રીતે વાત કરે છે કે જેવી રીતે કે એક માણસ બહુ નાના કદમાં સામે આવી ગયો હોય, તેઓ વાત કરતી વખતે Hello કહે છે, Thank you કહે છે, Sorry કહે છે. આપણે પણ બાળક સાથે વાત કરતી વખતે અલ્લાહનું નામ લઈએ, સલામ કરીએ, સારૂ લાગે ત્યારે જઝાકલ્લાહ કહીએ આવા શબ્દો આ ઉંમરમાં જયારે બાળક સાંભળે છે તો તેના મગજમાં આવી જાય છે.

## માતાની મમતા બાળક માટે જરૂરી છે

જેમ બાળકને દૂધની જરૂર હોય છે, તેવી જ રીતે તેને માતાના પ્રેમ(વ્હાલ) ની પણ જરૂર હોય છે. (nature needs nature) તેથી માતા બાળકને જેટલું ઉચકશે, વ્હાલ કરશે, તેને ભેટશે આ તમામ વસ્તુઓની અસર બાળક પર પડશે. તો માતાનો પ્રેમ બાળકના વિકાસને વધારે છે. એક વાત ધ્યાનમાં રાખો કે જયારે બાળક રડે છે તો માતા બાળકને ઉંચકે છે, જયારે જમણી બાજુએ (right side) બાળકને ઉચકે છે તો બાળક જલ્દી ચુપ થતુ નથી પરંતુ ડાબી બાજુએ (હચરતિંશમચ) બાળકને ઉચકે છે તો તે જલ્દી ચુપ થઇ જાય છે, તેનું કારણ શું છે? વૈજ્ઞાનિકોએ તેના પર સંશોધન કર્યુ કે માતા જયારે બાળકને ડાબી બાજુએ ઉચકે છે તો તેના હૃદયના ધબકારાનો આવાજ બાળકના કાનમાં પડે છે તેને ખબર પડે છે કે આ તે અવાજ છે જે તે જન્મ પહેલા માતા ના પેટમાં સાંભળતુ હતુ. તો તે બાળક અવાજથી પરિચિત હોય છે અને તે અવાજ સાંભળતા જ ચુપ થઈ જાય છે. અને અલ્લાહની શાન જુઓ કે અલ્લાહ તઆલાએ માતા ના શરીરમાં ડાબી બાજુએ (left Side) છાતીની (breast) નીચે માણસનું હૃદય બનાવ્યું, તો જયારે બાળક માતાની છાતીથી દૂધ પીવે છે તો તેના કાન બરાબર માતા ના

હૃદય પર જાય છે તો કુદરતી રીતે બાળક તે સમયે શાંતિ અનુભવે છે કે હું મારી માં ના ખોળામાં છું તેથી જેમ બાળકને દૂધ પીવડાવવું જરૂરી છે તેમ તેને પ્રેમ (વ્હાલ) કરવું પણ જરૂરી છે.

## નવજાત બાળકની કુદરતી આદત

શરીઅતે કહ્યું દરેક નવજાત બાળક ઈસ્લામ પર જન્મે છે એટલે કે આપણે કહી શકીએ કે બાળક પોતાની અંદર સારી ટેવોને લઈને આવે છે. જો તેનું સારૂં ઘડતર કરવામાં આવે તો તે વલી (સૂફી સંત) બની શકે છે, પરંતુ એટલો તફાવત જરૂર છે કે જો બાળક માતાનું દૂધ પીવે છે તો માં સાથેનો સંબંધ મજબૂત થશે અને તૈયાર ડેરીનું દૂધ (Formula Milk) પીશે તો તે સંબંધ મજબૂત નહી થાય, કોઈ એ બહુ સારુ કહ્યું છે

તિફ્લ સે બૂ આયે ક્યા મા-બાપકે અફકાર કી
દૂધ ડબ્બેકા મિલા, તાલીમ હૈ સરકાર કી

આ પંક્તિનો અર્થ એ થાય છે કે બાળકના જીવનમાં મા-બાપ જેવા લક્ષણો ક્યાંથી આવે? જ્યારે કે તે બાળકે દૂધ ડબ્બાનું પીધુ હોય અને શિક્ષણ અંગ્રેજ સરકારની સ્કૂલમાં લીધુ હોય.

## બાળકના લક્ષણો કેવી રીતે પારખવાં?

ફ્રાન્સના લોકો કહે છે કે માતા બાળકના હલન-ચલનને ધ્યાનથી જુએ, જે દિવસોમાં બાળક દૂધ પીવે છે તેની દૂધ પીવાની રીત (Sucking habit) પરથી તેના લક્ષણોનો અંદાજો લગાવી શકાય છે અને બાળક જેવું હોય તેની સાથે તે રીતે વ્યવહાર (deal) કરવો સરળ બની જાય છે. એક જરૂરી વાત જે અત્યારે કહેવી છે કે જ્યારે બાળકને ભૂખ લાગી હોય તો પોતે ભોજન માંગે છે, તરસ લાગી હોય તો તે પોતે પાણી માંગે છે, જ્યારે તેને ઉંઘ આવે છે તો પોતે સુઇ જવા માટે તૈયાર થઈ જાય છે. આ ખાવા માંગવુ, પાણી માંગવુ, સૂઈ જવું આ બધા સંકેત (Signal) ક્યાંથી આવે છે? આ સંકેત માણસના મગજમાંથી આવે છે તો મગજ સંકેત આપે છે અને બાળક જે તે વસ્તું માંગે છે.

*** બાળકોના મગજમાં જુદી જુદી જાદુઈ બારીઓ (Magic Windows) હોય છે.**

હજારો ડોકટરોએ લાખો ડૉલર ખર્ચ કરીને કેટલાંય વર્ષો સુધી આ

સંશોધન કર્યુ છે કે બાળકનું મગજ તેની ઉંમરના અલગ અલગ તબક્કાઓમાં અલગ અલગ સંકેતો આપે છે. બાળકના દાંત કેટલી ઉંમરમાં નિકળે છે? તે કેટલી ઉંમરમાં બેસે છે? બાળક બોલવાની શરૂઆત ક્યારે કરે છે? તો તેઓએ નિરીક્ષણ કર્યુ કે દરેક બાળકના મગજમાં એક પછી એક (One by One) અગિયાર બારીઓ (Windows) ખુલે છે. હવે બાળકના મગજમાં જે બારી ખુલે છે તે સમયે તેને તે કામ કરવાનું કહેવામાં આવે તો તે સરળતાથી કરી લે છે. જેવી રીતે બાળકને તરસ લાગી હોય તો તેને તમે દૂધ આપશો તો તરત પી લેશે તે રડે પણ નહી અને ના પણ નહી પાડે. આ બારીઓને જાદુઇ બારીઓ (magic windows) કહે છે, અને તે અગિયાર છે.

## * પ્રથમ બારી (First Window)

સૌ પ્રથમ બારી જે બાળકના મગજમાં ખૂલે છે તેનું નામ છે Introduce bottle windo (શીશી ઓળખવાની બારી), બાળક માતાના દૂધને શોધે છે. પરંતુ ક્યારેક આ દૂધ ઓછુ હોય છે તો ક્યારેક માતા દરેક સમયે available (હાજર) હોતી નથી તો બાળકને શીશી (બોટલ) આપવાની જરૂર પડે છે, હવે આ શીશી આપવાનું ક્યારથી શરૂ કરવું, સ્ત્રીઓને તેનું જ્ઞાન હોતુ નથી. તો અલગ અલગ પ્રયોગો પર થી એવું સાબિત થયુ છે કે શીશી આપવાની ઉંમર બે અઠવાડીયાંથી ચાર અઠવાડીયાં સુધીની છે એટલે કે બાળકને જન્મ પછી બે અઠવાડીયાં બાદ તમે શીશી વડે દૂધ પીવડાવી શકો છો. તેને ડેરીનું દૂધ આપવું જરૂરી નથી. જો પોતે માતાને વધારે દૂધ આવતું હોય તો તેને પંપ વડે બહાર કાઢીને ફ્રીજમાં મૂકી શકાય છે અને જયારે માં હાજર ન હોય અથવા સંજોગોવશાત દૂધ પીવડાવી શકતી ન હોય તો તેને શીશી દ્વારા તે દૂધ પણ આપી શકાય છે. તેમ છતાં બાળકને શીશી જન્મ પછી બે થી ચાર અઠવાડીયાં પછી આપવી જોઇએ. જો માતા–પિતા આ સમયગાળા દરમિયાન બાળકને શીશી નથી આપતા તો આ બારી બંધ થઇ જાય છે અને પછી એક મહીના બાદ બાળક શીશી લેવામાં બહુ જ પ્રતિકાર કરે છે, બાળક રડે છે, હેરાન કરે છે, શીશી લઇ તો લે છે પરંતુ પરેશાન કરે છે. એટલા માટે કે બાળકનું મગજ (brain) તે સમયે તૈયાર હોતુ નથી. તો શીશી શરૂ કરવાનો સમયગાળો બે થી ચાર અઠવાડીયાં દરમિયાન છે, આ પ્રથમ બારી (First Window) છે જે મગજમાં ખૂલે છે.

## * બીજી બારી (Second window)

બીજી જાદુઇ બારી ચાર થી છ મહીનાના સમયગાળા દરમિયાન ખુલ્લી રહે છે અને તેનું નામ છે Sleep train time (સુવાના સમયની કેળવણી). આ દરમિયાન બાળકનાં સુવાના સમયનું બંધારણ કરી શકાય છે. તે પહેલા બાળકને રાત અને દિવસના સમયનું જ્ઞાન હોતુ નથી કે કયારે સૂવું જોઇએ અને કયારે જાગવુ જોઇએ. પરંતુ જયારે બાળક ચાર થી છ મહીનાનું થઇ જાય તો જો તમે બાળકને મગ્રિબ(સુર્યાસ્ત)ના સમયે સુવડાવો તો તે ફજર(પરોઢ) સુધી સૂઇ શકે છે. આ સમય દરમિયાન Baby do not need middle of the night feed (બાળકને મધ્યરાત્રીએ ખોરાકની જરૂર હોતી નથી) રાતમાં બાળકને દૂધની જરૂર હોય છે. તેથી આ સમયે બાળકને તમે ઇશાના સમયે સુવડાવી શકો છો. અને બાળક તમને રાતમાં હેરાન નહી કરે. તે આરામથી ફજર (પરોઢ)સુધી સૂઇ રહેશે. અને જો તમે ચાર થી છ મહીનાના સમયગાળા દરમિયાન આ કામ ન કર્યુ તો બાળક સૂઇ જશે, ઉઠી પડશે, પોતે પણ હેરાન થશે અને તમને પણ હેરાન કરશે. બાળકોને સુવડાવતી વખતે હાલરડું(લોરી) જરૂર સંભળાવવું. કારણ કે બાળક સૂરને પસંદ કરે છે. હસ્બી રબ્બી જલ્લલ્લાહ–મા ફી કલ્બી ગય્રૂલ્લાહ–નુરે મુહમ્મદ સલ્લલ્લાહ, લા ઇલાહ ઈલ્લલ્લાહ અથવા આવી કોઇ બીજી સારી વસ્તુ જે માતા ગાતી હોય તે સંભળાવે. તો બાળક તે સાંભળીને શાંતિથી સુઇ જાય છે.

## * ત્રીજી બારી (Third window)

ત્રીજી બારી જે બાળકના મગજમાં ખૂલે છે તેનું નામ છે start solids એટલે કે બાળકને ખાવાલાયક વસ્તુઓ ખવડાવવી અને આ બારી છ મહીના પછી ખુલે છે. જેવું બાળક છ મહીનાનું થાય તેવું તે ખોરાક (Solid) લેવા માટે તૈયાર થઇ જાય છે. અમૂક માતાઓ પોતાના બાળકને છ મહીનાથી પહેલા તેને ખોરાક આપવાનું શરૂ કરી દે છે, પરંતુ બાળકનું મગજ તે સમયે એટલું વધારે તૈયાર હોતુ નથી, તેથી બાળકને food allergy (ખાવાની એલર્જી) થઇ જાય છે. જેથી બાળકને નુકસાન થાય છે. તેથી છ મહીના પહેલાં અનાજ શરૂ કરવું જોઇએ નહી. છ મહીના પછી બાળકના મગજની જે રોગ પ્રતિકારક શક્તિ છે તે બતાવે છે કે કઇ વસ્તુ ખાવી જોઇએ

અને કઇ નહી, તો એલર્જીનો ઉપચાર પોતે જ થઇ જાય છે.

## * ખોરાક ચાલુ કરવાની ચાર નિશાનીઓ

પ્રથમ નિશાની :– બાળક આરામથી બેસી શકે.

બીજી નિશાની :– બાળક પોતાના માથાને સારી રીતે નિયંત્રણ કરી શકે.

ત્રીજી નિશાની :– જો તેના હાથમાં કોઇ વસ્તુ હોય તો બાળક તે વસ્તુને મોઢામાં લઇ જઇ શકે.

ચોથી નિશાની :– બાળકને ખોરાક ખાવાનો શોખ થાય.

જયારે આ ચાર નિશાનીઓ દેખાય તો તેનો અર્થ એ છે કે હવે બાળકને ખોરાક ચાલુ કરાવવો જોઇએ. ઘણી માતાઓ એવી ભૂલ કરે છે કે તેઓ ખોરાક ફજરના સમયે (પરોઢે) આપે છે જયારે તે સમયે માતાનું દૂધ વધુમાં વધુ હોય છે અને સાંજે ઓછુ હોય છે. જેથી ખોરાક સાંજે આપવો જોઇએ. તેનાથી માતાના દૂધની કમી પૂરી થઇ જાય છે અને બાળક રાત્રે નિરાંતે સૂઇ જાય છે.

## * ચોથી બારી

ચોથી બારીનું નામ છે Sippy cup window અર્થ બાળક ખાતાં શીખ્યું. હવે પીતાં શીખે, તેથી સાતથી નવ મહીના દરમિયાન બાળકને double handle (બે હાથાવાળો) (ચુસવાનો કે પીવાનો કપ) આપવો જોઇએ. આ કપમાં એક ઢાંકણું લાગેલું હોય છે જે દૂધ કે પાણીને ઢોળાતાં અટકાવે છે. બાદમાં બાળક દ્વારા આ કપમાંથી ઢોળાવ થતો નથી, પરંતુ શરૂઆતમાં તેને ઢાંકણ વગરનો કપ આપવો જોઇએ. તેમાંથી થોડુક પાણી અથવા દુધ ઢોળાઇ શકે છે, પરંતુ બાળક તેમાંથી પીવાનું શરૂ કરી દેશે. પછી જયારે બાળક (train) કેળવાઇ જશે તો હવે તેને ઢાંકણવાળો કપ પણ આપી શકો છો. આ કપમાં તૈયાર દુધ પણ આપી શકાય છે અને માતાનું દૂધ પણ તેમાં આપી શકાય છે.

## * પાંચમી બારી

પાંચમી બારીનું નામ છે Lovie window તેનો સમયગાળો બાર થી અઢાર માસ એટલે કે વર્ષથી દોઢ વર્ષ સુધીનો હોય છે. કારણ કે આ વયે બાળક ચાલવાનું શરૂ કરે છે, તો હવે તેને માતાથી દૂર થવાનો ભય (Sepration

anxiety) હોય છે કે બાળકમાં દૂર થવાની લાગણી વધી જાય છે. તો બાળક માતાની આ જુદાઇને પૂર્ણ કરવા માટે કોઇ ન કોઇ વસ્તુ સાથે attached (જોડાણ) થઇ જાય છે. માતાથી જુદાઇની ખોટ પુરવા તે વિવિધ કાર્યો કરે છે, જેમ કે તે હાથમાં તકીયો લેવાનું પસંદ કરશે, રમકડાં હાથમાં લેવાનું પસંદ કરશે, ઢીંગલી હાથમાં લેવાનું પસંદ કરશે અથવા દુધ પીતી વખતે માતાના વાળને હાથથી પકડશે. જે પણ ટેવ છે તે બાળકનું એક જોડાણ હૃદય સાથે હોય છે. આ કુદરતી વસ્તુ છે. તેથી માતાએ તેને એમ જ સમજવું જોઇએ કે આ કુદરતી ભાગ છે. તેમ છતાં આ વાત યાદ રાખો કે ૬૦% બાળકોને આવું થાય છે અને ૪૦% બાળકો એવા હોય છે કે જેમને આ વાતની વધારે ચિંતા હોતી નથી.

## * છઠ્ઠી બારી

છઠ્ઠી બારી જે બાળકના મગજમાં ખૂલે છે તે ૧૨ થી ૨૩ માસ સુધી હોય છે. આ જાદુઇ બારીનું નામ pacifier window (સાંત્વના આપવાની બારી) છે. આ તે સમય છે જેમાં બાળકને આપવામાં આવેલ શીશી છોડાવવામાં આવે છે. જો બારમાં મહીનાથી ત્રેવીસમાં મહીના સુધીમાં તમે તેનાથી શીશી છોડાવ્વા માંગો તો બાળક સરળતાથી છોડી દેશે, જો બાળકને શીશી માંગવાની ટેવ વધારે હોય, તો તે બોલતા મોડો શીખશે. તેથી આ સમયગાળામાં શીશીને છોડાવવુ જરૂરી હોય છે અને જો તે જલ્દી નહી છોડે તો પછી તેના દાંતોના વિકાસ પર પણ અસર પડશે. તેથી આ સમય દરમિયાન શીશી છોડાવી દેવી જોઇએ. જે બાળક બે વર્ષ સુધી શીશી છોડતું નથી, પછી તે બાળકની ટેવ બની જાય છે કે તે મોટુ થયા પછી પણ આંગળીઓ મોઢામાં નાંખશે અને પોતાની ટેવને પૂરી કરશે. તેથી ૨૩ મહીના સુધીમાં શીશી છોડાવવી જરૂરી છે, તેથી આ જ સમયગાળામાં તેને ખબર પડી જાય કે શીશી છોડવાની છે.

## * સાતમી બારી

સાતમી બારીનું નામ છે child sleep train window (સુવાની રીત અંગેની બારી) છે, શરૂઆતમાં બાળક પારણામાં સુએ છે, હવે જયારે અઢી થી ત્રણ વર્ષની ઉમર થશે તો તેને પારણાથી પથારી પર લાવવાનું હોય છે. તો આ પણ એક અગત્યનું કામ છે. જે માતાઓ બાળકને અઢી

વર્ષથી પહેલાં પથારી પર સુવડાવવાની ટેવ પાડે છે, તો બાળક હેરાન કરે છે અને માતાને તેનું કારણ સમજાતુ નથી, અઢી વર્ષ સુધી બાળક પારણામાં સુએ અને કદમાં મોટું હોય તો પારણાની ઉપર મંડપ જેવુ બાંધો જેથી તે પડી ન જાય અને જયારે તેને પથારીમાં લાવવાની શરૂઆત કરો તો થોડાક દિવસો પહેલાં તેને કહો કે મોટા બાળકો પથારી પર સુએ છે, તો બાળક માનસિક રીતે તૈયાર થઇ જશે અને પથારીમાં સુતું થઇ જશે.

## * આઠમી બારી

આઠમી બારીનું નામ કુદરતી હાજત (Potty train window) છે. અઢી વર્ષથી ત્રણ વર્ષના સમયગાળા દરમિયાન આ બારી ખુલે છે, જેમાં બાળકને પોતે કુદરતી હાજત કરવા માટે તૈયાર કરવામાં આવે છે. જે માતાઓ આનાથી પહેલા તૈયાર કરે છે તો બાળક તૈયાર થતા થતા એટલુ હેરાન કરે છે કે માતાઓ તેને સાફ કરી કરીને હેરાન થઇ જાય છે. તો અઢીથી ત્રણ વર્ષનો સમયગાળો પોતે કુદરતી હાજત કરાવવાનો સારામાં સારો સમય છે. અને જો બાળક શીખવા ન માંગતો હોય તો થોડા દિવસ રાહ જુઓ કે બાળક માનસિક રીતે તૈયાર થયો નથી, અને તેના મગજે હજુ સુધી ઈશારો આપ્યો નથી.

## * નવમી બારી

નવમી બારી જેનું નામ Naptime window છે, કે બાળક પહેલા રાત્રે પણ સુવે છે અને દિવસે પણ સુવે છે. આ બારી ત્રણ થી પાંચ વર્ષના સમયગાળા દરમિયાન ખુલે છે. આ સમયગાળામાં જો બાળકને શીખાવવામાં આવે તો દિવસનું લાંબુ સુવાનું છોડી શકે છે. અને તે આગળ તાલીમ માટે માનસિક રીતે તૈયાર થઇ શકે છે.

## * દસમી બારી

દસમી જાદુઇ બારી પાંચથી સાત વર્ષના સમયગાળા વચ્ચે હોય છે. તેનું નામ training wheels balancing window (કાબૂમાં રાખવાની પધ્ધતિ) છે. જેમાં મગજ મનુષ્યને કાબૂ કરતાં શીખવે છે. જેથી બાળક પોતાના શરીરનું સંતુલન જાળવતા શીખે છે. જેમ કે પહેલા બાળકને સાઇકલ આપતા હતા ત્યારે તેની સાથે મોટાં પૈડાઓ સાથે નાના પૈડાઓ પણ હતાં, જે સંતુલન રાખતાં હતા, જે સંતુલન (balance) માટે અલગ પૈડાંઓ હોય છે,

હવે તેને ઉતારી શકાય છે અને બાળક બે પૈડાવાળી સાયકલને કાબૂમાં રાખીને ચલાવતા શિખે છે.

## * અગિયારમી બારી

અગિયારમી બારી જેનું નામ Bath window છે. તેનો સમયગાળો છ થી સાત વર્ષના વચ્ચે હોય છે. જેમાં બાળકનું મગજ પોતે સ્નાન કરવાની ટ્રેનિંગ આપે છે. બાળકો આનાથી પહેલાં પણ પોતે સ્નાન કરે છે. પણ તે લપ્સી જાય છે, પડી જાય છે અને તેઓને ઈજા પહોંચે છે. તેઓ ગરમ અને ઠંડા પાણીને ખોટી રીતે ખોલી પોતાના શરીરને બાળી શકે છે. અથવા તેઓ બાથરૂમને ધોધમાર પાણીથી ભરી દે છે. પરંતુ પાંચ થી છ અને સાત વર્ષના સમયગાળા વચ્ચેની જે બારી હોય છે તેમા બાળક પોતે સ્નાન કરતા શીખી લે છે. અને તેમા બાળક પોતાના વાળ ઉપર શેમ્પુ લગાવતા શીખી શકે છે. અને પોતાના શરીરને ધોઈ શકે છે. ગરમ અને ઠંડા પાણીનો કંટ્રોલ કરી શકે છે. આ બધી વસ્તુઓ બાળક સહેલાઈથી કરી શકે છે. પરંતુ જયારે બાળક ઉપર પાણી પડે છે ત્યારે તે ડરે છે તો માતાએ શરૂઆતમાં પોતાની દેખરેખ હેઠળ સ્નાન કરાવવું જોઈએ, જો છોકરી હોય તો માં પોતે સ્નાન કરતી વખતે તેને સાથે લઈને સ્નાન કરાવે. અને તેને વાળમાં શેમ્પુ કેવી રીતે લગાડવું, અને તેને કેવી રીતે સાફ કરવું, તે શીખવવુ જોઈએ. કારણ કે બાળકો અર્ધો સાબુ ધોવે છે અને અર્ધો પોતાના શરીર પર બાકી રહેવા દે છે. અને જો છોકરો હોય તો તેના પિતાએ સ્નાન કરતી વખતે તેને સાથે લઈને સ્નાન કરવુ, અને તેને સ્નાન કરતાં, શરીરને ધોતાં, શરીરને લુછતાં શીખવાડવુ જોઈએ. તો આ છ થી સાત વર્ષના સમયગાળા વચ્ચે સહેલાઈથી શીખી શકે છે.

આ બધી બારીઓ છે, જો તે પ્રમાણે કામ કરવામાં આવે તો બાળક જલ્દીથી શીખી લેશે.

## * પાલન-પોષણની દસ જરૂરી અને રહસ્યની વાતો

હવે દસ રહસ્યની ટુંકી વાતો બતાવવામાં આવે છે, જે બાળકોના પાલન-પોષણમાં ઘણી ઉપયોગી છે.

(1) સૌ પ્રથમ જયારે પણ કોઈ વસ્તુ પસંદ કરવાની હોય ત્યારે તમે બાળકને પસંદ કરવાની છુટ આપો. જેમ કે ખાવાની ઘણી વસ્તુઓ છે,

તો બાળકને પૂછીશું કે તુ શું ખાવાનું પસંદ કરીશ? ઘણા કપડા છે તો બાળકને પૂછીશું કે તુ શું પહેરવાનું પસંદ કરીશ? આનાથી બાળકમાં આત્મવિશ્વાસ આવે છે અને નિર્ણય શક્તિ ખીલે છે અને તેના અંદર આવડત ઉત્પન્ન થાય છે. ગાડીમાં બેસવાનું છે તો કઇ સીટ પર બેસવાનું તુ પસંદ કરીશ? સારી રમતો છે તો તુ કઇ રમત પસંદ કરીશ? આમ કરવાથી બાળકના અંદર નિર્ણય લેવાની શક્તિનો વિકાસ થાય છે.

(2) બીજી વાત કોઇ પ્રસંગે બાળક કોઇ કામ કરવા માટે રાજી ન હોય તો તેને વારંવાર કહેવુ નહી, ગુસ્સો નહી કરવો, ધાક ધમકી આપવી નહી, તે વખતે એવું વિચારવું કે તેના મગજે આ સમયે તે કાર્ય કરવાનો સંકેત આપ્યો નથી. આ સમયે બાળક પર જેટલી ધાક ધમકી કરીશું એટલો તેના પર ખોટી અસર પડશે. તો આવા સંજોગોમાં ધીરજ રાખવી, અને ઠંડો શ્વાસ લઇ અને પછી યોગ્ય સયમની રાહ જોવી, જયારે યોગ્ય સમય હોય ત્યારે તેને તે કામ કરવાનુ કહેવુ.

(3) ત્રીજી વાત એ છે કે જયારે બાળકથી કોઇ કામ કરાવવુ હોય તો તેને પહેલા નમુનો બતાવવો, એટલે કે જો તમે બાળકને ખાવાનું કે બેસવાનું શીખવી રહ્યા છો તો પહેલા તેને કરીને બતાવો. અને ત્યાર પછી બાળકને કહો કે તને આ રીતે કરવાનું છે. બાળક જયારે કોઇ નમૂનો જોઇ લે છે ત્યારે તેની નકલ તે સહેલાઇથી કરી શકે છે. માતાઓ બેઠા બેઠા બાળકોને સૂચન આપે છે કે ચમચીથી ખાઓ, આ ના પાડો, તે ના પાડો, પરંતુ તેઓ તે કાર્ય કરીને પોતે નથી બતાવતા, આ ખોટી રીત છે. તો બાળકને પોતે કામ કરીને બતાવો કે આમ કરવાનું છે તો બાળક સહેલાઇથી નકલ કરી લેશે.

(4) ચોથી વાત એ છે કે બાળકના જે Filters હોય છે તે શરૂઆતમાં મગજમાં કામ કરતા નથી, તો જે સંકેત આવે છે તે તેની યાદશક્તિમાં સંગ્રહ થઇ જાય છે. તો વૈજ્ઞાનિકોએ રિસર્ચ કરીને જોયું કે બે વર્ષ પહેલાં બાળકને કોઇ સ્ક્રીન ઉપયોગમાં લેવા દેવી નહી. તે ટી.વી.ની સ્ક્રીન હોય કે કમ્પ્યુટરની સ્ક્રીન હોય કે પછી મોબાઇલની સ્ક્રીન હોય. જો બે વર્ષની ઉંમર પહેલા તે સ્ક્રીનને વાપરશે તો જે સ્ક્રીનના કાર્ટુન છે તેને જ તે મૂળ જીવન સમજવાનું શરૂ કરી દેશે. જેથી આ બાળકના વ્યક્તિત્વમાં હંમેશ માટે ખામી (Imperfection) આવી જાય છે. તેનું કારણ શું? Rubbish in, Rubbish out જો શરૂઆતથી જ તમે તેના મગજમાં એવી વસ્તુઓ બતાવી કે જે બાળકે

લડતાં–ઝઘડતાં જોયું, તો લડાઇ અને ઝઘડો બાળકના મગજમાં હંમેશ માટે છપાઇ જાય છે. પછી શું કામ કહેતા ફરો છો કે અમારું બાળક તો બીજાઓ સાથે લડાઇ કરે છે, જીદ કરે છે, વાતને માનતો નથી, તો આ વાતનું ખૂબ જ ધ્યાન રાખે કે બે વર્ષ પહેલા સ્ક્રીનને બંધ રાખે.

(5) પાંચમી વાત એ છે કે બાળક પોતાની મરજીથી કોઇ કામ કરે તો તેને શાબાશી આપવી જોઇએ. બાળકથી પ્રેમ કરવો પણ પ્રશંસાનો એક ભાગ છે અને બાળકને ચુંબન કરવું, બાળકને ગળે લગાવવુ આ બધુ પણ પ્રશંસામાં સામેલ છે. શાબાશીનો અર્થ માત્ર રમકડુ આપવુ નથી, પ્રેમ પ્રગટ કરીને પણ શાબાશી આપી શકાય, હસીને જોવું પણ પ્રોત્સાહિત કરવા બરાબર છે.

સામાન્ય રીતે જોવામાં આવ્યું કે માતાઓ વધારે પડતી વાતોમાં ના–ના કરતી હોય છે. જો આપને રોજની યાદી બનાવીએ કે માતાએ બાળકને કેટલી વાતોમાં ના કહ્યું તો કદાચ ૧૦૦ થી વધારે વાર ના કહ્યું હશે. વૈજ્ઞાનિકોએ રિસર્ચ કર્યું કે માતા જયારે કોઇ કામને એક વાર ના કહે તો તેને ત્રણ વાર હા કહીને બદલો આપવો જોઇએ, જો આમ ન કરીએ તો બાળકને ના–ના કહેવાના કારણે સામે બોલવાનો રોગ લાગી જાય છે. તો આ વાત મગજમાં રાખવી જોઇએ કે જો બાળકને કોઇ કામમાં ના પાડી હોય તો ત્યાર પછી વિવિધ કામોમાં ઓછામાં ઓછુ ત્રણ વાર હા કહીને બદલો આપવો જોઇએ, જેથી બાળકનું સંતુલિત વ્યક્તિત્વ વિકાસ થશે.

(6) છટ્ઠી વાત એ છે કે બાળકને આગલા દિવસ વિશે જેમાં કોઇ અગત્યનું કામ કરવાનું હોય જેમ કે મુસાફરી કરવાની હોય, કોઇને મળવા જવાનું હોય, કોઇ મહેમાન આવવાના હોય તો બાળકને તે જરૂરથી બતાવી દેવું. બાળક ભલેને નાનું હોય છે પરંતુ જો તેને આગલા દિવસ વિશે બતાવી દેવામાં આવે તો તે માનસિક રીતે તૈયાર થાય છે. આપણે પહેલાં બાળકને કશું કહેતા નથી પછી જો અચાનક મેહમાન ઘરે આવી જાય છે તો બાળક પ્રતિકાર (React) કરે છે, પછી આપણે કહેતા હોઇએ છે કે આ તો જિદ્દી છે, વાતને માનતો નથી, શોર કરે છે, તેમાં બાળકનો દોષ હોતો નથી પરંતુ આપણો દોષ હોય છે.

(7) સાતમી વાત એ છે કે બાળક ખાલી માતાથી નથી શીખતો પરંતુ ઘરના બીજા સભ્યોથી પણ શીખે છે. તો આવો પ્રયત્ન કરવો જોઇએ

કે ઘરના બધા સભ્યો એક સાથે બેસીને જમવું જોઇએ, બાળક પિતાથી, માતાથી, ભાઈથી, બહેન વગેરે જેટલા પણ સભ્યો હશે તે બધાથી શીખશે. તો આ બાળકની અનૌપચારિક કેળવણી છે જેનાથી બાળકને ઘણો ફાયદો થાય છે.

(8) આઠમી વાત એ છે કે ઘરને એવી રીતે વ્યવસ્થિત રાખો કે બાળક નવા પ્રયોગો (Exploration) અને રમત-ગમત અને અભિનય આઝાદીથી કરી શકે. જે વસ્તુ તુટી જાય એવી હોય તો તેને પહેલા સાવચેતીથી મુકી દેવી જોઇએ. એવું કયાં લખ્યું છે કે આવી વસ્તુઓને એવી જગ્યાએ મુકવામાં આવે જયાં બાળક પહોંચી જાય. બાળકની આદત છે કે જે વસ્તુ તેના હાથમાં આવશે તેને તે પહેલા મો માં લેશે અને પછી તેનો સ્વાદ (Test) કેવો છે? તે જોશે, ત્યાર પછી હાથ વડે પકડીને અનુભવે છે કે વસ્તુ નરમ છે કે કઠણ, પછી જમીન પર પટકીને જોશે કે તેનો આવાજ કેવો છે? તેને કયાં ખબર છે કે આ વસ્તુ કાચની બનેલી છે. હવે આપણે કહીએ કે તેને ગ્લાસ તોડી નાંખ્યુ, તો બાળકને તો તેનો આવાજ જોવો હતો. તો જે વસ્તુઓ તૂટી જાય એવી હોય, ખરાબ થઇ જાય એવી હોય, સજાવટ (Decoration pieces) ની જે વસ્તુઓ હોય તે પેહલેથી જ બાળકની પહોંચથી દૂર કરી દેવી જોઇએ, એવું ન બને કે બાળક જયારે કંઇ કરે ત્યારે તેને આપણે બોલીએ કે હાથ ના લગાડ, અહિંયા ન જા, આ એ છે જે આપણે ના (Don`t) કહીએ છીએ!! એ ના કહેવાનો બાળક પર અવળી અસર થાય છે. જેથી આપને ના (Don`t) કહેવાનો વારો ન આવે એવુ વાતાવરણ બાળકને આપવું જોઇએ.

(9) નવમી વાત એ છે કે બાળકની અંદર જે યાદશક્તિ છે એટલે કે બાળક મોટા લોકોને જે કરતા જુએ છે તેની નકલ કરવી તેને ગમે છે. જેથી માતા-પિતાને જેવું કરતા જુએ છે તેવુજ કરવાનો પ્રયત્ન કરે છે. તે માટે ઈમામ ગઝાલી(રહ.) એ લખ્યુ છે કે માતા-પિતાએ નાના બાળકો સામે શારીરિક સંબંધિત કોઇ હરકત કરવી જોઇએ નહી, કારણ કે તે બાળકના મગજમાં છપાઇ જાય છે. અમારો પોતાનો પણ એક અનુભવ છે કે એક જવાન છોકરીને જે વધારે પડતી ખરાબ આદતોની ટેવ પડી ગઇ હતી અને તેના ઘણા બધા પુરૂષ મિત્રો હતા, એક બયાનમાં પોતાના ગુનાહો પર ઘણું રડી અને તૌબા કરી અને સારા જીવનની શરૂઆત કરી. એક વાર ફોન પર મને પૂછયું કે મારુ જીવન આટલુ ખરાબ!!! તો મેં તેને પૂછયું કે આટલી

નાની ઉંમરમાં તુ કેવી રીતે આવા ખરાબ કાર્યો તરફ વળી, તો તેને કારણ બતાવ્યું કે જયારે હું ઘણી નાની હતી ત્યારે મે મારા માતા–પિતાને એવી સ્થિતિમાં જોયા હતા અને તે દ્રશ્ય મારા મગજમાં એવી રીતે ઘુસી ગયુ કે ચોવીસ કલાક મને આવુ કરવાની ઇચ્છા થતી અને મારૂ દિલ પણ એ જ ઇચ્છતુ હતુ કે હું પણ આવુ કરૂં, જેથી મે નાની ઉંમરથી જ આવુ કરવાનું શરૂ કરી દીધુ હતુ.

"હમ ઈલ્ઝામ ઉનકો દેતે થે
કુસૂર અપના નિકલ આયા"

આપણે બીજાઓ પર આક્ષેપ કરતા રહીએ છીએ અને ભૂલ પોતાની નિકળી આવે છે. માતા–પિતા પોતે બચતા નથી અને તેઓ સમજતા નથી કે બાળકનું મગજ કેટલા સંકેતોને સંગ્રહ કરી લે છે. જો તમે નમાજ પઢશો, તિલાવત કરશો, અલ્લાહનો ઝિક્ર કરશો, બાળક તમને જે કરતા જોશે એવી એ નકલ કરશે અને જો બાળકે જોયું કે તમારી ફજરની નમાજ કઝા થઇ રહી છે, મોડી પઢતા હશો, તમે જૂઠું બોલશો અથવા એવું કોઇ બહાનું બનાવશો તો બાળક એવું જ કરશે. બાળક નમૂનો (Models) જોઈને તેની નકલ કરે છે.

(10) હવે છેલ્લી અને દસમીં વાત એ છે કે બાળકની પોતાની વિચાર શક્તિ હોય છે. આપણે તે વિચારી શકતા નથી તે માટે બાળક સાથે હંમેશા પ્રેમથી વ્યવહાર કરવો જોઇએ. એક વ્યક્તિની પત્નિનું મૃત્યુ થઇ ગયું અને તેના છોકરાની ઉંમર ત્રણ વર્ષ જેવી હશે તેના પિતાએ બીજા લગ્ન કરી લીધા. બાળકે તે માતાને પણ સ્વીકારી લીધી અને તે પ્રેમથી રહેવા લાગ્યો. એક દિવસ પિતાએ બાળકને પૂછયું બેટા! તારી પહેલી મમ્મી સારી હતી કે બીજી મમ્મી? બાળકે કહ્યું કે મારી પહેલી માતા જૂઠી હતી અને બીજી માતા સાચી છે. તે માણસ ખૂબ પરેશાન થયો કે બાળક આવુ કેમ કહે છે? કે પહેલી માતા જૂઠી હતી અને બીજી સાચી છે. તો તેના પૂછવા પર બાળકે કહ્યું કે પહેલી માતા મારી કોઇ વાત પર ગુસ્સો કરતી તો મને કહેતી કે હું તને ખાવાનું નહી આપું, જો તે આ કામ ન કર્યુ તો હું તને ખાવાનું નહી આપું, તો હું વાત માનતો ન હતો, થોડી વાર પછી મારી પહેલી માતા જમવાનું તૈયાર કરતી પછી મને શોધતી, મને મનાવતી, મનાવીને જમવાનું આપતી, હું ખાતો ન હતો, હું માતા ને પરેશાન કરતો હતો પણ માતા મને

મનાવતી હતી. આ મારી માતા જૂઠી હતી. કારણ કે તે કહેતી હતી કે હું તને જમવાનું નહી આપુ તે છતા પણ મારી પાછળ જમવાનું લઈને આવતી હતી. જયારે બીજી માતા સાચી છે બે દિવસ પહેલા આ માતાએ મને કહ્યું કે જો તે આ કામ ન કર્યુ તો તને જમવાનું નહી આપું, પપ્પા આજે બીજો દિવસ છે અને હું ભૂખ્યો છું. તો જે પ્રેમ એક માતાનો પોતાના બાળક સાથે હોય છે એ બીજી સ્ત્રીના હૃદયમાં કયારેય ના હોઈ શકે. આ માતાની મમતા પણ ઘણી અદ્‌ભુત છે. અલ્લાહુ અકબર અલ્લાહ તઆલા આ પ્રેમને એટલો વધારે છે કે માતા બાળક માટે ચોવીસ કલાક નોકરાણી જેવી બની જાય છે.

## માતાની મમતા પર લાખો સલામ

માતાનો પ્રેમ તો હિમાલયના પહાડ જેવો છે, જેની ઉંચાઇ સુધી કોઇ પહોંચી શકતુ નથી, માતાનો પ્રેમ તો સમુદ્ર જેવો છે જેની ઉંડાઇ કોઇ માપી શકતુ નથી, માતાનો પ્રેમ તો ખીલેલા બગીચા જેવો છે જેના ફૂલ કદી કર્માતા નથી. આ જ પ્રેમ બાળક ને કામ આવે છે અને બાળક મોટુ થાય છે. શરીઅતે આ પ્રેમના બદલામા માતાને કહ્યું કે જો તમે બાળકની સારી કેળવણી કરશો અને તે ઈમાનવાળો બનશે, પુરા જીવનમાં જેટલા શ્વાસ લેશે માતાને દરેક શ્વાસ ઉપર એક નેકી આપવામાં આવશે. અલ્લાહ તઆલા આ ફર્ઝ(ઝિમ્મેદારી)ને સારી રીતે નિભાવવાની તૌફીક આપે... આમીન.......... (....... સમાપ્ત .......)

# માનસિક વિકાસ

## MENTAL GROWTH

બાળકના પાલન–પોષણના ત્રણ પ્રકાર છે. (૧) શારીરિક વિકાસ (Physical growth) (૨) માનસિક વિકાસ (Mental growth) (૩) ભાવનાત્મક વિકાસ (Emotional growth). પહેલા પ્રકરણમાં આપણે શારીરિક વિકાસ વિશે જોયું, હવે આપણે બાળકના માનસિક વિકાસ વિશે જોઈએ.

* બાળકના માનસિક વિકાસના અગિયાર(૧૧) તબક્કા હોય છે. જો આ તબક્કાઓની માતાને ખબર હોય તો તે જોઈ શકશે કે બાળકનું મગજ દરેક તબક્કા પર સારી રીતે કામ કરે છે કે નહી?

### (૧) પ્રથમ તબક્કો (1st Stage) એ જન્મયા પછીનો છે

બાળક પહેલા દિવસથી ઈશારા સમજે છે અને ત્રીજા દિવસથી પ્રતિભાવ આપવાનું શરૂ કરે છે. એક મહીનાના અંત સુધી બાળક અવાજ પર ધ્યાન આપી જવાબ (reply) આપવા માટે મુખ વડે ભાવ દર્શાવે છે. જો બાળકમાં આવુ દેખાય તો માતાએ તેની કસોટી લેવી જોઈએ કે પ્રથમ તબક્કામાં બાળકના મગજનો સારી રીતે વિકાસ થયો છે કે નહી? એવી રીતે કે બાળક સામે પોતાના ચહેરાને એક બાજુંથી બીજી બાજુ હલાવીશું, તો બાળક તમારા માથા સામે જુએ છે કે નહી? બાળકની નજર શરૂઆતમાં એક ફૂટ જેટલી હોય છે. તે સારી રીતે એક ફૂટ સુધી જ જોઈ શકે છે. તેનાથી દૂર તેની જોવાની શક્તિ હોતી નથી તો તે માટે એક ફૂટના અંતરે પોતાનું મોઢુ રાખીશું, પોતાનો હાથ હલાવો અને જુઓ કે બાળક સમજીને તે બાજુ જુએ છે કે નહી? અને વિવિધ આવાજ કાઢી બાળક પર તેની અસર થાય છે કે નહી? તે જોશું. જો બાળક ઉપર અસર થાય તો બાળકનો પ્રથમ તબક્કો સારી રીતે પૂર્ણ થઈ ગયો છે.

### (૨) બીજો તબક્કો(2nd Stage)

બીજો તબક્કો ચાર અઠવાડીયાં પછીનો છે, જેમાં બાળક વાત કરવા માટે પોતાના ચહેરાના હાવ–ભાવ દર્શાવે છે. પ્યારથી વાત કરીએ તો બાળક

હસે છે, ક્રોધથી વાત કરીએ તો તે ગભરાય છે. તેની કસોટી એ રીતે લઇએ કે બાળક સામે હસીને વાત કરવાથી બાળક હસવાનો પ્રયત્ન કરે છે કે નહી? બાળકને કોઇ કવિતા સંભળાવીએ, બાળકમાં કવિતા અને શાયરી સાંભળવાની ગતિ અને સંવેદન શક્તિ (Sense of rythm) આ સમયગાળામાં આવી જાય છે. બાળક આ સાંભળીને મજા માણે છે. જો તમે આ પૂર્ણ કરી લો તો તેનો અર્થ થાય છે કે બીજો તબક્કો પણ સારી રીતે પૂર્ણ થઇ ગયો છે.

## (૩) ત્રીજો તબક્કો (3rd Stage)

માનસિક વિકાસ (Mental growth) નો ત્રીજો તબક્કો છઠ્ઠુ અઠવાડીયુ હોય છે. છઠ્ઠા અઠવાડીયામાં બાળક વાત કરનારને જોઇને હસે છે, માથુ હલાવે છે અને ગળામાંથી હું હું જેવો આવાજ કાઢવા પ્રયત્ન કરે છે. બાળક મોં જોવાનું પસંદ કરે છે, તો માતા બાળક સામે હસે, જો તેના સામે રમકડા હોય તો તેને ફેરવી બાળક સામે હસે, જો તેના સામે રમકડા હોય તો તેને ફેરવી બાળક સામે જુએ કે રમકડાની સાથે સાથે તેની આંખો રમકડા સામે જુએ છે કે નહી? બાળક સાથે અલગ અલગ દિશાઓમાં જઇને વાત કરવી. અમુક સમયે ડાબી બાજુથી વાત કરીએ તો બાળક તે બાજુએ આંખો ફેરવશે, જમણી બાજુથી વાત કરીએ તો બાળક તે બાજુ આંખો ફેરવશે.

## (૪) ચોથો તબક્કો (4th Stage)

ચોથો તબક્કો બે માસ પછી આવે છે. જેમા હસવું એ બાળકની આદત બની જાય છે. આ તબક્કામાં જો માતા તેની સામે આવે તો બાળક હસવા લાગે છે, વસ્તુઓ પર નજર ટકાવે છે. માતા બાળકને બે માસની ઉંમરે માથુ ઉઠાવીને સુવડાવે જેથી કરી બાળક આજુ બાજુ જોઇ શકે અને બાળકને તેનો પોતાનો હાથ દેખાડે, બાળકને ખબર નથી હોતી કે મારો પણ હાથ છે. જો માતા તેની આંખો સામે તેનો હાથ લઇ જશે તો તે પોતાનો હાથ જોશે અને પછી તેને હલાવતાં (move) શીખશે.

## (૫) પાંચમો તબક્કો (5th Stage)

પાંચમો તબક્કો બાર અઠવાડીયા પછી આવે છે. જેમાં બાળકને પોતાના હાથ–પગ વિશે ખબર પડી જાય છે. તે માટે બાળક અમુક સમયે પગને પકડીને પગનો અંગુઠો મોઢામાં લઇ જાય છે. હાથની આંગળીઓને

પોતે જુએ છે. તે સમયે માતાને બાળકના હાથ પકડીને હલન–ચલન કરવું જોઇએ, પગ પકડીને હલન–ચલન કરવુ જોઇએ, જેથી બાળક પોતાના હાથ–પગ હલાવે અને માતા તેને રમકડા આપે જેથી બાળકમાં પકડવાની આદત પડે, આ રીતે બાળકને કોઇ રમકડુ (toy) આપવાથી બાળક તેને પકડતા શીખે છે.

## (૬) છઠ્ઠો તબક્કો (6th Stage)

છઠ્ઠો તબક્કો ચાર મહીને આવે છે, જેમાં બાળકમાં શીખવાની આવડત આવી જાય છે. શીખવા માટે આ પ્રાકૃતિક તબક્કો છે. બાળક દરેક વસ્તુઓ જોવા લાગે છે. આ તે સમયગાળો છે જેમાં બાળકને અલ્લાહ શબ્દ શીખવાડવો જોઇએ. માટે માતા તેની સામે વધારેમાં વધારે અલ્લાહ શબ્દનો ઉપયોગ કરે તો બાળકના મોંઢેથી સૌપ્રથમ અલ્લાહનો જ શબ્દ નિકળશે. હદીસે પાકમાં છે કે જે બાળક સૌ પ્રથમ અલ્લાહ શબ્દ બોલે છે તો અલ્લાહ તઆલા માતા–પિતાના પાછલા બધા જ ગુનાહો માફ કરી દે છે.

## (૭) સાતમો તબક્કો (7th Stage)

સાતમો તબક્કો વીસ અઠવાડીયાં પછી આવે છે. જેમાં બાળક પાણી ઉપર હાથ મારવાનું પસંદ કરે છે. જયારે બાળકને સ્નાન કરાવવામાં આવે છે, તો વાસણમાં થોડુંક પાણી હશે તો બાળક તેના પર હાથ મારે છે અને બાળકની અંદર હલન–ચલનની ક્ષમતા (motion skill) આવે છે, આવાજ સાંભળીને મોઢું ફેરવે છે અને ઉચકી લેવા માટે હાથ ફેલાવે છે, પ્રેમ વ્યક્ત કરવા માટે, તો બાળક જેનાથી પ્રેમ કરે છે તેને જોઇને હાથ આગળ કરે છે.

જો આ નિશાની (symptom) હોય તો તેનો અર્થ થાય છે કે સાતમો તબક્કો પણ સારી રીતે પૂર્ણ થઇ ગયેલ છે.

## (૮) આઠમો તબક્કો (8th Stage)

આઠમો તબક્કો અઠ્ઠાવીસ અઠવાડીયા પછી આવે છે. જેમાં બાળક કોઇ શબ્દ બોલવાનું શરૂ કરે છે પોતાનું નામ જાણે છે, હાથ ફેલાવે છે કે મને ઉંચકી લો, કોઇ વસ્તુ હાથમાં આપવામાં આવે તો તેને મોઢા સુધી લઇ જાય છે. જયારે પણ હાથમાં કોઇ વસ્તુ પકડીને મોઢામાં લઇ જાય તો સમજી લો કે જીવનની આઝાદી (freedom) ની પહેલી નિશાની છે. આ

બાળક પોતે ખાય–પી શકશે અને પોતાની જિંદગી ગુજારી શકશે.

આ સમયે માતાએ બાળકને અરીસા સામે કરીને તેને પોતાનું મોઢું બતાવવું જોઇએ, બાળક પોતાનું મોઢુ જોવાનું પસંદ કરે છે, બીજાઓનું મોઢુ જોવાનું પસંદ કરે છે. આ ઉંમરમાં બાળકને બેસાડીને બોલ(દડા)ને ફેરવીને ફેંકતા શીખવાડવુ જોઇએ. ધક્કો મારતા (push) શીખવાડવુ જોઇએ. બાળકને બોલ (દડો) આપવામાં આવે તો તે થોડો હલાવવાનો પ્રયત્ન કરે તે ક્ષમતા તેના અંદર આવવી જોઇએ. તેને કોઇ વસ્તુ આપી ફરી પાછી માંગવી, આપતા અને લેતા પણ શીખવાડવુ જોઇએ.

## (૯) નવમો તબક્કો (9th Stage)

નવમો તબક્કો છત્રીસ અઠવાડીયા પછી આવે છે, જેમાં બાળક હા અને ના જેવા શબ્દોને સમજી શકે છે. જો કોઇ વસ્તુ થોડીક દૂર રાખવામાં આવે તો બાળક તેને લેવા માટે ધીમે ધીમે ખસીને તેને લેવાનો પ્રયાસ કરે છે, જેથી એવું જ કરવું જોઇએ કે બાળકથી થોડેક દૂર વસ્તુ મુકીને તેને ખસવા (પેટ વડે)નો મોકો આપવો જોઇએ.

## (૧૦) દસમો તબક્કો (10th Stage)

દસમો તબક્કો ચુંમાળીસ અઠવાડીયા પછી આવે છે. જેમાં બાળક અમુક શબ્દો બોલી શકે છે. મામા, પાપા, અલ્લાહ, અહીં, અંદર, બહાર વગેરે જેવા શબ્દોની સમજ આવી જાય છે. આ ઉંમરમાં બાળકને કોઇ પુસ્તક વાંચીને સંભળાવવામાં આવે તો તે ધ્યાનથી સાંભળશે. આ ઉંમરમાં માતાએ વાર્તાઓ અથવા કોઇ પુસ્તક વાંચીને બાળકને સંભળાવ્વુ જોઇએ અથવા તો તેની સાથે ગમ્મત કરે. કોઇ વસ્તુ આપ–લે કરે. આમ કરવાથી બાળકમાં એકાગ્રતા (concentrate) આવે છે.

## (૧૧) અગિયારમો તબક્કો (11th Stage)

અગિયારમો તબક્કો એક વર્ષ પછી આવે છે. જેમાં બાળક અમુક શબ્દો બોલતા શીખી જાય છે, મનપસંદ વસ્તુ માંગે છે, ના પાડવા માટે પોતાનું માથુ હલાવે છે અને કોઇને પકડીને ચાલી પણ શકે છે. બાળક બીજાને હસાવ્વા પ્રયત્ન કરે છે. આ ઉંમરમાં બાળકને વસ્તુઓના નામ અને તેની ઓળખાણ (introduction) આપવી જોઇએ, એવા કામો કરવા જોઇએ કે બાળક તેની નકલ (copy) કરે અને જયારે તે નકલ કરે ત્યારે તેને

શાબાશી આપવી જોઇએ. તેને વહાલ કરવું જોઇએ. પછી જયારે આ ઉંમરમાં બાળકને કપડાં પહેરાવે ત્યારે માતાએ તેને બતાવવુ જોઇએ કે હવે હું તારા માટે જાકીટ કાઢું છું, હવે હું તારા માટે આ વસ્તુ કાઢું છું, હવે હું તને ચંપલ પહેરાવું છું, જે પણ કામ કરીએ તે તેને બતાવતા જઇએ તો બાળકનું જ્ઞાન વધશે. એવી જ રીતે જયારે તમે બાળકને જમવાનું આપો, ત્યારે તેની સાથે સાથે તેને વિગત બતાવવી જોઇએ કે હવે હું ચમચીમાં તારું ખાવાનું લાવું છું, હવે હું તારા મોઢામાં નાંખુ છું તુ તેને ખાઇ લે. આવુ બતાવવાથી બાળકને શીખવવાનું કામ સરળ થઇ જાય છે. એક વર્ષની આ ઉંમર માનસિક વિકાસ (mental growth) માટે ઘણી પૂરતી છે. જો આ અગિયાર તબક્કા સારી રીતે પસાર થઇ જાય તો તેનો અર્થ એ થાય કે બાળકનો માનસિક વિકાસ સારી રીતે થઇ ગયો છે.

## * બાળકની બેસવાની સ્થિતિ (Sitting posture)

હવે બાળકની બેસવાની સ્થિતિમાં અમુક માતાઓ ભૂલ કરે છે કે તેઓ ત્રણ મહીના પહેલાથી બેસાડવાનું શરૂ કરી દે છે. યાદ રાખો કે ચલાવવામાં અને બેસાડવામાં કોઇ સંજોગોમાં ઉતાવળ કરવી જોઇએ નહી. જયારે તે સમય આવે છે તો બાળક પોતે તે કાર્ય કરવાનું શરૂ કરી દે છે. જે માતા–પિતા વૉકર (ચાલવા માટેની ગાડી અથવા સાયકલ)નો ઉપયોગ કરે છે તો તેનાથી બાળકની હલન–ચલનની ક્ષમતાનો વિકાસ પાછળ ધકેલાય છે. અને ૩ મહીના પહેલા બાળકને બેસાડવાનો પ્રયત્ન કરવાથી તેનાં કરોડના હાડકાં કમજોર થઇ જાય છે, કેમ કે માથુ વજનદાર હોય છે અને કરોડના હાડકાં કમજોર હોય છે તો તેમાં ઝુકાવ કે વળાંક આવી જાય છે તો આ ભૂલ કદી ન કરવી જોઇએ.

## * પગોનો વિકાસ

પગોનો જે વિકાસ છે કે તે સામાન્ય હોય છે. બાળકને નાની ઉંમરમાં ચંપલ ઓછા પહેરાવવા જોઇએ. ખુલ્લા પગવાળા (bare footed) બાળકોના પગોનો વિકાસ સારો હોય છે. જો ઠંડી હોય તો મોજા પહેરાવવા જોઇએ.

## * ચહેરાના હાવ–ભાવનો વિકાસ (Facial expression development)

જયારે બાળક અજાણી વ્યક્તિ પાસે જાય છે ત્યારે ડર લાગે છે,

ઓળખાણવાળી વ્યક્તિ પાસે જાય છે તો ખુશ થઇ જાય છે, કડક વાણી બોલવાથી રડે છે, જો આ ત્રણેય નિશાનીઓ હોય તો તેનો અર્થ થાય છે કે આ વિકાસ પણ સારો છે.

## * બાળકના દાંત નિકળવાનો સમયગાળો

હવે આ ત્રણ વસ્તુ પછી જે આગામી વસ્તુ છે તેને ધ્યાનથી સાંભળજો! બાળકના દાંત નિકળવાનો જે સમયગાળો છે, તેને દાંત ફુટવાનો તબક્કો કહેવાય છે. આ સમયગાળો ૪ થી ૬ માસ વચ્ચેનો છે, જો મોડું થાય તો આમાં કોઇ વિશેષ કારણ હોઇ શકે છે. જયારે બાળકનાં દાંત નિકળવાનો સમયગાળો હોય છે ત્યારે દાંત ના પેઢા ઉપર સોજો હોય છે ખિજવાય જાય તેવો સ્વભાવ હોય છે, કરડવા જેવું વર્તન આવી જાય છે, ખાવાની ના પાડે છે અથવા ઉંઘમા મુશ્કેલી અનુભવે છે અથવા બાળકને તાવ આવે છે, અથવા પેટ ખરાબ થઇ જાય છે. આ બધી નિશાનીઓ બાળકના દાંત આવવાની છે જેવા બાળકના દાંત આવે માતાએ તેને સાફ કરવાની બાળકને ટેવ પાડવી જોઇએ. આટલુ નાનું બાળક પણ તે શીખે છે. જેથી બાળકને નાનું બ્રશ રમકડા તરીકે આપો. તો બાળક તેને મોઢામાં નાંખશે અને તેને ચાવશે, આ તેની કેળવણી છે. એક વાત  ધ્યાન રાખીએ કે શરૂઆતમાં બાળકને જે ટુથ પેસ્ટ આપીએ તે બાળ ફલોરાઇડ હોવુ જોઇએ. જે બાળકો માટે ફાયદાકારક હોય છે અને બાળક તેનાથી આનંદ અનુભવે છે. જેથી દાંતોની સફાઇ સુતા પહેલા સૌથી છેલ્લું કામ હોવુ જોઇએ અને ત્યાર પછી સુવું જોઇએ. બાળકને જેટલી બીમારીઓ દાંતો દ્વારા લાગે છે એટલી બીજી કોઇ વસ્તુથી લાગતી નથી. તે માટે આપ (સ.અ.વ.) પણ મિસ્વાકને પસંદ કરતા હતા. અને ફરમાવ્યું કે જે લોકો પોતાના દાંતોને સાફ રાખે છે તો હદીષનો સાર છે કે તેઓના જીવનમાં બીમારીઓથી અલ્લાહ તઆલા રક્ષણ કરે છે.

## * બાળકના સુવાનું સમયપત્રક

ત્રીજી વસ્તુ એ છે કે બાળકની ઊંઘ માટેનું સમયપત્રક આ પ્રમાણે છે.

એક માસના બાળકની ઊંઘ : ૧૬ કલાક, આઠ કલાક દિવસના અને આઠ કલાક રાત્રીના

**ત્રણ માસના બાળકની ઊંઘ : ૧૫ કલાક– પાંચ કલાક દિવસમાં અને દસ કલાક રાત્રીના**

**છ માસના બાળકની ઊંઘ : ૧૪ કલાક – અગિયાર કલાક રાત્રીના અને ૩ કલાક દિવસમાં**

**દસ માસ, અઢાર માસ અને બે વર્ષના બાળકની ઊંઘ : ૧૩ કલાક – બે કલાક દિવસમાં અને અગિયાર કલાક રાત્રીમાં**

**ત્રણ વર્ષની ઉંમરમાં જઈને અગિયાર કલાક ઉંઘ : દસ કલાક રાત્રીમાં અને એક કલાક દિવસમાં**

## * બાળકના રડવાનું કારણ સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ

બાળકમાં અમુક સમય રડવાની ટેવ હોય છે. આ રડવું કોઈ દુઃખની નિશાની હોય છે. કારણ કે તેને બોલતાં તો આવડતુ નથી કે તે બતાવી શકે કે માતા મને દુઃખ છે, મારી વાત સમજવાનો પ્રયત્ન કરો તો જયારે તે રડે તો તેને ધમકાવવુ જોઈએ નહી. પરંતુ તેના દુઃખને સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. અમુક કારણોથી તે રડતો હોય છે. જેમ કે ભુખ લાગવી, ગંદકી કરી હોય, ઉંઘ આવતી હોય આ બધા કારણોસર અમુક વાર બાળક રડતુ હોય છે.  બાળક ઈચ્છતો હોય છે કે મને કોઈ ઉંચકી લે, સુઈને થાકી ગયો હોય તો તે ઈચ્છતો હોય છે કે માતા મને ખોળામાં લે તે માટે પણ રડતો હોય છે. પરંતુ ધ્યાનમાં રાખવુ જોઈએ કે બાળકને દરેક સમયે ઉંચકી રાખવું તે પણ નુકસાનકારક બને છે. અથવા તો અમુક સમયે પેટ દુઃખવાથી અથવા ગેસ(ચુંક)થવાથી પણ બાળક રડતું હોય છે.

## * અમુક બાળકોના વિકાસમાં મોડું પણ થાય છે.(Developmental delays)

હવે અગત્યની વાત એ છે કે અમુક સમયે બાળકના વિકાસમાં મોડું પણ થાય છે. આવા બાળકો પાંચ પ્રકારના હોય છે. આ ઘણી અગત્યની વાત છે કે માતાએ તેને સારી રીતે સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. પાંચ બાબતોના વિકાસમાં મોડું થાય છે.

## (૧) બાળકનાં બોલતા શીખવામાં વિલંબ (Speech delay)

પહેલી વાત એ કે બાળકને બોલતા શીખવામાં મોડું થવુ, તે સામાન્ય હોય છે. સામાન્ય રીતે નાના બાળકના બોલવામાં મોડુ થવાના જે કારણો હોય છે, તેમાં બાળક સામે એકથી વધુ ભાષાઓ બોલવી અથવા શીખાડવામાં

કમી હોવી અથવા જે બોલવાના સ્નાયુઓમાં કોઇ મુશ્કેલી હોવી અથવા સાંભળવામાં ઉણપ હોય છે. તો આવા કારણોને લીધે બાળક વહેલુ બોલી શકતું નથી.

## * બોલવામાં મોડું થયુ છે કે નહી? તેની નિશાનીઓ

બોલવામાં મોડું થયુ છે કે નહી તેની ઓળખાણ આ નિશાનીઓથી થઇ શકે છે. નિશાનીઓ ધ્યાનથી વાંચવા જેવી છે.

ત્રણથી ચાર માસનું બાળક અવાજ સાંભળીને કોઇ પ્રતિક્રિયા(જવાબ) નથી આપતુ અને મોઢામાંથી આવાજ નથી કાઢતો, બકબક નથી કરતો તો આનો અર્થ થાય છે કે બોલવામાં મોડું થયું છે. સાત માસનું બાળક આવાજ સાંભળી કોઇ જવાબ ન આપે તો પણ બોલવામાં મોડુ થવાની નિશાની છે. એક વર્ષનું બાળક જો માતા શબ્દ ન બોલી શકે અને બે વર્ષનું બાળક પંદરથી વીસ શબ્દો ન બોલી શકે તો તેનો અર્થ આ થાય છે કે બોલવામાં મોડું થયું છે. ડૉક્ટર પાસે જઇને તેનો ઇલાજ કરાવવો જોઇએ, આ બાબતે જેટલુ વહેલું જાણી લેશો તેટલો વહેલો બાળકનો ઇલાજ થઇ જશે.

## (૨) જોવામાં વિલંબ (Vision development delays)

બીજુ જોવામાં મોડુ થવું. છ માસ સુધી બાળકની નજર ધૂંધળી (અસ્પષ્ટ) હોય છે. નજીકનું ચોખ્ખુ દેખાય છે. દૂરની વસ્તુઓ ધુંધળી દેખાય છે. જો વિલંબ થાય તો તેના અમુક કારણો છે, જોવાની શક્તિમાં નબળાઇ અથવા આંખોમાં કોઇ મુશ્કેલી હોય છે. જેના કારણે બાળકની જોવાની શક્તિમાં કોઇ પરેશાની હોય છે. હવે તેની અમુક નિશાનીઓ છે.

ત્રણ માસ સુધી બાળકને જુએ કે તેની આંખો હલન–ચલન વાળી વસ્તુ સામે પીછો કરે છે કે નહી? અને તે પોતાના હાથો સામે નજર કરે છે કે નહી? અથવા તો તેને પોતાની આંખો ફેરવ્વામાં કોઇ મુશ્કેલી પડે છે અથવા આવા પ્રકારની કોઇ મુશ્કેલી હોય તો આ તેની જોવાની શક્તિમાં મોડું થવાની નિશાની છે. તરત જ ડૉક્ટર પાસે જવુ જોઇએ. સામાન્ય રીતે તેનો ઇલાજ એવો હોય છે કે ચશ્મા આપવામાં આવે, અથવા કોઇ સામાન્ય ઑપરેશન હોય અથવા બાળકની આંખો પર પટ્ટો (eye patch) બાંધીને તેની નજરને સારી કરી શકાય છે.

### (૩) હલન–ચલનની શક્તિનો વિકાસ (Motion-skill development delays)

ત્રીજી બાબત છે હલન–ચલનની સમર્થતાનો વિકાસ, જેમાં બાળકના અંગોના હલન–ચલનમાં મોડુ થવું, જેવી રીતે કે ઘસડીને ચાલવું, ચાલવામાં વિલંબ કરવો અથવા વસ્તુઓને પકડતાં ન આવે,આ બધી સામાન્ય હલન–ચલનની નિશાનીઓના કારણો છે, જેમ કે જ્ઞાનાત્મક વિલંબ, ઓછુ દેખાવ્વું વગેરે જેવી અમુક વસ્તુઓ હોય છે. આમા મોડું કેમ થાય છે? તેની નિશાનીઓ એ છે કે માતા દેખરેખ રાખે, કે ત્રણથી ચાર માસનું બાળક કોઈ વસ્તુ પકડી શકે છે કે નહી? બીજુ પોતાના માથાને તે સંભાળી શકે છે કે નહી? ત્રીજુ તેના હાથમાં કોઈ વસ્તુ આપવાથી મોઢા સુધી લઈ જાય છે કે નહી? અને જો તેની પાસે કોઈ વસ્તુ મુકવામાં આવે તો તે પગ દ્વારા તે વસ્તુ ગબડાવી શકે છે કે નહી? જયારે બાળક સાત માસનું થઈ જાય તો બાળકને એક સ્થિતિમાં બેસાડવાથી તે પોતાના માથાનું સંતુલન રાખી શકે. એક વર્ષનું થઈ જાય અને બાળક પેંટે ચાલી ન શકે તો તેનો અર્થ થાય છે કે બાળકની આ ક્ષમતામાં મોડું થઈ રહ્યુ છે. બે વર્ષનું હોય અને તે કોઈ રમકડાને હલાવી–ચલાવી ન શકે તો આ પણ મોડું થવાની નિશાની છે. આવા બાળકને ડૉકટર પાસે લઈ જવાની જરૂર છે.

### (૪) સમજ શક્તિની કૌશલ્યમાં વિલંબ થવો (Cognitive development delay)

ચોથી બાબત એ છે કે જ્ઞાનના વિકાસમાં મોડુ થવુ, જેમાં બાળકને સમજવામાં કે વિચારવામાં મુશ્કેલી હોય છે. જેના કારણો  વારસાગત (genetic disorder) શારીરિક કે માનસિક વિકાસમાં કમજોરી અથવા ડૉકટરી મુશ્કેલી. જેની નિશાની એ છે કે એક વર્ષનું બાળક વસ્તુઓ તરફ આંગળી ન કરી શકે તો આ મોડું થવાની નિશાની છે. પછી બે વર્ષનું બાળક જો ચમચીનો ઉપયોગ ન કરી શકે તો તેનો અર્થ એ જ થાય કે આપણા બાળકમાં આ વિકાસમાં મોડું થઈ રહ્યુ છે.

### (૫) ભાવનાઓ સંબંધી વિકાસમાં વિલંબ (Emotional development delay)

પાંચમી બાબત ભાવનાઓ સંબંધી વિકાસમાં મોડુ થવુ, જેમાં બાળક બીજા બાળકો સાથે સારી રીતે વ્યવહાર કરી શકતો નથી. સામાન્ય રીતે માતા–પિતાનું ધ્યાન ન હોવાને કારણે આવું થતું હોય છે. જયારે માતા નું ધ્યાન બાળકને ઓછું મળે છે, ત્યારે બાળકની ભાવનાઓનાં વિકાસમાં

વિલંબ થઇ જાય છે, તે બાળક ડરપોક બની જાય છે. બીજા બાળકોને જોઇને રડવાનું શરુ કરી દે છે. અથવા વધારે પડતો માતા સાથે ઘણો સબંધ થઇ જાય છે કે બાળક બીજાઓ સામે જોવાનું પસંદ કરતો નથી. અથવા સમજ શક્તિ ઓછી હોય છે. જેની નિશાનીઓ એ છે કે ૩ મહિનાનું બાળક હસતું ના હોય તો જરૂર તેનામાં કોઇ ખામી છે

સાત મહિનાનાં બાળકને જો છાતીએ કે ગળે લગાડવામાં આવે અને તે તેની ના પાડે તો સમજી લેવું કે તેના વિકાસમાં મોડું થયેલ છે. અગિયાર માસના બાળકને હાથ દ્વારા કોઇ રમત રમાડવામાં આવે અને તે કોઇ પ્રતિક્રિયા ન કરે તો વિકાસ મોડો છે. અને જો બાળક એક વર્ષનું છે અને તેની સામે હાથને હલાવ્વાથી કે હાથનો ઇશારો કરવાથી બાળક કોઇ પ્રતિભાવ ન આપે તો તેનો અર્થ થાય છે કે વિકાસમાં મોડુ થયુ છે. તેનો ઇલાજ એ છે કે બાળકને રમકડાં આપવા, તેને વર્તણુંક કે માનસિક વિકાસ અંગેનો ઇલાજ કરાવવો જોઇએ, ડૉકટરની સલાહ લેવી. આ કુલ પાંચ તબક્કા બાળકના વિકાસમાં મોડું થવાના હતા.

## * બાળકનો ખાવાનો તબક્કો

હવે આગળની અગત્યની વાત બાળકના ખાવા વિશે છે કે બાળકને માતાનું દૂધ અથવા તૈયાર દૂધ આપવું જોઇએ.

## * ચૂસવાની શરૂઆત

છ માસનું બાળક સીધુ બેસી શકે છે. અને પોતાને સંભાળી શકે છે. પછી છ માસના સમયગાળા દરમિયાન બાળકને ચૂસતાં શીખવવું જોઇએ.

## * કઠણ (Solid) ખોરાકની શરૂઆત

સાતથી આઠ માસમાં બાળકને કઠણ ખોરાક આપવો જોઇએ. બાળકને મરઘાનું મટન, માછલી, માંસ, ઇંડાં આવી નરમ વસ્તુ ખાવા માટે આપી શકાય છે. આ વસ્તુ બાળક માટે શ્રેષ્ઠ ખોરાક છે. જે બાળકને સારા પ્રમાણમાં વિટામીનનું પોષણ આપે છે.

## * ગાયનું દૂધ (Cow milk) શરૂ કરવાનો સમયગાળો

એક પ્રશ્ન ઉભો થાય છે કે બાળકને ગાયનું દૂધ કયારે આપવું જોઇએ? ગાયનું દૂધ આપવાનો સૌથી શ્રેષ્ઠ સમયગાળો એક વર્ષ પછીનો છે. પરંતુ આઠથી નવ મહીના પછી પણ થોડું થોડું ગાયનું દૂધ આપવાનું

શરૂ કરી શકાય છે. એક વર્ષ પછી બાળક એટલુ ગાયનું દૂધ પીવે કે જેથી બાળકને શક્તિ મળે, અને બાળકની તંદુરસ્તી સારી બની શકે. બાળકના દૂધ વિષે આ જાણકારી પુરતી છે.

## * ચાલતાં શીખનાર ઉંમરવાળા બાળક (Toddler)નો ખોરાક

હવે નાનું બાળક કે જેને ચાલવાની શરૂઆત કરી દીધી હોય તેના ખોરાક વિશે, બાળકને એકલુ ખવડાવવા કરતા કુટુંબ સાથે ખવડાવવું જોઇએ. વૈજ્ઞાનિકો ના અભ્યાસ મુજબ જે બાળક સવારે સ્કૂલ જતા નાસ્તો કરે છે તે સ્કૂલમાં સારુ ભણી શકે છે. અમુક બાળકો નાસ્તો કર્યા વગર સ્કૂલ જાય છે તેઓ સારુ ભણી શકતા નથી. પછી બાળકો માટે વિવિધ પ્રકારનું ખાવાનું તૈયાર કરવું જોઇએ. જેથી કે તે પોતાની ઇચ્છા અનુસાર વસ્તુઓ ખાઇ શકે પણ શરૂઆતથી જ ઓછુ મીઠુ(નમક) અને ઓછી ખાંડ વાળી વસ્તુ ખવડાવવી જોઇએ, નહીંતર વધારે પડતી ખારી અને મસાલાવાળી વસ્તુઓની ટેવ પડી જાય છે જે આગળ જતાં પછીના તબક્કામાં બાળકની તંદુરસ્તી માટે ખુબ જ નુકસાનકારક બને છે.

## * બાળકની અનૌપચારિક તાલીમ (Informal education)

જયારે તમે ખરીદી કરવા માટે નિકળો ત્યારે નવું નવું ચાલતા શીખનાર બાળકને તમારી સાથે રાખો. બાળકને બતાવો કે મેં આ વસ્તુ ઉઠાવી તો કેમ ઉઠાવી? તેના લેબલ પર શું લખેલું છે? તેની કિંમત કેટલી છે? અને તેનો ફાયદો શું છે? તે બાળકને બતાવવામાં આવે આ બાળકની અનૌપચારિક તાલીમ છે. વૈજ્ઞાનિકોનું માનવું છે કે આ તાલીમ ઔપચારિક તાલીમ કરતા વધારે સારી હોય છે.

## * સ્વાસ્થ્યવર્ધક ખોરાકની પાબંદી

બાળકની પાસે ફળો(જે સરળતાથી મળી શકે)તેની ટોપલી અથવા જયુસ, દૂધ વગેરે મુકવું. પ્રયત્ન એવો કરે કે બાળક સોડા, ચીપ્સ અને મીઠી બિસ્કીટથી દુર રહે કારણ કે જો આની ટેવ પડી જાય તો બાળકના સ્વાસ્થ્યને નુકસાન કરે છે. કયારેય પણ બાળકને ખાવાની વસ્તુ (લાંચ) તરીકે માતા ન આપે આ રીતે બાળકને (વધુ ખાવાની)ટેવ પડી જાય છે. બાળકને જયારે પણ ખાવા ખવડાવો તો તેની એક ચોક્કસ માત્રા નક્કી કરી દેવી. દા.ત. જો બેટા, આ આઇસ્ક્રીમનો કપ મોટા વ્યક્તિઓ માટે હોય

છે. તુ બાળક છે, તુ તેનો ત્રીજો ભાગ ખાઇ શકે છે, અથવા તુ તેને અડધો ખાઇ શકે છે. તો જયારે ભાગનું માપ નક્કી કરવામાં આવે, તો બાળક તે વસ્તુને એટલી જ માત્રામાં ખાઇને થોભી જાય છે. નહીંતર એક કપ પછી બીજાની માંગણી કરે છે. બાળકને મીઠી વસ્તુની બિલ્કુલ મનાઇ ન કરે, કે તને મીઠી વસ્તુ બિલ્કુલ નથી ખાવાની, નહીંતર તે વધારે ખાશે. બાળકને થોડી થોડી મીઠી વસ્તુઓ પણ આપે, મીઠી વસ્તુ ખાવી બાળકની જરૂરત છે.

હા! એક જરૂરી વાત એ છે કે બાળકને બજારોનો તૈયાર ખોરાક ઓછો આપવો. કારણ કે આ જે તૈયાર ખોરાક હોય છે તેમાં એવુ કેમિકલ વપરાય છે કે જેનાથી ખોરાક લાંબો સમય સુધી બગડે નહી. આવો ખોરાક તે બાળક માટે બહુ જ નુકસાનકારક હોય છે. આ કેમિકલ હકીકતમાં સામાન્ય રીતે હલ્કુ ઝેર હોય છે.

ખોરાક જે કિટાણુઓ (જંતુઓ)થી ખરાબ થાય છે. આ કેમિકલ તે જંતુઓને મારે છે. જયારે બાળક આ ખોરાક ખાય છે તો બાળકના પેટમાં પણ જંતુઓ(બેકટેરિયા) હોય છે. પરંતુ આ જંતુઓ (healthy bacteria) બાળકની તંદુરસ્તી માટે ફાયદાકારક હોય છે. તો આ કેમિકલ બાળકના પેટમાં રહેલા તંદુરસ્તી (સ્વાસ્થય વર્ધક) બેકટેરિયાને પણ મારી નાંખે છે. તેનાથી બાળકના સ્વાસ્થ્ય પર ખરાબ અસર પડે છે. તેથી ડબ્બાઓમાં પૈક કરેલ ખોરાક બાળક માટે જેટલુ દૂર રાખી શકાય તેટલુ સારું છે. તે જ રીતે બ્રેડ, કેક જે તૈયાર વસ્તુઓ છે તે પણ નુકસાનકારક છે.

બાળક માટે ઠંડો ખોરાક બાળકની માતાએ પોતે બનાવવો જોઇએ. જેમ કે ફળોના રસથી બનેલ નાના નાના ટુકડા બનાવે, દ્રાક્ષને રેફ્રીજરેટર અથવા બરફમાં મુકવુ, બાળક તેને હોંશે હોંશે ખાશે.

### * બાળકો અને ઓછી ગુણવત્તાવાળો ખોરાક (kids and Junk food)

હવે આગળનો મુદ્દો છે બાળકો અને હલકી ગુણવત્તાવાળો ખોરાક, આપણે એવા વૈજ્ઞાનિક જમાનામાં છીએ કે જયાં ઓછી ગુણવત્તાવાળો ખોરાક સામાન્ય થઇ ગયો છે. હવે આપણે તેને બિલકુલ બંધ કરી શકતા નથી. પરંતુ બાળકો માટે આપણે શ્રેષ્ઠ ખોરાક પસંદ કરવો જોઇએ. જેમ કે શેકેલો ખોરાક અને ઓછી ચરબી અને ઓછા તેલવાળો ખોરાક લેવો.

આઈસ્ક્રીમ હોય તો ઓછી ચરબીવાળી લેવી, જામેલુ દહીં બાળકને ખવડાવવું અને તેની બાળકને ટેવ પાડવી. તાજા ફળોને દૂધ અથવા દહીંમાં ભેળવીને બનાવેલ જાડી પીવાની વસ્તુ બાળક માટે વધુ સારી હોય છે. જો મરઘુ હોય તો શેકેલુ અથવા છુંદેલુ આપવુ. મીઠા લોટનો ગોળ પેંડો જે માર્કેટમાં મળે છે તે બહુ જ મીઠો હોય છે, ઘરમાં પેંડા બનાવવા અને ઓછી ખાંડવાળા બનાવી બાળકને આપો કે ઘરમાં પેંડા ખાવાની ટેવ તેને પડી જાય. ચોકલેટ બાળકને વધુ સક્રિય (Hyper active) બનાવી દે છે તેથી ચોકલેટવાળી બિસ્કીટ આપે, પણ એક મર્યાદામાં હોવી જોઈએ જેથી વધારે ચોકલેટ તેના મોઢામાં ન જાય. બાળકને બટાકાની કાતરી (ચિપ્સ) આપે પણ ઓછા મીઠાવાળી ખાવાની ટેવ પાડે, જો બાળક મકઈની ધાણી (popcorn) ખાવા માંગે તો માંખણ ઘી વગરની ખવડાવવી, જો ચિપ્સ હોય તો તેલ વગરની શેકેલી આપવી.

## * જો ક્યારેક બહાર (હોટલમાં) ખાવું પડે તો

બાળકો સાથે ક્યારેક બહાર (હોટલમાં) ખાવુ પડે છે. ક્યારેક મુસાફરી કરવી પડતી હોય છે. તો આવા સમયે યાદ રાખવું કે બજારમાં જે પીણાં મળે છે, બાળકો માટે તે વધારે નુકસાનકારક હોય છે. એનું કારણ એ છે કે તેની અંદર ફોસ્ફરીક ઍસિડ નાંખવામાં આવે છે અને આ ઍસિડને બંધ (bond) બનાવવા માટે કેલ્શિયમ જોઈએ છે. તો દૂધમાં, ખોરાકમાં જેટલુ કેલ્શિયમ હોય છે ફોસ્ફરિક ઍસિડ તેને ચુસી લે છે અને શરીર માટે કેલ્શિયમ રહેતુ નથી. પરિણામે બાળકોના હાડકા કમજોર થઈ જાય છે. પણ જો ખોરાકમાં કેલ્શિયમ જ ન હોય અને બાળકને આ પીણાં આપવામાં આવે તો ફોસ્ફરીક ઍસિડ હાડકાઓમાંનું કેલ્શિયમ લઈને બંધ બનાવે છે આ તો પોતાના હાથ વડે જ પોતાના બાળકને કમજોર કરવાની વાત થઈ. પછી આ જે ચીકન ટીક્કા મળે છે તેનાથી જયાં સુધી શકય હોય તેટલુ બચવું જોઈએ કેમકે ચિકન(મરઘાં)ના અસ્વસ્થ અંગો તેમાં નાખેલ હોય છે. તેને પીસીને (crush) સ્વાદિષ્ટ તો બનાવી દે છે પણ તમે નથી જાણતા કે તેની અંદરના ભાગોમાં શું છે? જો તમે જોઈ લો તો ક્યારેય હાથ પણ ન લગાડો.

તળેલા ખોરાકને છોડવાનો પ્રયત્ન કરવો, તેની જગ્યાએ નાના બાળકોને ગાજર, કાકડી, દ્રાક્ષ, ફળોનું કચુંબર આપો, તો આ વસ્તુઓ

તેના આહારમાં વિટામીનને વધારે છે. બાળકો એક જાતની લાંબી પાતળી ઘઉંની સેવો અને શાકભાજી બહુ ખુશીથી ખાય છે. પરંતુ Macaroni (એક જાતની સેવો) અને પનીર બાળકોને વધારે પડતુ આપવું નુકસાનકારક સાબિત થઇ શકે છે.

અમુક બાળકો ખાવાનું છોડી દે છે. જો બાળક ખાવાનું છોડી દે તો તેનું કારણ હોય છે કે તેમનું મગજ તેમને અંદરથી ઈશારો નથી આપતું કે પેટ ખાલી હોય છે, તો પણ કશું ખાતા નથી અને માં માટે એક સમસ્યા હોય છે. તો તેના માટે દવા તમે લખી લો તેનું નામ છે scott 5ml દરરોજ એક વખત આપી દો. તો બાળકના મગજને ભુખની ઈચ્છા લાવી દે છે અને જે બાળક એક કોળિયો પણ નહોતો ખાતો તે ખુબ રસપૂર્વક બેસીને પેટ ભરીને ખાવાનું ખાઇ લે છે. આ એક સારી બાબત છે.

## * બાળકો માટે બનેલી વસ્તુઓ

હવે છેલ્લી વાત નવજાત બાળકના શરૂઆતના એક બે વર્ષમાં માં ને અમુક વસ્તુઓનો ઉપયોગ કરવો પડે છે. તેને ઇફબુ products (બાળકો માટે બનાવેલી વસ્તુઓ) કહે છે. તેની પણ જાણકારી લઇ લેવી જોઇએ.

## * બાળકને દૂધ પીવડાવવા માટેની શીશી (Baby Bottles)

આજે પ્લાસ્ટિકની બોટલ(શીશી) હોય છે, જયારે તેમાં આપણે ગરમ ગરમ દૂધ નાંખીએ છીએ ત્યારે તે શીશી તેનો ઝેરેલો પદાર્થ છોડે છે અને આ પદાર્થ બાળક માટે નુકસાનકારક હોય છે, તો જયારે પણ બાળક માટે દૂધ પીવડાવવાની બોટલ ખરીદો તો તે બોટલ B.P.A. (Bisphenol-A) મુકત હોવી જોઇએ. ખરીદતા સમયે દુકાનદારને એક નાનો પ્રશ્ન કરો કે શું આ બોટલ(શીશી) B.P.A. મુક્ત છે? જો B.P.A. મુક્ત હોય તો બહુ સારું. કાચની શીશીઓમાં avent philips કંપનીની જે બોટલ હોય છે તે B.P.A. મુકત હોય છે, બોટલોમાં Dr.brown`s natural flow bottles મળે છે તે બાળકો માટે બહુ સારી હોય છે, કારણ કે તેનાથી બાળકને કબજીયાત(ચુંક) થતો નથી.

## * બાળકોને સુવડાવવા માટેનું પાથરણું (Baby mattresses)

બાળકને સુવડાવવા માટે તેમને અલગ અલગ પ્રકારના ગાદલાં મળે છે, પરંતુ અનુભવ એવું કહે છે કે બાળક માટે memory foams

સૌથી સારી હોય છે. જે માતા પોતાના બાળકને memory foams પર સુવડાવે છે, સામાન્ય રીતે આ બાળકનું માથુ ગોળ હોય છે. જો કોઇ બીજા foam પર સુવડાવે છે તો તેમનું માથુ લાંબુ થઇ જાય છે. તો માતા ને તેના પર મહેનત કરવી પડે છે, તો માથુ યોગ્ય પ્રમાણસર ગોળ હોવું સુંદરતાની નિશાની છે અને memory foams પર સુવડાવવાથી આ વસ્તુ સરળતાથી મળી જાય છે.

## * ચૂસણી (બાળક માટે ચૂસવાની ટોટી) (Sippy or pacifier)

જો બાળકને ચુસણી લેવી હોય તો છ માસ પછી તેને આપવી જોઇએ, પણ જે ચૂસણીને orthodonic કહે છે તે આપવી જોઇએ. આ જે orthodonic ચુસણી હોય છે તે દાંતને ખરાબ નથી થવા દેતી, નહીંતર જો બાળક ચુસણી વધારે મોઢામાં રાખે તો તેના દાંતનો યોગ્ય રીતે વિકાસ થવા કરતા ઉંચા થઇ જાય છે અને તેમના માટે બદ્સુરતીનું કારણ બને છે. તો જયારે પણ કોઇ ચુસણી ખરીદો તો orthodonic pacifier નું નામ જરૂર યાદ રાખો.

## * બાળક માટે નહાવાનો ટબ

નહાવા માટેનો ટબ તો કોઇ પણ હોય પરંતુ infant right height water center બહુ શ્રેષ્ઠ હોય છે.

## * બાળકો માટે ડાયપર્સ Diapers

બાળક માટે કોઇ પણ ડાયપર્સ ઉપયોગ કરી શકાય છે. પરંતુ અભ્યાસ એવુ બતાવે છે કે (Pampers & huggias) કંપનીની સંશોધન બહુ જ વધારે હોય છે તેથી તેમના ડાયપર્સ બાળકોની ચામડી માટે બહુ સારા હોય છે.

## * સાર (ખુલાસો)

અત્યાર સુધી તમને બાળકના શારીરિક ઉછેર વિશે (11) બારીઓ બતાવવામાં આવી, બાળકના માનસિક વિકાસ વિશે (11) તબક્કાઓ બતાવવામાં આવ્યા, બાળકના વિકાસમાં મોડું થવા વિશે પ પ્રકારની વિલંબની ચર્ચા કરવામાં આવી. જો તમે આ ત્રણ કામ કરી લીધા તેનો મતલબ છે કે તમારૂ બાળક બહુ જ તંદુરસ્ત અવસ્થામાં બાળપણથી નિકળીને કિશોર

અવસ્થામાં ચાલી પડયું છે અને તમે તમારી મહેનતમાં સફળ થઇ ગયા છે.

## * પતિ ધ્યાન આપે :

માતાને પોતાના બાળક પર બહુ જ ધ્યાન આપવું પડે છે. પતિ પોતાની પત્નિને જયારે બાળક થાય ત્યારે વધુમાં વધુ ખુશ રાખવાનો પ્રયત્ન કરે. જે પતિ બાળકવાળી સ્ત્રી (પત્નિ)ને હેરાન કરે છે, તકલીફ આપે છે, માનસિક તનાવમાં રાખે છે તો માં નું બાળક તરફનું જે ધ્યાન હોય છે તે ઓછુ થઇ જાય છે તો તે પતિ માત્ર તેની પત્નિને તકલીફ નથી આપતો પણ પોતાના બાળકના વિકાસમાં અવરોધ ઉભો કરી રહ્યો છે. તેથી ઇસ્લામ ધર્મનું ઊંડુ જ્ઞાન ધરાવતા મહાનુભવોએ લખ્યુ છે કે પતિ જયારે તેની પત્નિ ગર્ભવતી હોય ત્યારે પણ અને બાળકની માતા હોય ત્યારે પણ તેને ખુશ રાખવાનો પ્રયત્ન કરે. હવે તે બાળકવાળી માતા છે અને પતિની રાહ જોઇને બેઠી હોય છે પરંતુ પતિને બહારના કામોથી ફુરસદ નથી હોતી. કયારેક ધંધાકીય કામોમાં એવો ફસાય છે કે ધંધામાં સમય વધારે આપવો પડે છે અને કયારેક ખરાબ હરકતો કરે છે અને ધંધાની આડ લાવે છે, તેથી જ અમુક લોકોની ઑફિસ દિવસે હોય છે અને જેમની આદતો ખરાબ હોય છે તેમની ઑફિસ રાત સુધી ચાલે છે. પતિએ આવા સમયમાં પત્નિની મદદ કરવી જોઇએ. પત્નિને ખુશ રાખવી જોઇએ, જેથી તે ખુશીની હાલતમાં બાળક પર પૂરતું ધ્યાન આપી શકે.

માતા ને બાળકોના કારણે રાત્રે ઊજાગરો કરવો પડે છે તેની ઉંઘ પૂરી થતી નથી તે સમયસર ખાઇ–પી શકતી નથી કારણ કે તે બાળકને પહેલા પીવડાવે છે, ખવડાવે છે, પછી પોતે ખાઇ છે, પીએ છે, પહેલા બાળકને સુવડાવે છે પછી પોતે સુવે છે, સુઇ ગયા પછી બાળક તેને હેરાન કરે છે, તો પત્નિને કોઇ જગ્યાએ તો શાંતિ મળવી જોઇએ, અને તેને આ શાંતિ પતિ જ આપી શકે છે.

અમે જોયું કે ઘણાં ઘરોમાં સાસુનો વ્યવહાર જ એવો પરેશાન કરનાર હોય છે કે તે સ્ત્રી જે માતા છે તે પરેશાન થઇ જાય છે. તો જે લોકો આ માતા ને હેરાન કરી રહ્યા છે તે હકીકતમાં બાળક પર પણ જુલ્મ કરી રહ્યા છે. તેમના આ વ્યવહાર બાળક સુધી જાય છે. અને જે લોકો માતા ને ખુશ રાખે છે હકીકતમાં તેઓ પોતાના બાળકના સારા વિકાસની વ્યવસ્થા કરી રહ્યા

હોય છે.

અલ્લાહ તઆલા આપણને આ જાણકારીને યાદ રાખવાની તૌફીક આપે અને તેની સાથે કાર્યનિષ્ઠ(અમલની)થવાની શક્તિ પણ આપે અને અલ્લાહ તઆલા અમારા બાળકોનો સારો ઉછેર કરે અને તેમને તેના પ્રિય બંદાઓમાં સામેલ કરે..... આમીન

# બાળકોનો ભાવનાત્મક વિકાસ
# Emotional Growth

*** બાળકના વિકાસના ૧૩ અલગ અલગ તબક્કા હોય છે.**

બાળકના વિકાસની ત્રણ પરિમાણ(દિશાઓ) હોય છે. (૧) શારીરિક વિકાસ (૨) માનસિક (મગજનો) વિકાસ (૩) ભાવનાઓનો વિકાસ

*** આજનો વિષય**

પ્રથમ બન્ને વિશે આગળના બે પ્રકરણોમાં ચર્ચા થઇ ગઇ. આ પ્રકરણમાં બાળકની ભાવનાઓના વિકાસ વિશે અમુક વાતો બતાવવામાં આવશે અને આ મુદ્દો આગળના પ્રકરણમાં પણ ચાલુ રહેશે.

*** દરેક ફૂલનો રંગ અને ખુશ્બુ અલગ અલગ હોય છે**

અલ્લાહ તઆલાએ જેવી રીતે દુનિયામાં અલગ અલગ રંગ અને સુગંધ બનાવ્યા છે એવી જ રીતે દરેક માણસ અલગ રંગ અલગ સુગંધ ધરાવતુ ફૂલ છે. પયગમ્બર સલ્લલ્લાહુ અલયહી વ સલ્લમનું કથન છે જેવી રીતે સોના અને ચાંદીની ખાણો (mines) હોય છે, માનવી પણ એક ખાણની જેમ છે. કોઇ બાળક સોનાની જેમ, કોઇ બાળક કોપરની જેમ કોઇ લોખંડની જેમ, કોઇ કોબાલ્ટની જેમ, ટુંકમાં દરેક બાળકનું પોતાનું અલગ વ્યક્તિત્વ હોય છે. એ જરૂરી નથી કે એક જ માતા ના બધા જ બાળકો એક સમાન હોય. હવે ભૂલ એ થાય છે કે માતા દરેક બાળક સાથે એક જ રીતનો વ્યવહાર કરે છે. જયારે બે બાળકો એક સમાન હોય તો ત્રીજુ બાળક અલગ હોય તો માતા સમજે છે કે કોઈ સમસ્યા છે. અને તેના ઉપર બહુ જ સમય વેડફવામાં આવે છે કે આ બાળક અલગ કેમ છે? તો આ વાસ્તવિકતા મનમાં બેસાડી લો કે દરેક બાળકનું પોતાનું એક અલગ વ્યક્તિત્વ હોય છે.

*** જન્મનો ક્રમ અને બાળકના સ્વભાવ પર તેની અસરો**

વૈજ્ઞાનિકો એ બાબત પર બહુ સંશોધન કર્યુ કે બાળકોના સ્વભાવના આધારે કેટલા પ્રકાર હોય છે? તો શરૂઆતમાં તેમને જન્મના ક્રમના સિદ્ધાંતને પોતાના સંશોધનનું કેન્દ્ર બનાવ્યું. આ સિદ્ધાંતનો હેતુ એ હતો કે પ્રથમ

બાળક જે સૌથી મોટું હોય છે તેના વ્યક્તિત્વમાં અલગ વસ્તુઓ હોય છે, પછી વચ્ચેના તમામ બાળકો એક સમાન હોય છે, છેલ્લુ બાળક પછી અલગ હોય છે તેનું કારણ આ છે કે જે પ્રથમ બાળક હોય છે, તેને તેના પછીના બાળકો જોડે વ્યવહાર કરવો પડતો હોય છે. તે એવું માને છે મારા પછીના ભાઈ–બહેન મારૂ માને અને મને માન આપે. તે તેઓને કાબુમાં રાખનાર અને પોતાના હાથ નીચે કામ કરનાર માને છે, તેનામાં આગેવાની કરવાનો સ્વભાવ (auto ritative) હોય છે. તેથી જન્મના ક્રમના કારણે તે બાળકનું વ્યક્તિત્વ અલગ હોય છે.

વચ્ચેના જે બાળકો હોય છે તે સરેરાશ (મધ્યમ) સ્વભાવના હોય છે તેમને બે પ્રકારનો વ્યવહાર કરવો પડે છે. એક તેમનાથી મોટા ભાઈ–બહેન સાથે અને બીજો તેમનાથી નાના ભાઈ–બહેન સાથે. હવે આ વચ્ચેવાળા બાળકો સેન્ડવીચ બનેલા હોય છે. તેમને પોતાના વ્યક્તિત્વને સાબિત કરવુ મુશ્કેલ હોય છે. કારણ કે બંને તરફથી તેમને પડકારનો સામનો કરવો પડે છે. તો આવા બાળકોના વ્યવહારમાં લડાઈ–ઝઘડો અથવા છુટા રહેવાની વૃત્તિ હોય છે. લડાઈ–ઝઘડાનો અર્થ એ છે કે તેઓ સ્પર્ધાત્મક વલણ અપનાવી એવુ સાબિત કરવાની કોશિશ કરશે કે હું પણ કંઈક છુ, છુટો રહેવાનો અર્થ એ છે કે આ બાળક હાર માની લેશે અને નિરાશ થઈ જશે. પરંતુ જો મોટુ બાળક સમજદાર હોય તો સામાન્ય રીતે નાના બાળકો પાછળ હટી જાય છે. તેમને અભ્યાસમાં કે બીજી પ્રવૃત્તિમાં રસ રહેતો નથી. તેઓ કહે છે કે મોટો કામ કરવાવાળો બરાબર જ છે તો આ રીતે તેમનું વ્યક્તિત્વ અલગ હોય છે.

ત્રીજા જન્મનો ક્રમ છે છેલ્લા બાળકનો, સામાન્ય રીતે તેને માતા–પિતાનો પ્રેમ વધારે મળે છે, જેથી આ બાળક માતા–પિતાના પ્રેમના કારણે દર્શનપુત્ર (show boy) બની જાય છે. હેરાફેરીનો માસ્ટર બની જાય છે. તેને પ્રેમના કારણે પોતાના કામો કાઢવાના બધા રસ્તા આવી જાય છે.

### * સામાન્ય ટેવો અને વ્યક્તિત્વના આધારે બાળકોના ૪ પ્રકાર છે

તેથી આ બાળકો જે ત્રણ પ્રકારના હોય છે. પરંતુ સમયની સાથે સાથે જયારે લાખો–કરોડો બાળકોની જાણકારીને કોમ્પ્યુટરમાં ભેગા કરી દેવામાં આવ્યા અને કોમ્પ્યુટરો પણ એવા બની ગયા છે કે જે એક સેકન્ડમાં ૫ મીલીયનનો અહેવાલ આપી શકે. તેના ડેટાબેઝ (જાણકારીના પ્રોગ્રામો)

બનાવીને બાળકોની ટેવો, તેમના વ્યક્તિત્વને સામે રાખીને તેમની અલગ અલગ વહેંચણી કરવામાં આવી તો આધુનિક સંશોધને એવું સાબિત કર્યુ કે પૂરી દુનિયાના બાળકોને ચાર પ્રકારમાં વિભાજીત કરી શકાય છે. આ શિક્ષણ સામાન્ય રીતે મનોચિકિત્સકને આપવામાં આવે છે, જેથી બાળક તેની પાસે જાય અને તે તેના આધારે તેની સમસ્યાઓ દૂર કરી શકે. દરેક માણસ તો મનોચિકિત્સક પાસે નથી જઇ શકતો, તેથી દરેક માતા ને તેની પ્રાથમિક જાણકારી હોવી જોઇએ, જેથી તે સમજી શકે કે મારુ બાળક કયા પ્રકારમાં આવે છે? આ અલ્લાહની મરજી છે. આ તેનો સ્વભાવ છે તેના બંધારણમાં કશું કરી શકતા નથી. આપણે અલ્લાહની મરજી પર રાજી રહેવું.

## * દરેક બાળક સાથે વ્યવહાર કરવાની રીત અલગ હોય છે

આપણે બાળકના વ્યવહારને નથી ઓળખતા, તેથી એક લાકડી વડે બધાને હાંકીએ છીએ. જેથી બાળકો નાફરમાન બની જાય છે. બાળકો માતા–પિતાથી નફરત કરવા લાગે છે, અથવા ઝઘડો કરનાર બની જાય છે, હોંશિયાર અને સમજદાર માતા બાળકની ટેવો, વ્યવહાર અને ચાલ–ચલનથી એ નક્કી કરે કે મારું બાળક કયાં પ્રકારનું છે? દરેક બાળક સાથે આ રીતે વ્યવહાર કરે તો બાળક સમસ્યા ઉભી નહી કરે. તેનું જીવન સરળતાથી વિતશે.

## * બાળકોનો પહેલો પ્રકાર છે : ભાવુક (Sensitive) બાળકો

પ્રથમ પ્રકારનાં બાળકોને ભાવુક કહે છે. આ બાળકો બહુ ભાવનાશીલ હોય છે. વધારે પડતા શિકાયતી સ્વભાવ હોય છે, કોઇએ થોડી કોઇ વાત કરી લીધી તો આ બાળક તરત જ આ વાતનો રીપોર્ટ માતા–પિતાને કરી દેશે. હવે માતા–પિતા આવા બાળકોને ધુત્કારે છે, કેમ ફરિયાદ કર્યા કરે છે? અરે ભાઇ આ તેનો સ્વભાવ છે તે ફરિયાદ જ કરશે, એટલી જ વાત છે કે તમે તેની ફરિયાદ સાંભળી લો, વાત પુરી થઇ જશે. તે તમને જાણકારી આપતો રહેશે, આ તેનો સ્વભાવ છે. જો તમે તેને ધુત્કારી નાંખશો તો એ વાતને મનમાં રાખવાનું શરૂ કરી દેશે અને તેના અંદર બદલાની ભાવના પેદા થશે, તો ભાવનાશીલ બાળકો સામાન્ય રીતે ઝઘડાખોર બની જાય છે. તેમને માતા–પિતાનો પ્રેમ વધારે જોઇએ છે. તેનો એક સરળ ઉપાય એ છે કે તેમની વાત સાંભળી લેવામાં આવે. તે પ્રેમનો માર હોય છે. પ્રેમથી જોઇ

લો, હસી દો, જે શિકાયત કરે એક વાર તેને કાન ધરીને સાંભળી લો. બાળક શાંત થઇ જશે કે મેં મમ્મીને કહી દીધુ. પરંતુ આ બાળકો સામાન્ય રીતે માતા–પિતાની વાત માનનાર બાળકો હોય છે. આ બાળકો આજ્ઞાંકિત (માની લેનાર) સ્વભાવના હોય છે. જે વાત માતા–પિતા કહી દીધી બસ તેનું પાલન કરે છે. આ બાળકોનો પ્રથમ પ્રકાર છે.

*** બાળકોનો બીજો પ્રકાર : સક્રિય અથવા ઉત્સાહી (Active) બાળકો**

બાળકોનો બીજો પ્રકાર Active (સક્રિય અથવા ઉત્સાહી) બાળકોનો હોય છે. આ બાળકો મજબૂત બાંધાના હોય છે. તેમનામાં કંઇક કરવાની ઇચ્છા (ભાવના) હોય છે. પરંતુ તેઓ માતા–પિતા સાથે positive (હકારાત્મક) રહેવાનું પસંદ કરે છે. તેમના જીવનમાં નિર્ધારીત લક્ષ્ય (ઘ્યેય) હોય છે. તમે તેમને કહો કે તને ડૉક્ટર બનવાનું છે, બનવા માટે તૈયાર થઇ જશે, એન્જિનીયર બનવાનું છે તો તે એ કરી બતાવશે, આ બાળકોને માત્ર લક્ષ જોઇએ છે. માતા–પિતાની દુઆઓ જોઈએ છે. તેમને મદદ જોઈએ છે. આ બાળકોનો અભ્યાસ પણ સારો હોય છે. અને બીજા કામોમાં પણ સારા હોય છે. તેઓ ખૂબ અભ્યાસ કરનાર હોય છે. તેઓ વર્ગમાં પણ પોતાનું સ્થાન લેવાનું પસંદ કરે છે. સારા ગ્રેડ લેવાનું પસંદ કરે છે. તેમના અંદર ઈચ્છા હોય છે કે મને ભણવું છે. પરંતુ એક અગત્યની વાત એ છે કે આ બાળકોમાં અભિમાન(ઘમંડ) પણ ઘણો હોય છે. આવા બાળકોને બીજા લોકો સામે કયારે પણ ઠપકો ન આપો. આ બાળકો ભાગતા ઘોડા જેવા હોય છે, તેને તમાચો મારશો તો તે સામનો કરશે. એકાંતમાં સમજાવી દો. સાથે સાથે તેઓ કોઈ કામ કરે છે તો તેમને Attention (ઘ્યાન) જોઈએ છે, માટે તેમને ઘ્યાન આપો. તેમને શાબાશી આપો. જેથી તેઓ સતત આગળ વધતા રહે અને તેમને જવાબદારી સોંપો, આ બાળકોનો એક સરળ ઉપાય એ છે કે તેમને કોઇ જવાબદારી આપી દો, તેઓ પોતે પણ જવાબદારીનું પાલન કરશે અને બીજાઓ પાસે પણ કરાવશે કેમ કે તેમની અંદર નેતૃત્વની ક્ષમતા હોય છે. દાખલા તરીકે એક બાળક જયારે પણ ગાડીમાં બેસતો અને તે બેલ્ટ (ગાડીની ગાદીનો પટ્ટો) બાંધવામાં નિષ્કાળજી રાખતો હતો, તો માતા–પિતા તેને કહેતા. પણ બીજા બાળકો તો પટ્ટો બાંધી લેતા પણ તે બાંધતો ન હતો, વારંવાર તેને સમજાવવામાં આવ્યો કે તને પરેશાની શું છે?

બેલ્ટ કેમ નથી બાંધતો? તેની માતા જયારે તેની આદત ને સમજી લીધી તો એક દિવસ બાળકને કહ્યું કે આજથી આ બાળક ગાડીમાં આપણા બધાનો બેલ્ટ બંધાવવાનો જવાબદાર છે, તો બાળક ઘણો ખુશ થઇ ગયો. ત્યાર પછી તે બાળક જેવો ગાડીમાં બેસતો, પહેલા પોતાનો સીટ બેલ્ટ બાંધી લેતો, પછી ચકાસણી કરતો કે માતા–પિતા, ભાઇ–બહેન બધાએ સીટ બેલ્ટ બાંધ્યો કે નહી? ત્યાર બાદ આ સમસ્યા જ દૂર થઇ ગઇ. જેને સમયથી સમજાવતા હતા. તે સાંભળતો ન હતો, બેદરકારી રાખતો હતો, જયારે તેને જવાબદારી આપી દીધી તો સમસ્યા જ દૂર થઇ ગઇ. આ સક્રિય (active) અને ઉત્સાહી બાળકો કહેવાય છે. તેમનું પોતાનું વ્યક્તિત્વ (Personality) હોય છે.

## * ત્રીજો પ્રકાર : પ્રતિક્રિયા આપનાર Responsive બાળકો

ત્રીજા પ્રકારના બાળકો Responsive (પ્રતિક્રિયા આપનાર) હોય છે. તેનો અર્થ એ છે કે તેઓ સ્વતંત્રતાને પસંદ કરનાર હોય છે. તેઓ હદો અને મર્યાદાઓને પસંદ નથી કરતા, તેઓ આઝાદી ઈચ્છે છે. કુદરતી રીતે તેમને આઝાદી જોઇએ છે. જેથી આ બાળકો પતંગિયા જેવા હોય છે. પતંગિયુ થોડીવાર આ ફૂલ પર બેઠુ હોય છે થોડી વાર પછી બીજા ફૂલ પર જતુ રહે છે. આ બાળકો પણ આજે કોઇને મિત્ર બનાવશે. સાંજે બીજાને મિત્ર બનાવશે. આગલા દિવસે ત્રીજાને મિત્ર બનાવશે. તો તેમનો સ્વભાવ જ એ છે કે તેમને બદલાવ જોઇએ છે. આ બાળકોની દેખરેખ બહુ જરૂરી છે. એટલા માટે કે જો છોકરીઓ આ પ્રકારની હોય તો આડા સંબંધોમાં ઝડપથી ફસાઇ જાય છે. છોકરાઓ આ પ્રકારના હોય તો તેઓ ડ્રગ્સ સેવનમાં ઝડપથી સપડાઇ જાય છે. કારણ કે તેમને મિત્રો પાસેથી કંઇક મેળવવાનું હોય છે. તો તેમની ટેવોને આ બાળકો જલ્દી અપનાવી લે છે. એક કામથી બીજા કામ તરફ વળી જવું તેમના માટે ઘણું સરળ હોય છે. તેઓ કોઇ પણ વસ્તુ પર એકાગ્રતાથી દયાન કેન્દ્રીત નથી કરી શકતા. તેઓમાં એકાગ્રતા હોતી નથી. તેમનું દયાન ન પઢવા–ભણવામાં લાગે છે, ન સારા કામોમાં તેમનું મન લાગે છે. તેઓ પરિવર્તનશીલ (બદલતા) વાતાવરણની જેમ હોય છે. થોડીવારમાં તોલો થોડીવારમાં માશા (gramme). તેમને પરેશાનીની શકયતાઓ વધારે હોય છે. જો આવા પ્રકારના છોકરા અથવા છોકરીઓ હોય તો માતા–પિતાને બહુ જ સાવધાન રહેવાની જરૂરત છે. કારણ કે

તેમની આદતોના કારણે આ બાળકોને પરેશાન થવાની શકયતા વધારે હોય છે. આ બાળકોની વાત તમે સાંભળો અને ભાષણ ન આપો, માત્ર એટલું કહી દો કે તને શું કરવું છે? તો આ બાળકો વાત માની જાય છે.

## * ચોથો પ્રકાર : Respective ગ્રહણશીલ બાળકો

ચોથા પ્રકારના બાળકો Respective (ગ્રહણશીલ) કહેવાય છે. આ બાળકો શાંત મિજાજ હોય છે અને સરળતાથી માતા–પિતાની વાત માની લે છે. જો માતા–પિતા તેમની અવગણના કરી દે તો પણ તેઓ શાંત મિજાજ હોય છે, દલીલો પણ નથી કરતા, આ બાળકો માતા–પિતાની સમસ્યાઓને સમજે છે. તેમને સહકાર આપે છે. તેઓ એકાગ્રતાવાળા બાળકો હોય છે અને આ પ્રકારના વધારે પડતા બાળકો વધારે દીનદાર હોય છે. આ બાળકો દીન(ધર્મ) પસંદ કરે છે અને મોટાઓનું અનુકરણ કરવાનું પસંદ કરે છે. હા, આ બાળકો બદલાવ (ક્રાંતિ)ને પસંદ નથી કરતા, તેમને એક જીવન જોઈએ છે. જેમ કે દરરોજ પાંચ વખતની નમાજ પઢવી, દરરોજ સમયસર નાસ્તો કરવો, બપોરનું ભોજન, રાતનું ભોજન, રાતનું સુવુ બધુ સમયસર જોઈએ. કુટુંબ સાથે સમય પસાર કરવો. આ બાળકો બીજા લોકોને ઝઘડો કરતા રમતા જુએ છે પણ મોટે ભાગે તેઓ આ વસ્તુઓમાં ભાગ લેતા નથી, એક બાજુ બેસીને બીજા લોકોને જોતા રહે છે. આ તેમની ઓળખાણ હોય છે. જો કોઈ વાત રોજીંદા જીવનથી હટીને થાય તો તેઓ પરેશાન થઈ જાય છે. જેમ કે માતા–પિતાનો ઝઘડો. આ બાળકો શાંતિમય જીવન પસંદ કરે છે અને માતા–પિતાનો ઝઘડો તેઓને બહુ પરેશાન કરે છે.

## * સ્વભાવ અને આદતોને આધારે બાળકો સાથે વ્યવહાર કરો

ચાર પ્રકારનાં બાળકો હોય છે. હવે માતા–પિતાની એ જવાબદારી છે કે બાળકની ટેવોને જુએ, વ્યક્તિત્વ જુએ, અને જેટલું વહેલુ શક્ય હોય તેટલુ જલ્દી એ વસ્તુ નોંધી લે કે મારુ બાળક કયા પ્રકાર સાથે સંબંધ ધરાવે છે? અને તેની સાથે એ જ રીતે વર્તન કરવાનું શરૂ કરી દે. કહે છે કે "જેવો આત્મા એવા ફરિશ્તા" તો દરેક બાળક સાથે તેના સ્વભાવના આધારે વાત કરવામાં આવે તો તેને જલ્દી સમજાઈ જશે. કહેવામાં આવે છે કે ઔરંગ્ઝૈબ આલમગીર(રહ.)ને કહેવામાં આવ્યું કે બે લોકોએ એક બહુ મોટી ભૂલ કરી દીધી છે. તો તેમણે એ બન્નેને બોલાવ્યા અને એકને બધાની સામે દસ

ચાબુક મરાવ્યા અને બીજાને ગુસ્સાથી જોઇને કહ્યું કે તમે પણ આ કામ કર્યું! જાવ તમે જતા રહો, તો તેઓ બન્ને જતા રહ્યા, વઝીરે આ મામલો જોયો અને ઘણાં આશ્ચર્યમાં મુકાય ગયો કે બંનેનો ગુનોહ સરખો હતો પણ સજા અલગ અલગ થઇ!! તો તેને આલમગીર ઔરંગ્ઝૈબ(રહ.)ને તેનું કારણ પુછયું, તો તેમને જવાબ આપ્યો કે તુ જાતે જઇને જોઇ લે કે બંનેની શી હાલત છે? જયારે વઝીરે જઇને જોયું તો જેને દસ ચાબુક ખાધા હતા તેના પર કોઇ અસર ન હતી, તે બધા લોકો સામે પોતાનું અપમાન થવા છતાં હસી રમી રહ્યો હતો અને બીજો એટલો બધો સ્વાભિમાની હતો કે તેને તાવ આવી ગયો હતો. તે માનસિક તણાવને કારણે બીમાર થઇને ઘરમાં પડ્યો હતો. તો દરેકની પોત–પોતાની પ્રતિક્રિયા હોય છે. તેથી માતા–પિતા બાળકોના પ્રકારને શોધે અને તેના આધારે દરેક બાળક સાથે અલગ અલગ વર્તન કરે.

## * દરેક બાળકનો સ્વભાવ અને આદતો ભિન્ન હોય છે.

બાળકોની કેળવણીમાં અમુક વાતોમાં માતા–પિતાને મોટુ મન કરવુ પડે છે. અને સામાન્ય રીતે આમાં ભૂલ જ થાય છે. પ્રથમ વાત કે દરેક બાળક અલગ હોય છે. આ વાસ્તવિકતાનો સ્વીકાર કરવો એવુ નથી કે જેવુ એક બાળક છે, બીજુ પણ એવુ જ હોય. બીજાને વારંવાર બોલતા રહેવું કે પહેલો આવો છે, તો તું કેમ એવો નથી? ભાઇ! એનો સ્વભાવ જ અલગ છે.

તો પહેલી વાત એ વસ્તુ જોવામાં આવી કે અમુક બાળકો walker હોય છે કે માતા–પિતાના બતાવેલા માર્ગે તેઓ સ્થિરતાથી ચાલતા રહે છે. અમુક બાળકો દોડનાર હોય છે કે જયારે તેમને માતા–પિતા કોઇ વાત કહે છે તેઓ પોતાના લક્ષ્યને મેળવવા માટે દોડી પડે છે. અને અમુક બાળકો ધીરજવાળા હોય છે. સસલાની જેમ દોડતા રહે, પછી થોડીવાર રોકાઇ ગયા, પછી થોડીવાર બાદ દોડવાનું શરૂ કર્યુ, પાછા થોડીવાર રોકાઇ ગયા, તો કુદકો લગાવવાનું ઇચ્છે છે. તો ત્રણેય પ્રકારના બાળકો અલગ–અલગ પ્રતિક્રિયા માંગે છે. તો પ્રથમ વાસ્તવિકતા(હકીકત) કબૂલ કરવી કે આ અલગ જ છે. એના પર સમયને વ્યર્થ ન કરો, ચર્ચા ન કરો. માતા–પિતા આ ચર્ચામાં કે અમારુ બાળક અલગ કેમ છે? ઘણો સમય વેડફે છે, તો એ કેવી વાત થઇ.

હર ગુલે રા રંગ–વ–બૂ એ દીગર અસ્ત
(દરેક ફૂલને પોતાનો રંગ, પોતાની સુગંધ હોય છે.)

## * બાળકોથી ભૂલો થવી સ્વભાવિક છે અને બાળકો પાસે સરળતાથી ભૂલનો સ્વીકાર કેવી રીતે કરાવ્વો? તેનો સહેલો ઉપાય

બીજી વાસ્તવિકતા જેને સ્વીકારવી જોઈએ, તે એ છે કે બાળક તો બાળક છે, તે ભૂલ જરૂર કરશે અથવા તેનાથી ભૂલ થશે. તો ભૂલ પર હેરાન થવું એ સારી વાત નથી. આશા રાખવી જોઈએ કે જો આપણા દાદા હઝરત આદમ (અલૈ.)થી ભૂલ થઇ હતી તો તેમના સંતાનોથી પણ ભૂલની આશા રાખી શકાય. તેનો શ્રેષ્ઠ ઉપાય એ છે કે મોટા લોકો પોતાની ભૂલોને જલ્દી સ્વીકારી લે તો જયારે મોટા લોકો પોતાની ભૂલને જલ્દી સ્વીકારી લેશે તો નાના બાળકોની ભૂલો તેમને એટલુ જલ્દી હેરાન નહી કરી શકે. આ કુદરતી અને સામાન્ય વાત છે. જો કોઈ ભૂલ બતાવે તો તેનાથી નારાજ પણ ન થવું જોઈએ. જયારે આપણે અરીસો જોઈએ છે તો તેમા દેખાય છે કે આપણા મોઢા પર કંઈક લાગેલુ છે તો આપણે અરીસાને તોડી નથી દેતા, પરંતુ પોતાનું મોઢુ સાફ કરવાનો પ્રયત્ન કરીએ છે, એવી રીતે જયારે કોઈ ભૂલ બતાવે તો આવુ જ કરવું જોઈએ એટલે કે તે ભૂલને સુધારવાનો પ્રયત્ન કરવો જોઈએ.

## * હઝરત ઉમર(રદી.)નું ઉદાહરણ : ભૂલ સ્વીકાર કરવામાં

એક વાર હઝરત ઉમર(રદી.)એ જોયું કે માલદાર લોકો લગ્ન કરે છે, તો મહેરની રકમ મોટી રાખે છે, ગરીબ લોકોમાં મહેરની આટલી મોટી રકમ આપવાની શક્તિ હોતી નથી, તો તેમની લાગણી દુભાય છે કે આપણે આટલી મોટી રકમ મહેરની નથી આપી શકતા. હઝરત ઉમર(રદી.)ના સ્વભાવમાં કાયદાની ચોકસાઇ ખુબ જ હતી, માટે તેમણે વિચાર્યુ કે હું બધા માટે એક સમાન મહેર નક્કી કરી દઉં. હઝરત ઉમર(રદી.) મિમ્બર પર ચઢયા અને કહ્યુ કે ભાઇઓ મહેરની એક સરેરાશ કિંમત નક્કી કરી લો, જેથી માલદાર–ગરીબનો કોઇ તફાવત ન રહે. જયારે નીચે ઉતર્યા અને મસ્જિદમાંથી નિકળી રહ્યા હતા, ત્યારે એક સ્ત્રી જે હબ્શાની હતી તે આવી અને કહેવા લાગી કે એ અમીરુલ મોમીનીન! તમે આ કાનૂન પોતે બનાવ્યો કે કુર્આનની તાલીમને સામે રાખીને બનાવ્યો છે? તો હઝરત ઉમર(રદી.)એ કહ્યું કે રાષ્ટ્ર સંબંધી વ્યવસ્થાના કાર્યોમાં મેં પોતે ફેંસલો આપ્યો છે. તો તે

સ્ત્રીએ કહ્યું કે તમે કઇ રીતે આ ફેંસલો આપી શકો? અલ્લાહે કુર્આનમાં કહ્યું છે કે જો તમે તમારી પત્નિને સોના–ચાંદીના ઢગલાઓ મહેરમાં આપવા માંગો તો આપી શકો છો. જયારે અલ્લાહ તઆલાએ સોના–ચાંદીના ઢગલા આપવાની છૂટ આપી છે તો તમે કઇ રીતે રોકી શકો? હઝરત ઉમર(રદી.) આ વાત સાંભળી પાછા મસ્જિદમાં આવીને મિમ્બર પર ચઢયા અને લોકોને ભેગા કર્યા અને કહ્યું કે મારાથી એક વાતમાં ભૂલ થઇ અને એક મુસલમાન બહેને મારી ભૂલ સુધારી. તો ભૂલનો સ્વીકાર કરવો એ સારી વાત છે. હઝરત ઉમર(રદી.) કહેતા હતા કે જે માણસ મારી પાસે મારી ખામીઓ અને દુર્ગુણોની ભેટ લાવશે તો હું તેના માટે બખ્શીશની દુઆ કરીશ. અલ્લાહની શાન જુઓ કે ચૌદસો વર્ષ પહેલા આ કહ્યું હતુ અને આજના જમાનામાં કોઇ પશ્ચિમી લેખકે એક પુસ્તક લખ્યું તેનો અર્થ છે Gift our imperfections (આપણી ખામીઓની ભેટ). આ પુસ્તક એટલુ બધુ લોક પ્રિય થઇ ગયુ કે તેની લાખો કોપીઓ વેચાઇ ગઇ છે. આપણે પણ આપણા અંદર રહેલી ખામીઓ શોધવી જોઇએ. ત્યારે આપણા અંદર પૂર્ણતા (પુરી રીતે સારી આદતો) આવશે. સામાન્ય રીતે માતા ભૂલ કરે છે અને બાળક ઇશારો કરે છે કે માતા તારી ભૂલ છે પણ માતા ભૂલ સ્વીકારતી નથી અને બહાનું કાઢે છે અને અહીંથી બાળકને ખોટો સંદેશો મળે છે. તો પોતે પણ ભૂલ થાય તો પોતાની ભૂલ સ્વીકાર કરી લેવી જોઇએ, જયારે તમે ભૂલ સ્વીકારી લેશો તો બાળક પણ સરળતાથી ભૂલ સ્વીકારી લેશે.

## * કયારેક નકારાત્મક ભાવનાઓનું હોવુ કુદરતી વાત છે

ત્રીજી વાત એ છે કે It`s ok to have negative emotions (નકારાત્મક લાગણીઓ) દરેક બાળકની અલગ–અલગ ભાવનાઓ હોય છે. માટે ઘરમાં એવું વાતાવરણ બનાવો કે બાળકો તેમની નકારાત્મક ભાવનાઓને પણ સરળતાથી કહી શકે. જો માતા બાળકને વાત–વાતમાં ધુત્કારી દેશે તો બાળક કશું કહી શકશે નહી. જેથી આ નકારાત્મક ભાવનાઓ તેની અંદર સ્થાન લેશે અને આ ભાવનાઓ તેના વ્યક્તિત્વને બગાડી દેશે.

## * વધારે મેળવવાની ઇચ્છા પણ કુદરતી છે

ચોથી વાત એ કે કે It`s ok to want more (વધારે પડતી માંગો). જો કોઇ બાળક કોઇ વસ્તુ વધારે માંગે છે તો આ એક સામાન્ય વાત છે, તમે

તેના વ્યક્તિત્વને જોઇને તેની સાથે વ્યવહાર કરો.

## * કોઈ વાતમાં ના કહેવું અથવા નકારવું પણ કુદરતી છે

પાંચમી વાત એ કે કે It`s ok to say No. જો બાળક કોઇ સમયે કોઇ વાત પર ''ના'' કહી દે છે તો આ પણ એક કુદરતી વસ્તુ છે. તેનો એક જ ઉપાય નથી કે બાળકને શરમિંદા કરવામાં આવે પણ વિચારવામાં આવે કે બાળક ''ના'' કેમ પાડે છે. જો આ બાબતમાં પણ તમે સારી પ્રતિક્રિયા આપો તો બાળક સમજશે કે હાં અને ના ક્યાં–ક્યાં કહેવાનું હોય છે. એક વાર સરમદ (લેખકનો પૌત્ર)ને તેની માતા એ પૂછ્યું કે તુ દાદાથી કેટલો પ્રેમ કરે છે? તેણે કહ્યું કે ખુબ, ફરી પૂછ્યું કે દાદીથી કેટલો પ્રેમ કરે છે? તેણે કહ્યું કે થોડોક જ, તો તેની માતા હેરાન થઇ ગઇ. જેથી ખાવાના સમયે તેણે બધાને કહ્યું. દાદાને કહ્યું કે જુઓ મુહંમદ સરમદ શું કહે છે? દાદાએ તેને પુછ્યું મુહંમદ સરમદ દાદાથી કેટલો પ્રેમ કરે છે? તો તેણે કહ્યું કે ઘણો જ અને પુછ્યુ કે દાદીથી કેટલો પ્રેમ કરે છે? તો તેણે કહ્યું કે થોડોક. દાદીએ કહ્યું કે મારાથી થોડોક જ પ્રેમ કરે છે? તો તેણે કહ્યું કે હાં દાદી મને તો સાચુ જ બોલવુ પડે ને. હવે જુઓ કે એ નાના બાળકને પણ ખબર છે કે મારી લાગણીઓ શું છે? અને મને તે જ લાગણીઓ ને બીજાઓને બતાવવાની છે. તો બાળકો સાચુ બોલે છે પણ માતા–પિતાની પ્રતિક્રિયા તેમને જૂઠું બોલવાનું શીખવી દે છે. પછી આ બાળકો રાજકારણી મિજાજ ના બની જાય છે.

## * વાત કહેવાની રીત સારી હોવી જોઈએ

એક વાત મગજમાં બેસાડી લો કે તમે બાળક સાથે જે વાત કરો છો તે વાત તેની જગ્યા પર પણ તેનાથી વધારે આ વાત મહત્ત્વની હોય છે કે તમે કેવા હાવભાવથી કહી રહ્યા છો. It`s not what you say, It is way you say (''એ મહત્વનું નથી કે તમે શું કહી રહ્યા છો, એ મહત્વનું છું કે તમે કેવી રીતે કહી રહ્યા છો'') જો પ્રેમથી બાળકને સમજાવીને વાત કરશો તો સારો પ્રતિકાર મળશે.

## * એક રસપ્રદ અને બોધ આપનાર ઘટના

અમારી સાથે એક વાર એક આશ્ચર્યજનક ઘટના બની. છે તો ખરાબ વાત પણ કહી દઉં છું કે ઑફિસમાં બહુ બધા એન્જિનિયરો હતા અને તેઓ એક જ સંડાસ વાપરતા હતા, ઘણા બધા લોકોને એવી ટેવ હતી કે તેઓ

સંડાસનો ઉપયોગ કર્યા પછી પાણી નાંખતા ન હતા, Flush નહોતા ચલાવતા. તેમને એક વાર, બીજી વાર, ત્રીજી વાર કહેવામાં આવ્યું તેમ છતા તેમની ટેવ એવીને એવી જ રહી, તો મેનેજરે કહ્યું કે આ એન્જિનિયરને કઇ રીતે સમજાવવા? તો મેં કહ્યું કે ચાલો હું આના માટે કોઇ ઉપાય શોધી કાઢું છું. મેં વિચાર્યુ, પછી એક કાગળ પર એક નાનકડુ બેનર બનાવી દરવાજા પર લગાવી દીધું અને એક અંદર પણ લગાવી દીધું, જયાં નજર પડે ત્યાં બેનર દેખાય. ત્યાર પછી દરેક એન્જિનિયર નિકળતાં પહેલાં Flush (પાણી ) જરૂર ચાલું કરતો હતો. તમને ખબર છે કે એ બેનર પર શું લખેલુ હતુ? તેના પર લખેલું હતુ કે ''મહેરબાની કરીને પોતાના કરેલા પર પાણી ફેરવતા જાઓ''.

## * કેળવણીની બે રીતો : (૧) પ્રભાવશાળી (૨) ધીરજવાળી

બાળકોની કેળવણીને બે રીતો હોય છે. એકને પ્રભાવશાળી (જલાલી) રીત અને બીજી ધીરજવાળી (જમાલી) રીત. એક હોય છે fear base parenting (માતા–પિતાનો ડર) અને બીજુ હોય છે Love base parenting (માતા–પિતાનો પ્રેમ). માતાનો ડર, પિતાનો ડર, તો આ જે ડર હોય છે તેના કારણે બાળકો સીધા રહે છે, તેઓ Dual personality (બે અલગ–અલગ વ્યક્તિત્વ) ધરાવનાર હોય છે. આ બધા બાળકો Split personality (છેડો ફાડવાની વૃત્તિ ધરાવનાર) હોય છે. જેથી માતા–પિતાની સામે આ બાળકો કંઇક અલગ હોય છે અને સ્કુલમાં જઇને અને દોસ્તોની મહેફીલમાં કંઇક અલગ જ હોય છે. તેથી આજના જમાનામાં fear base parenting (માતા–પિતાનો ડર) સફળ નથી થઇ શકતો. હા, એક love base parenting છે, પ્રેમથી બાળકને પોતાની એટલું નજીક કરી દેવું કે બાળક માતા–પિતાનું વચન પુરૂં કરવા માટે પોતાનો જીવ પણ આપી દે. ઇસ્લામ ધર્મમાં love base parenting બતાવવામાં આવી છે.

## * સમસ્યાનો ઉકેલ માત્ર શિક્ષા (સજા) જ નથી

હવે બંને વિશે થોડીક વાત સાંભળી લો કે જે fear base parenting (માતા–પિતાનો ડર) છે તે એ છે કે ભૂલ પર શિક્ષા કરવી, ઠપકો આપવો, બાળકને શરમિંદા કરવું. એક વાત યાદ રાખો સજા આપવાથી બાળકના મગજમાં ધૃણા(નફરત) પેદા થાય છે. એક કારી સાહેબ હતા, તેઓ કડકાઇ રાખતા હતા, હવે કડકાઇ કરવી કોઇ ઇલાજ નથી. તેમની પાસે એક બાળક

હાફિઝ બનવા માટે આવ્યો જયારે બાળકે કારી સાહેબને જોયા કે કડકાઇ બહુ કરે છે તો તેણે જતી વખતે મદ્રસાની દિવાલ પર લખ્યું I hate Qari sahab (હું કારી સાહેબથી નફરત કરૂં છું), મદ્રસાથી નફરત કરૂં છું, ઇસ્લામથી નફરત કરૂં છુ, તો એક શિક્ષકની બેવકૂફીથી આ બાળકના મનમાં ધર્મની વિરુધ્ધ નફરત પેદા થઇ ગઇ, તો આ તેનાથી fear base parenting છે જે નુકસાનકારક છે તેનાથી બાળકો મનમાં કીનો રાખે છે, તેના મનમાં બદલો લેવાની ભાવના પેદા થાય છે અને ઉપરથી તેઓ માં–બાપ સાથે છેતરપિંડી કરતા હોય છે.

જો બાળકને કોઇ વાત સમજાવવી હોય તો એવું કરો કે તેની સામે સમસ્યાને બરાબર સમજાવો. તેને વિસ્તારથી સમજાવો કે આ સમસ્યા છે જે અમને પરેશાન કરે છે, મહેરબાની કરીને અમારી મદદ કરો કે અમે આ સમસ્યાને કઇ રીતે દૂર કરીએ. આવા બાળક સાથે ચર્ચા કરતા રહો, જયારે બાળકને મનમાં એવું લાગશે કે (હું સમસ્યાને દૂર કરનારા લોકોમાં છું, એવા લોકોમાંથી નહી કે જે સમસ્યાનું કારણ બને) તો બાળક હકારાત્મક વર્તન કરશે અને બાળક પોતાને સારી રીતે બદલશે.

## * બાળકને ખરાબ નામ (બિરૂદ) ન આપો

જીવનએ વ્યવસ્થા અને પૂનઃવ્યવસ્થા (ગોઠવણી) પર આધારિત છે, જેથી બાળકોને ખરાબ નામ ન આપો. થોડી થોડી વાતમાં બાળકને એવું કહેવું કે આ તો બહુ જિદ્દી છે, આ તો નાફરમાન છે, આ તો કોઇ વાત જ નથી સાંભળતો, ખરાબ નામ આપવાથી બાળકના મનમાં એ વાત બેસી જશે. તમે તો વાત કરી દીધી પણ બાળક તે વાતને કબૂલ કરી લે છે. તેનું મગજ સ્વીકાર કરવાની હદમાં હોય છે, જેમ કે એક બાળકને ઉસ્તાદે પુછયું કે તું કયા કુટુંબનો છે? તો બાળકે કહ્યું કે જાનવરોના કુટુંબનો છું, ઉસ્તાદે પુછ્યું કે એ કઇ રીતે? તો બાળકે કહ્યું કે કોઇ વાત હોય તો મમ્મી મને ઉલ્લુ (ઘુવડ) કહે છે. પપ્પા મને ગધેડો કહે છે, ભાઇ મને જાનવર કહે છે અને દાદા મને સિંહ કહે છે. તો બાળકની સોચ અલગ જ હોય છે. કયારેય પણ બાળકને આવા ખરાબ નામ (બિરૂદ) ન આપવાં જોઇએ.

## * બાળકને હસાવી, રમાડી અને નમૂનો બતાવીને કામ કરાવો – ડરાવી, ધમકાવીને ન કરાવો

પછી બાળકોની સાથે હંમેશા હસ્તા, રમતા રહો, તેમને કોઇ વાત

કહેવી હોય, કોઇ વાત મનાવવી હોય તો રમતના રૂપમાં કહેવામાં આવે, બાળકો જલ્દી કબૂલ કરી લેશે. તેમને મારવાની જરૂર જ નથી અને એક વાત એ પણ છે કે જે બાળક વાત ન માનતુ હોય તો તેને નમૂનો બતાવો, જેમ કે એક કામ તે નથી કરતો તો પોતે કરીને બતાવો અથવા બીજા બાળકોને કહો કે તેઓ કરીને બતાવે, જયારે બીજા બાળકો કરીને બતાવશે તો આવું બાળક આ નમૂનાને જોઈ પોતે પણ એવુ કરવાનું શરૂ કરી દેશે.

## * બાળકો બધુ જ સાંભળે છે

પછી એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે બાળકો બધી જ વાતો સાંભળે છે અને આપણને ખબર પણ નથી હોતી અને એ વાત પણ તેમના મગજમાં બેસી જાય છે. આ બાબતમાં માતા–પિતા બહુજ બેદરકારી કરે છે. તો આ વાતનો અનુભવ એ રીતે થયો કે અમે ગાડીમાં મુસાફરી કરી રહ્યા હતા અને હું બીજા માણસ સાથે વાત કરી રહ્યો હતો કે બાળપણમાં એક વર્ગમાં એક શિક્ષકે કોઇ પણ ભૂલ વગર મને હાથમાં લાકડી મારી હતી અને હાથ પર ઝખ્મ થઇ ગયો હતો. મારો પૌત્ર પાછળની સીટ પર તેની માતા સાથે રમી રહ્યો હતો જયારે મેં બધી વાત પૂરી કરી તો અચાનક કહેવા લાગ્યો કે મને આગળની સીટ પર જવું છે, આગળની સીટ પર આવ્યો અને મારા ખોળામાં બેસીને કહેવા લાગ્યો કે દાદા, શિક્ષકે કયાં માર્યુ હતું? અમને બધાને ઘણુ આશ્ચર્ય થયુ કે આ બાળક તો રમતમાં લાગેલો હતો, બાળકો આટલુ બધું સાંભળે છે. અમને એવી આશા પણ ન હતી કે તેણે આ બધી વાત સાંભળી હશે. એક પતિ પોતાની પત્નિને પ્રેમથી એવું કહેતો હતો કે તુ તો મારી હરણી છે. એક દિવસ માં એ બાળકો માટે એક રસોઇ બનાવી, તો બાળકોએ પુછયું કે મમ્મી શું બનાવ્યું છે? મમ્મીએ કહ્યું કે એ વસ્તુ(હરણી)નું માંસ જે નામ તમારા પપ્પા મને આપે છે, તેમાંથી એક બાળક કહેવા લાગ્યો કે આ માંસ ખાવા લાયક નથી, મેં સાંભળ્યું છે કે પપ્પા ગુસ્સામાં મમ્મીને ગધેડા જેવી કહી રહ્યા હતા.

## * બાળકોનો ઉત્સાહ વધારો, ભરોસાથી ફાયદો ઉઠાવો

એક કામ આ પણ થાય કે (તમારા બાળકોને સ્પર્ધાની તક આપો) કે સાથે મળીને બાળકને કોઇ પણ કામ પૂર્ણ કરતા શીખવવું. જયારે સાથે મળીને કામને પૂર્ણ કરતા શીખવશો તો બાળક તે કામ કરતા શીખી જશે.

આ વાત ધ્યાનમાં રાખો કે નાના બાળકોમાં શરૂઆતમાં આત્મવિશ્વાસ બહુ જ હોય છે. સમયની સાથે આ આત્મવિશ્વાસ ઓછો થઇ જાય છે. જેમ કે ત્રીજા ધોરણના બાળકોને વર્ગ શિક્ષક પૂછે કે તમારામાંથી દેશનો વડો કોણ બનશે? તો ૯૦ ટકા બાળકો હાથ ઉંચો કરશે. પરંતુ જો અઢાર વર્ષના બાળકને પૂછો તો કદાચ એક પણ હાથ નહી ઉઠાવે. આમ બાળકોમાં શરૂઆતમાં આત્મવિશ્વાસ વધારે હોય છે. તમે જે પણ કહો તે કહેશે, હા, હું કરીશ. જેથી આ આત્મવિશ્વાસથી ફાયદો ઉઠાવવો જોઇએ.

એકવાર મને મુસાફરીથી પાછુ આવવાનું હતું, મારી પૌત્રી ઘણી ખુશ હતી કે દાદા આવી રહ્યા છે, તો તેની મમ્મીએ તેને કહ્યું કે દાદા માટે આપણે એક ચિત્ર બનાવીએ. તેની મમ્મીએ તેને માર્ગદર્શન આપ્યું અને તેણીએ એક પતંગીયુ દોર્યું, ફૂલો બનાવ્યાં અને એક કાર્ડ બનાવી તેના પર લખ્યું "દાદા માત્ર મારા છે" અને તેણીએ તેમાં રંગો ભર્યા, કહેવાવાળાઓએ મને કહ્યું કે જયારે તે રંગ ભરતી હતી ત્યારે બે-ત્રણ કલાક તેના હાથ અને મોઢા પર કલર લાગેલ હતો અને મહેનત કરી રહી હતી અને સુતી પણ નહતી કે મને કાર્ડ બનાવવાનો છે અને તેની માતાએ પણ મહેનત કરી, એમ 3-4 કલાકની સખત મહેનત પછી તેઓએ એક અતિ સુંદર કાર્ડ તૈયાર કર્યો. જયારે હું મુસાફરીથી આવ્યો તો મને કાર્ડ બતાવવામાં આવ્યો, મને ખૂબ પ્રેમ ઉભરી આવ્યો, મેં તે બાળકીને પ્રેમ પણ આપ્યો અને તેને શાબાશી આપવા માટે મેં તે કાર્ડને ફ્રેમ ચઢાવી મારા શયનખંડ(bedroom)માં લગાવી દીધો. હવે આ વાતની તે બાળકી પર એટલી અસર પડી કે તે જયારે પણ મારા રૂમમાં આવતી તે કાર્ડ મને બતાવતી હતી. આ ફ્રેમને જોઇ તેના અંદર એક વસ્તુને પૂર્ણ કરવાનો સંતોષ (ખુશી) થતો હતો કે હાં, હું પણ કંઇક કામ કરી શકું છું. તો બાળકોની સાથે મળીને તેમનાથી કામ કરાવો અને પછી તેમને ખુશ થવાની તક આપો. આ બાબત બાળકો પર ભાવનાની રીતે બહુ સારો પ્રભાવ પાડશે. માતા એ બાળકની સામે વધારે વાતો કરવી જોઇએ કે જેથી બાળકોનું શબ્દભંડોળ ભેગુ થાય અને બાળકને અલગ અલગ વાતોની ખબર પણ પડે.

## * મેરા પૈગામ મુહબ્બત હે જહાં તક પહોંચે

માતા-પિતા બાળક સાથે એવો પ્રેમભર્યો વ્યવહાર કરે કે બાળક

તેમનો આજ્ઞાંકિત બની જાય, પ્રેમ બોન્ડ (પ્રેમનું બંધન) છે તે સહસંયોજક (Covalent bond) બંધન બને ત્યાર બાદ તે હંમેશાનો સંબંધ (permanent bond) બની જાય અને બાળક માતા–પિતાથી એવો પ્રેમ કરવા લાગે કે તે તેમની વાતને નકારવાનું વિચારી પણ ન શકે. પુત્રી પોતાના માતા–પિતાથી એટલી હળીમળી જાય કે તે કોઇ ખરાબ કૃત્ય કરવાનું વિચારી પણ ન શકે. નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ બાળકોની કેળવણી આ જ રીતે કરવાનું શીખવ્યું. હઝરત અનસ(રદી.) કહે છે કે હું નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની સેવામાં દસ વર્ષ રહ્યો, દસ વર્ષમાં નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કયારેય મને માર્યો નથી, ધમકાવ્યો નથી અને કયારેય નાપસંદગી વ્યકત નથી કરી. આશ્ચર્ય થાય છે કે દસ વર્ષમાં મારવાની, ધમકાવવાની જરૂરત જ ન પડી, કેમ? કારણ કે નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પ્રેમ જ એવો કર્યો. આ પ્રેમના કારણે જ તેઓ સાચા આશિક હતા. તો આશિકને મેહબૂબ(પ્રેમી) જે કંઇ કહે તેના માટે તે બધુ જ કુર્બાન કરી દે છે. તો નબી(સ.અ.વ.) પ્રેમથી વાત કરતા હતા. પ્રેમથી વાત શીખવતા હતા. તેથી સમગ્ર માનવતા પર ઉપકારી હઝરત મુહમ્મદ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો સંદેશો છે કે ‘‘મેરા પૈગામ મુહબ્બત હૈ, જહાં તક પહોંચે.’’

અમુક ઉદાહરણો સાંભળી લો કે નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) બાળકોને કેવી રીતે કેળવતા હતા. ઉસામા(રદી.) બાળક છે, નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના અંતિમ દિવસોમાં હજના સમયે તેઓ નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પાછળ સવાર થયા, એક જગ્યાએ પહોંચ્યા તો એક જવાન છોકરી કોઇ વાત પૂછવા માટે નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે આવી, તો હઝરત ઉસામા(રદી.)ની નજર તેની પર પડી. નબી(સલ્લલ્લાહ અલયહિ વસલ્લમ)એ જોયું કે ઉસામા પણ જવાનીની નજીક છે અને છોકરી પણ જવાન છે તો નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતે કંઇ ના કહ્યું પણ ઉસામાના માથા પર હાથ મુકયો અને તેમના મોઢાને બીજી દિશામાં ફેરવી દીધુ. હવે બતાવો આપણે હોત તો શરમિંદા કરી દેતા કે તે શું કર્યુ? કેમ કર્યુ? શરમ નથી આવતી તને, શું શું બોલી દેતા. પણ નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ માત્ર તેમના માથા પર હાથ મુકીને બીજી દિશામાં મોઢાને ફેરવી દીધુ. તેઓ સમજી ગયા કે હું શું ભૂલ કરી રહ્યો હતો તો આ

પ્રેમાળ સ્વભાવ છે બાળકોને કોઇ વાત સમજાવવાનો.

નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે એક નવયુવાન સહાબી આવ્યા અને કહ્યું કે એ અલ્લાહના નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મને વ્યભિચાર (ઝીના) કરવાની મંજુરી આપો. હવે આવનાર માણસ એક અજીબ માંગ કરી રહ્યો છે, નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કહ્યું શું તુ એ વાતને પસંદ કરે છે કે તારી માતા સાથે કોઇ વ્યભિચાર(ઝિના) કરે, તેણે કહ્યું ના, તારી પત્નિ સાથે કોઇ વ્યભિચાર(ઝિના) કરે? તેણે કહ્યું ના, તારી બહેન સાથે કોઇ વ્યભિચાર (ઝિના) કરે? તેણે કહ્યું ના, તારી પુત્રી સાથે કોઇ આ કાર્ય કરે? તેણે કહ્યું ના, તો નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કહ્યું કે જયારે તમે નથી ઇચ્છતા તો બીજા લોકો પણ નથી ઇચ્છતા કે તેમની માતા–બહેન સાથે કોઇ આવુ કાર્ય કરે. તમે જેની સાથે પણ આ કાર્ય કરશો તે કોઇની માતા અથવા બહેન અથવા કોઇની પત્નિ કે પુત્રી હશે. આ વાત સમજાવ્યા પછી નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તે માણસની છાતી પર હાથ મુકયો અને કહ્યું એ અલ્લાહ તને માફ કરી દે અને તેના મનને પવિત્ર કરી દે, તે સહાબી(રદી.) કહેતા હતા કે મારા મનમાં વ્યભિચારની જે ઇચ્છા હતી તે એવી રીતે નિકળી ગઇ કે જાણે મારી અંદર આ ઇચ્છા હતી જ નહી. પછી તો મને ઝિનાનું નામ સાંભળીને નફરત થવા લાગી. નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તે માણસને ન તો ધમકાવ્યો, ન શરમિંદા કર્યો, પ્રેમથી એવી વાત કરી કે નવયુવાન સહાબી(રદી.)ના મગજમાંથી એ કાર્યનો વિચાર પણ નિકળી ગયો.

હઝરત અનસ(રદી.) કહે છે કે હું નાનો બાળક હતો, મારી માતા ઉમ્મે સુલૈમ(રદી.)એ મને દ્રાક્ષનું ઝુમખુ આપ્યું અને કહ્યું કે જા નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ને મારા તરફથી ભેટ આપી આવ. હું ઘરેથી નિકળ્યો તો મારા મનમાં ખ્યાલ આવ્યો કે દ્રાક્ષ ખાટી હશે કે મીઠી? મેં એક દ્રાક્ષ ચાખી તો તે ઘણી સ્વાદિષ્ટ હતી મેં બીજી પછી ત્રીજી ખાધી એમ કરી ચાલતા ચાલતા ખાતો રહ્યો, નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે પહોંચતા પહેલા તે દ્રાક્ષનું ઝુમખુ પૂરુ થઇ ગયું હતું, હવે હું ચુપચાપ ઘરે પાછો આવી ગયો. અલ્લાહની શાન કે થોડાક દિવસો પછી મારી માતા નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે ગયા અને પૂછ્યું કે મેં જે દ્રાક્ષ મોકલી હતી તે કેવી હતી? મારો ભેદ ખૂલી ગયો, તો નબી (સ.અ.વ.)

સમજી ગયા, ત્યાર પછી જયારે પણ હું નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે જતો તો નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મારો કાન પકડીને કહેતા અનસ મારી દ્રાક્ષનું ઝુમખું લાવ. અને પોતે હસતા, હું પણ હસતો હતો, મને બોધ મળી જતો કે અમાનતમાં ખયાનત ન કરવી જોઈએ.

એક બાળક લોકોના ખજૂરના ઝાડ પર ચઢીને તેમના ફળો તોડી લાવતો હતો. અરબના લોકો આ વાતની પરવાનગી આપતા હતા કે જે ખજૂરો નીચે પડી હોય તે બધા લઈ શકતા હતા, જેની ઇચ્છા હોય તે ઉઠાવીને ખાઇ લે, પણ વૃક્ષ પર ચઢીને ખજૂર પાડવાને ચોરી સમજવામાં આવતી હતી. હવે આ બાળકને ઘણીવાર ચોરી કરવાનો મોકો મળ્યો, એક વાર એક માલિક તેણે પકડીને નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે લઈ ગયો, તે બાળક કહે છે કે પહેલાં તો હું ખૂબ ગભરાયો કે આજે તો હું ચોરી કરતા પકડાયો છું ખબર નહી મને શું સજા મળશે? હાથ કપાશે, પરંતુ જયારે હું નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે ગયો તો નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મને તેમની પાસે બોલાવ્યો, હું નજીક ગયો તો નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મારા માથા પર નમ્રતાથી હાથ મૂકયો અને પૂછ્યું કે તું ચોરી કેમ કરે છે? મેં કહ્યું કે એ અલ્લાહના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મને ભૂખ લાગી હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ કહ્યું કે ભૂખ લાગી હતી તો નીચે પડેલ ખજૂર ખાવાની રજા હોય છે, જે વૃક્ષ પર હોય છે તે માલિકની હોય છે, તેમની રજા વગર તેને તોડી ન શકાય. પછી નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેના માટે દુઆ કરી કે અલ્લાહ તેના રોજગારમાં બરકત આપ અને તેની ભૂખને દૂર કરી દે. તે નવયુવાન કહે છે કે આ દુઆની મારા પર એવી અસર થઇ કે ત્યાર પછી જીવનભર મેં કયારેય ચોરી નથી કરી. આ છે પ્રેમાળ સ્વભાવથી બાળકોની કેળવણી

એક વાર નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) જઇ રહ્યા હતા, થોડાક બાળકો ત્યાં ઉભા હતા અને તેઓ હઝરત બિલાલ(રદી.)ની અઝાન આપવાની શૈલીની નકલ કરી રહ્યા હતા. એક બાળક જેનું નામ અબુ મહઝુરા હતું તે હઝરત બિલાલની શૈલીની નકલ કરી અઝાન આપી રહ્યો હતો અને બીજા બાળકો પાસે ઉભા રહી હસી રહ્યા હતા. જયારે નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તેમની નજીક પહોંચ્યા તો બધા બાળકો

ડરીને ભાગી ગયા પણ અબુ મહઝુરા થોડાક મોટા હતા તેથી તેમણે કહ્યું કે મને ભાગવાની શું જરૂરત છે? હું કોઇ મોટો ગુનોહ તો નથી કરી રહ્યો. નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નજીક આવ્યા અને અબુ મહઝુરાના માથાના વાળ જે થોડા મોટા હતા તે પકડી લીધા અને કહ્યું તુ જે કરી રહ્યો હતો તે મને કરીને બતાવ. અબુ મહઝુરાને તો આશા પણ ન હતી કે મને આવુ કહેવામાં આવશે, જયારે નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કહ્યુ કે કરીને બતાવો તો તેમણે અઝાન આપવાનું શરૂ કરી દીધુ. નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પુરી અઝાન સાંભળી અને કહ્યું કે જા, જયારે નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ કહ્યું કે જા ત્યારે અબુ મહઝુરાએ કહ્યું કે હવે અબુ મહઝુરા ત્યાં જ જશે જયાં તમે જશો. પછી અબુ મહઝુરાએ કલમો પઢી લીધો અને મુસલમાન થઇ ગયા અને બાદના સમયમાં નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મુઅઝ્ઝિન (અઝાન આપનાર) બન્યા. અલ્લાહની શાન કે અબુ મહઝુરાના જે વાળ નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ પકડયા હતા તે વાળથી તેમને એટલો પ્રેમ થઇ ગયો કે જીવનભર તેમણે તે વાળ કપાવ્યા નહી. તો તેમની લટ લાંબી બની ગઇ હતી અને તેઓ બીજા લોકોને બતાવતા અને કહેતા કે જુઓ આ મારા તે વાળ છે જેને નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પ્રેમથી પકડયા હતા. આ છે પ્રેમાળ સ્વભાવથી બાળકોની કેળવણી. જો આપણે આવી રીતે કરીએ પછી જુઓ બાળકો પોતાના માં–બાપની વાતોને કેવી રીતે સાંભળે છે.

એક વાર્તા સંભળાવીને વાત પુરી કરું છું. એક શાળા હતી જેમાં એક બાળક પાંચમાં કે છઠ્ઠા ધોરણમાં ભણતો હતો. એક વાર શાળાનો વાર્ષિકોત્સવ હતો. આ વાર્ષિકોત્સવમાં ડેપ્યુટી કમિશ્નર આવનાર હતા અને બાળકોને ઇનામ વિતરણ તેમના હાથે જ કરવાનું હતું, ઇસ્લામિયાત વિષયના શિક્ષકની ઇચ્છા હતી કે તેઓ એક નઅત (નબીની પ્રશંસામાં કવિતા) રજૂ કરે. તેથી તેમણે એક નઅત પસંદ કરી. ‘‘વો નબીયોંમેં રહમત લકબ પાનેવાલા, મુરાદેં ગરીબોંકી બર લાનેવાલા’’. આ કવિતા ગાવા માટે બે–ત્રણ બાળકોની પસંદગી થઇ તે બાળકોનો અવાજ ઘણો સુરીલો, મધુર અને શ્રેષ્ઠ હતો પણ તેમાં એક બાળક એવો પણ હતો કે જેનો અવાજ એટલો બધો મધુર ન હતો પણ તે બહુ જ આનંદ લઇને ગાઇ રહ્યો હતો. શિક્ષકને કવિતા પ્રત્યેનો તેનો પ્રેમ અને શૈલી પસંદ આવી તેથી તેનો પણ સમાવેશ કરી લીધો અને

તે બાળકોએ કવિતા યાદ કરી લીધી પરંતુ શિક્ષકે જોયું કે તે બાળક જેનો અવાજ એટલો સારો નહતો તે આ રીતે કવિતા ગાઈ રહ્યો હતો. ‘‘વો નબીયોંમેં રહમત લકબ પાનેવાલે, મુરાદેં ગરીબોંકી બર લાનેવાલે’’ શિક્ષકે તેને કહ્યું કે ભાઈ કવિએ ‘‘વાલે’’ નહી પણ ‘‘વાલા’’ કહ્યું છે તો તુ પણ તેમજ કવિતા ગા. પણ તે ‘‘વાલે’’ જ ગાતો હતો. જયારે પ્રોગ્રામ થયો તો બાળકે એ જ કવિતા ગાઈ, હવે પ્રોગ્રામના જે અધ્યક્ષ હતા તેઓ ભાષણ આપવા આવ્યા, તો તેમણે મુદ્દો કાઢયો કે જુઓ આજકાલના શિક્ષકો ધ્યાન નથી આપતા કે બાળક શું કહે છે અને તેઓ શું કહેવડાવે છે? કવિએ લખ્યું છે કે ‘‘વો નબીયોંમેં રહમત લકબ પાનેવાલા’’ અને જે બાળકે કવિતા ગાઈ તેણે ગાયું કે ‘‘વો નબીયોંમેં રહમત લકબ પાનેવાલે’’, શિક્ષકને ખબર જ ના પડી કે તેને સુધારવું જોઈએ. આ વાત થી જે ઈસ્લામિક સ્ટડીઝ વિષયના જે શિક્ષક હતા તેમનું સમગ્ર શાળા સામે ઘણું જ અપમાન થયું. તેમના મનમાં બહુ જ ગુસ્સો આવ્યોં કે મેં તેને કહ્યું પણ હતું છતાં તેણે મારી વાત ન માની અને ‘વાલા’ની જગ્યાએ ‘વાલે’ જ કહ્યું. પણ હવે વર્ષ પૂરુ થઈ ગયું હતુ.

હવે નવુ વર્ષ આવ્યું અને બાળકો શરૂઆતમાં શાળામાં આવ્યા, શાળાના શરૂઆતના દિવસોમાં કંઈ ખાસ અભ્યાસ નથી હોતો પણ બાળકો એક બીજા સાથે વાતચીત અને ઓળખાણ કરતા હોય છે. એક વર્ગના બે પિરિઅડ હતા. એક રિસેસથી પહેલા અને એક રિસેસ પછી હતો, પણ તેમના શિક્ષક આવ્યા ન હોતા તો આચાર્યએ ઈસ્લામિયાત વિષયના શિક્ષકને કહ્યું કે તમારો આ તાસ ખાલી છે તો તમે આ વર્ગના બાળકો પાસે જાઓ અને બાળકો સાથે વાતચીત કરતા રહો. હવે ઈસ્લામિયાતના શિક્ષક આવી ગયા અને કહ્યું કે જુઓ હું તમને નાના-નાના પ્રશ્નો પુછીશ તમે તેના જવાબો આપતા રહો, નહિંતર આપણો આ સમય આમ જ વાતચીતમાં જતો રહેશે. જેથી તેમણે કોઈને કંઈક પ્રશ્ન પુછયો, તો કોઈ ને કંઈક, જયારે તે બાળક (જે પ્રોગ્રામમાં કવિતા ગાતી વખતે ‘વાલા’ ની જગ્યાએ ‘વાલે’ ગાતો હતો) તેનો નંબર આવ્યો, તો શિક્ષકે પુછયું કે બતાવો આપણા ઈસ્લામ ધર્મના છેલ્લા પયગમ્બરનું નામ શું છે? આ બાળક ઉભો થયો પણ ચુપચાપ રહ્યો. તે શિક્ષકે ફરીથી પુછયું કે જવાબ આપો કે છેલ્લા પયગમ્બરનું નામ શું છે? બાળક ફરીથી ચુપચાપ રહ્યો, હવે શિક્ષકના મનમાં ગુસ્સો તો પહેલેથી જ હતો કે આ બાળક મારી વાત માનતો નથી, હવે શિક્ષક ખુરશી પરથી

ઉભા થયા અને કહ્યું કે હું તને ઘણી સજા આપીશ, જલ્દી જવાબ આપ, પણ છોકરો ચુપ રહ્યો. શિક્ષકે કહ્યું કે શું તને નામ ખબર છે? છોકરાએ માથુ હલાવીને કહ્યું કે હાઁ, મને ખબર છે. ફરી શિક્ષકે પુછ્યું તો પછી બોલ કે છેલ્લા પયગમ્બરનું શું નામ હતું? ફરી છોકરો ચુપ રહ્યો, તો શિક્ષકે એમ ધાર્યું કે આ છોકરો મારી નાફરમાની કરે છે, જાણી જોઈને તે મારી વાત માનતો નથી. શિક્ષકે કહ્યું બોલ નહી તો હું તને સજા કરીશ. ફરી છોકરો ચુપ રહ્યો. હવે શિક્ષકનો ગુસ્સો આસમાન પર પહોંચી ગયો, જેથી શિક્ષકે છોકરાને પકડયો અને જોરથી બે–ચાર થપ્પડ લગાવી દીધા. હવે જોરથી માર પડવાના કારણે બાળકના આંખોમાંથી આંસુ આવી ગયા પણ મોઢામાંથી અવાજ કાઢતો ન હતો. આરામથી માર ખાઈ રહ્યો હતો, એટલામાં જ રીષેસનો સમય થઇ ગયો, શિક્ષકે કહ્યું કે હું આવતા તાસમાં તારી હજુ વધારે શિક્ષા કરીશ. હું જોઉં છું તું કેવો મને નામ નથી બતાવતો, તેમ કહી શિક્ષક ચાલ્યા ગયા. બાળકો બધા બહાર ગયા જેથી કંઈક ખાઇ–પી શકે અને જરાક હરી–ફરી લે. આ બાળક વર્ગમાં એકલો બેસી રહ્યો હતો તેની પાસે તેના બે–ત્રણ મિત્રો આવ્યા, મિત્રો પણ પરેશાન હતા કે તે આટલો સરળ પ્રશ્ન અને તેનો જવાબ પણ આવડે છે છતાં જવાબ કેમ નથી આપતો? પછી તેના મિત્રો પણ જતા રહ્યા ત્યાર બાદ આ બાળક ઉઠયો અને બહાર ગયો પોતાના હાથ–મોં ધોઇને પાછો વર્ગમાં આવીને બેસી ગયો, તેની તબિયતમાં રંજ હતો કારણ કે તેને માર પડયો હતો. બીજા તાસમાં જયારે શિક્ષક આવ્યા અને કહ્યું કે અહમદ! ઉભો થા અને બોલ આપણા ઈસ્લામ ધર્મના છેલ્લા પયગમ્બરનું નામ શું છે? છોકરાએ કહ્યું કે તેમનું નામ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) છે, શિક્ષકે પૂછયું કે તે કોઈને પૂછયુ કે શું? છોકરાએ કહ્યું કે ના, મને પહેલેથી આવડતું હતું, તો શિક્ષકે કહ્યું કે હવે કેમ બોલ્યો? છોકરો ફરી ચુપચાપ ઉભો રહ્યો. શિક્ષક સમજી ગયા કે મને આ બાળક પાસેથી પ્રેમથી આ જવાબ કઢાવવો પડશે. શિક્ષક તેની નજીક ગયા તેના માથા પર પ્રેમથી હાથ મુકયો અને કહ્યું કે બોલ બેટા તે પહેલા કેમ જવાબ ન આપ્યો? અને હવે જવાબ આપ્યો, પહેલાથી બોલી દીધુ હોત તો! આ સાંભળી બાળકના આંખોમાં આંસુ આવી ગયા, અને તે કહેવા લાગ્યો કે મારા પિતાને નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી ઘણો પ્રેમ છે, તેમણે મને બાળપણમાં જ શિખવાડયુ હતુ કે બેટા! નબી (સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમ)નું નામ હંમેશા વુઝૂ સાથે જ લેવું, જયારે તમે મને પહેલી વાર પૂછ્યુ તો મારુ વુઝૂ ન હતું, જો તમે મારા હાડકા પણ તોડી નાખતાં તો પણ હું નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું નામ વુઝૂ વગર ન લેતો. હવે હું રિસેસ દરમિયાન ગયો અને વુઝૂ કરીને આવ્યો, તમે મને પૂછ્યું મે તમને તરત જ જવાબ આપી દીધો.

આને કહેવાય છે પ્રેમાળ સ્વભાવથી બાળકોની કેળવણી. આ જે પ્રેમથી માણસને શિખવા મળે છે તે જીવનભર યાદ રહે છે. અલ્લાહ તઆલા આપણને પ્રેમાળ સ્વભાવથી બાળકોનું ઘડતર કરવાની તૌફીક આપે.... આમીન

# બાળકોનું શિક્ષણ અને તેમની કેળવણી

## * કેળવણીની રીત

આગલા પ્રકરણમાં એ વાત સમજાવવામાં આવી કે બાળકોની કેળવણી માટે માર નહી, પણ પ્રેમની યુક્તિ (policy) શ્રેષ્ઠ હોય છે. કારણ કે સજા આપવાથી ભૂલ દૂર નથી થતી પણ બાળકોમાં ભૂલને છૂપાવવાની આદત પાક્કી બની જાય છે. બાળક માતા-પિતાથી ભૂલને છૂપાવે છે અને દ્રિમુખી (split personality) ધરાવનાર બની જાય છે. સજા આપવાથી બાળક સજાગ થઇ જાય છે પરંતુ પ્રમાણિક નથી બનતું. તેથી સજા આપવી એ બાળકની બદ્‌તમીઝી (ખરાબ વર્તન)ને રોકી શકે છે પણ તે બાળકના ખરાબ વર્તન (બદ્‌તમીઝી)ના સ્વભાવને દૂર નથી કરી શકતી. બાળકને મારવા છતાં પણ બદ્‌તમીઝી કરવાની તેની ઇચ્છા એવી જ રહે છે. હા, અમુક બાળકોમાં મારના કારણે પ્રતિક્રિયા રૂપે ભણવામાંથી રસ ઉઠી જાય છે. તેઓ ઓછા માર્કસ મેળવીને માતા-પિતાને સતાવે છે અને પોતાને વિજેતા સમજે છે. કે જોયું! મને માર્યો હતો ને મેં તમને પરેશાન કર્યા ને? ઘરના કામોમાં પણ રસ લેતું નથી, સજા આપવાથી બાળકના મનમાં મોટાઓ પરનો ભરોસો ઉઠી જાય છે. અમુક ટેવો પણ તેમનામાં પેદા થઇ જાય છે. જેમકે નખ કાપવા, ખરાબ સ્વપ્નો જોવા, રાત્રે ઊંઘમાં પેશાબ થઇ જવું, બાળકોની ઊંઘમાં મુશ્કેલી પડવી, બાળક પર તણાવની સ્થિતી હોવી,

માથાનો દૂખાવો થવો. આ બધી પ્રકારની ટેવો મારના કારણે બાળકમાં આવી જાય છે. નબી(સ.અ.વ.)એ પ્રેમથી બાળકોની કેળવણી કરવાની તાલીમ આપી છે.

## * આજનો વિષય

આ પ્રકરણમાં આપણે "બાળકોનું ભણતર અને ઘડતર" વિશે જાણીશું. આ ભણવાની પ્રક્રિયા બાળપણથી ચાલુ થાય છે અને મૃત્યુ સુધી ચાલુ રહે છે.

કુર્બાન થઈએ અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ના માર્ગદર્શન પર કે ચૌદસો વર્ષ પહેલાં નબી(સ.અ.વ.)એ કહ્યું કે જ્ઞાન મેળવો, "પારણાથી લઈને કબ્રમાં જાવ ત્યાં સુધી". તેથી ભણતર મેળવવું બાળકનો મૂળભૂત હક છે. ૧૯૫૯ માં U.N.O. માં એક Resolution (ઠરાવ) પસાર કરવામાં આવ્યો જેમાં એવું કહેવામાં આવ્યું કે પ્રાથમિક શિક્ષણ મળવું એ દરેક બાળકનો મૂળભૂત હક છે. વિચારો કે નબી(સ.અ.વ.)એ ચૌદસો વર્ષ પહેલા કહી દીધુ કે "ઈલ્મ(જ્ઞાન) પ્રાપ્ત કરવું દરેક મુસલમાન પુરુષ અને સ્ત્રી માટે જરૂરી છે".

## શિક્ષણનો હેતુ

શિક્ષણનો હેતુ શું છે? શિક્ષણનો હેતુ એ છે કે બાળકના મનમાં જ્ઞાન (ઈલ્મ) પ્રત્યેનો પ્રેમ નાંખવો. જ્ઞાનની જિજ્ઞાસા thirst of knowledge (જ્ઞાન ની તરસ) તેના મનમાં પેદા કરવી. thirst of knowledge (જ્ઞાનની તરસ) જે બાળકના મનમાં આવી ગઈ એ એવું છે કે તેને પ્રાથમિક શિક્ષણ મળી ગયું. માતા–પિતાની કામગીરી એટલી જ છે કે તેઓ બાળકના મનમાં જ્ઞાનની ભૂખ પેદા કરી દે. બાળક માટે શિક્ષણને પ્રિય બનાવે. માતા–પિતા બાળક સાથે જે સમય પસાર કરે છે તે પણ informal education (અનૌપચારિક શિક્ષણ)નો સમય હોય છે. માતા બાળકને ઘરમાં ભણાવે છે તે પણ informal education (અનૌપચારિક શિક્ષણ)નો એક ભાગ હોય છે. આ શિક્ષણમાં શિક્ષકની શી ભૂમિકા છે? શિક્ષક એક મદદગાર છે, શિક્ષક એક પ્રેરણા આપનાર હોય છે, જેથી કે બાળક શોખથી જ્ઞાન મેળવી શકે.

## 4 અને 7ના અંકની અમુક વિશેષતાઓ

એક વાત ધ્યાનમાં રાખો કે માનવીનો માનસિક વિકાસ બહુ જ જરૂરી છે. તેને સમજવાની જરૂર છે. તમને વિચારવા માટે એક વાત બતાવી દઉં કે અલ્લાહ તઆલાની નજીક 4 નો અંક અને 7નો અંક બહુ જ મહત્વપૂર્ણ

significant હોય છે. જુઓ અલ્લાહ તઆલાએ જમીનને બે દિવસમાં બનાવી પણ જમીનની અંદર જેટલા પણ સ્ત્રોતો પેદા કર્યા તેમાં 4 દિવસ લાગ્યા. પછી 4 માનવંત અંબીયાએ કિરામ, 4 આકાશી પુસ્તકો, 4 માનવંત ફરિશ્તાઓ, પછી નબી (સ.અ.વ.)ના ખલીફાઓ 4 (જેમને ખુલફાએ રાશિદીન(રદી.) કહે છે). આ ઉમ્મતને અલ્લાહ તઆલાએ 4 ફિક્હી (ઇસ્લામી શાસ્ત્રનું ઊંડુ જ્ઞાન ધરાવનાર) આપ્યા. આ ઉમ્મતને અલ્લાહ તઆલાએ તસવ્વુફની 4 પરંપરાઓ આપી, 4 મહીના પછી માતાના પેટમાં રહેલ બાળકની અંદર જીવ નાંખવામાં આવે છે. કયામતના દિવસે 4 પ્રશ્નો પુછવામાં આવશે. જેના જવાબો આપ્યા વિના કોઇના પણ પગ હલી શકશે નહી. પછી નબુવ્વતની જાહેરાત પણ 40 વર્ષ (તે પણ ૪ની ગુણાંક સંખ્યા છે) પછી કરવામાં આવી. મુસા(અલૈ.) કોહેતૂર પર ગયા તો ત્યાં પણ 40 દિવસ પોતાની આત્માને સુધારવા માટે, તબ્લીગમાં 40 દિવસ લગાવવામાં આવે છે કે માણસની અંદર દીન આવી જાય. તો ૪નો અંક એક મહત્વ significant ધરાવે છે.

તે જ રીતે 7નો અંક પણ એક મહત્વ ધરાવે છે. આકાશ 7, જમીનો 7, નર્ક (જહન્નમ)ના દરવાજા 7, જન્નતના દરજજાઓ 7, જો ચાંદની ઘટનાઓનો ક્રમ rhythm જોવામાં આવે તો 14 (જે ૭નો ગુણાંક છે) 2x7=14 થાય છે. દરેક 14 દિવસ પછી 14મી રાતનો ચાંદ બને છે, જે lunar rhythm (ચંદ્રનો ઘટના ક્રમ) કહેવાય છે. યુસુફ (અલૈ.)ના કિસ્સા(ઘટના)માં 7 વર્ષ સારા પાકવાળા પછીના 7 વર્ષ દુકાળના આવ્યા. માનવ શરીરમાં પણ 7નું ચક્ર બહુ જ મહત્વ ધરાવે છે. તે કઇ રીતે? જન્મથી લઇ સાત વર્ષ સુધી બાળકની જે યાદશક્તિ memory હોય છે તેની સ્થાપના (establish) નો સમય હોય છે. પછી સાત વર્ષ થી ચૌદ વર્ષની ઉંમર સુધી જવાની તરફ વધવાનો સચયગાળો હોય છે. સાત વર્ષથી એકવીસ વર્ષ સુધી ભરપુર જવાનીનો સમય હોય છે. પછી આગળના સાત વર્ષમાં અટ્ઠાવીસ વર્ષ પછી માનવશરીરમાં હાડકાઓનો વિકાસ બંધ થઇ જાય છે. પછી આ 7નું ચક્ર ચાલતુ રહે છે ત્યાં સુધી કે જીવનમાં 7 વખત આ ચક્ર પૂરું થાય છે ત્યારે સ્ત્રીના શરીરમાં પ્રજનન (Reproduction) ની યોગ્યતા પુરી થઇ જાય છે. તેને ...(માસિક બંધ થવાનો સમય) કહે છે. વૈજ્ઞાનિકોએ સંશોધન કર્યુ છે કે દર સાત વર્ષે માનવ શરીરમાં કેન્સર થવાની શકયતાઓ વધી જાય છે. એટલે કે પ્રથમ સાત વર્ષમાં કેન્સર થવાની સંભાવના 1 છે, પછીના સાત

વર્ષમાં બમણી (Double) થઇ જશે. પછીના સાત વર્ષમાં તેનાથી બેગણી થઇ જશે. જયારે જીવનમાં 7નું ચક્ર 9 વખત પુરુ થાય છે. તો તે યાદશક્તિ ઓછી થવાનો સમય છે. એટલે કે 63 વર્ષની ઉંમર. તમને આશ્ચર્ય થશે કે નબી (સ.અ.વ.)ને અલ્લાહ તઆલાએ 63 વર્ષની ઉંમરમાં પોતાની પાસે બોલાવી લીધા. જેથી બાદમાં આવનાર કોઇ એવો વાંધો ન ઉઠાવી શકે કે નબી (સ.અ.વ.) જીવનના એવા તબક્કામાં પહોંચી ગયા હતા જયારે માણસને ભૂલી જવાની બીમારી થઇ જાય છે. જેથી તેમની વાતોમાં કોઇ કમજોરી છે. ઐબ (ખામી) વાળી ઉંમર આવતા પહેલા અલ્લાહ તઆલાએ પોતાના હબીબ(સ.અ.વ.)ને પોતાની પાસે બોલાવી લીધા. પછી સાતનું હજુ એક ચક્ર થઇ જાય તો ઉંમર 70 વર્ષની થઇ જાય છે. જે આ ઉમ્મતની સરેરાશ ઉંમર છે. નબી (સ.અ.વ.)એ કહ્યું કે મારી ઉમ્મતની (સરેરાશ) ઉંમર 60 થી 70 વર્ષની વચ્ચે હશે. તો આ ૭નું ચક્ર માનવીના જીવનમાં ખૂબ જ મહત્વ ધરાવે છે.

## પ્રથમ સાત વર્ષમાં મગજનો શારિરીક વિકાસ

પ્રથમ સાત વર્ષ છે તે ખૂબ જ મહત્વના છે. સ્ત્રીઓ આ વાતને બહુ જ ધ્યાનથી વાંચે. બાળક જયારે જન્મ લે છે તો તેના મગજનો શારિરીક વિકાસ તો હોય છે પણ તે પરિપકવતા Maturity નથી હોતી. તે પરિપકવતા સાત વર્ષ પછી આવે છે. હવે બાળકના જન્મથી બે વર્ષ સુધીનો જે સમય છે તેમાં માનવીના મગજમાં માત્ર કાયમી યાદ શક્તિ (prmanent memory) કામ કરે છે. તો બાળક જે જુએ છે, જે સાંભળે છે તે તેની કાયમી યાદશક્તિનો એક ભાગ બની જાય છે. તેને આપણે કમ્પ્યુટર ના ઉદાહરણ વડે સમજીએ. કમ્પ્યુટરમાં બે પ્રકારની memory હોય છે. એક ને RAM (Random accers memory) કહે છે. બીજીને ROM (Read only memory) કહે છે. જે ROM હોય છે તે permanent (કાયમી) હોય છે. તેથી શરૂઆતમાં બાળકના મગજમાં માત્ર ROM હોય છે. જે માહિતી information આવે છે તે કાયમી યાદશક્તિ (permanent memory) નો ભાગ બને છે. તે માહિતી બાળકના મગજમાં પુરી જિંદગી સુધી રહે છે. તેને કહે છે કે બાળપણની વાતો માણસ ઘડપણમાં પણ નથી ભુલતો (બચપનકી બાતેં આદમી પચપન તક નહી ભૂલતા). તે માહિતી કાયમી યાદશક્તિમાં જતી રહે છે. પછી જયારે બાળક મોટુ થાય છે

તો તેની અંદર RAM ની યાદશક્તિ પેદા થાય છે અને બાળકની અંદર એટલી પરિપકવતા Maturity આવી જાય છે કે તે ખરા અને ખોટાને પારખી શકે છે. સારા અને ખરાબ વચ્ચે ભેદ કરી શકે છે. હવે જે માહિતી આવે છે તે પહેલા RAM માં આવે છે, બાળક તેને process (વિચારના એક તબક્કામાંથી પસાર) કરે છે. ત્યાર પછી તે માહિતી તેની કાયમી યાદશક્તિમાં જાય છે. તો જયાં સુધી બાળકની અંદર RAM devlop (વિકાસ) નથી થઇ જતી ત્યાં સુધી બાળકનો ખોટી વસ્તુઓથી સામનો ઘણો નુકસાનકારક હોય છે.

## મોબાઈલ, કોમ્પ્યુટર, ટેબ વગેરેની સ્ક્રીનથી બે વર્ષ સુધી દૂર રાખવા

એટલે જ વૈજ્ઞાનિકોએ સંશોધન કર્યુ કે બાળકની સામે બે વર્ષ સુધી સ્ક્રીન ન લાવવી જોઇએ. પછી તે સ્ક્રીન કોમ્પ્યુટરની હોય, ટી.વી. ની હોય, i-pad ની હોય કે મોબાઈલની હોય. કારણ કે બાળક કાર્ટુન જુએ છે. તેમને ઝઘડતા જુએ છે તો ઝઘડવું તેની ટેવ બની જાય છે. જે રીતે કાર્ટુનમાં આડા–અવડા શબ્દો બોલે છે, તે શબ્દોનો ઉપયોગ કરવો તે બાળકની આદત બની જાય છે. હવે શરૂઆતમાં માતા–પિતા પોતે ભૂલ કરે છે અને પછી કહે છે કે આ બાળક અમારી વાતને સમજતું નથી. ભાઈ! શરૂઆતમાં તમે તેને શું બતાવ્યું છે? ગંદકી બતાવી છે. Rubbish in, Rubbish out (જયારે ગંદકી અંદર ભરશો તો બહાર ગંદકી જ નિકળશે) તેથી શકય હોય ત્યાં સુધી એવા પ્રયત્ન કરો કે બે વર્ષની ઉંમર સુધી બાળક સ્ક્રીન જોઇ જ ન શકે. એવું ન હોવું જોઈએ કે માતા ફોનમાં વ્યસ્ત છે અને બાળકને સ્ક્રીન પર બેસાડી દે છે અને બાળક છ–છ કલાક સુધી બેસી રહે છે. શુન્ય થી બે વર્ષની ઉંમર સુધી આ બહુજ જરૂરી વાત છે કે બાળકની સારાં અને ખરાબ વચ્ચે ભેદ કરવાની શક્તિ હજુ સુધી Establish (સ્થપાયેલ) હોતી નથી. એટલે કે જે તેની સામે આવે છે. બાળકના મગજમાં કાયમી યાદગાર બની જાય છે.

## ઘરમાં જ શાળા, મદ્રસા બનાવવાની ઉંમર

ત્યાર પછીબેથી પાંચ વર્ષ સુધીની ઉંમર બાળકની અંદર Filters (ભેદ કરવાની શક્તિ) પેદા થવાની ઉંમર છે. આ ઉંમરમાં બાળકોને માતા ભણાવે, પણ બહારની અવર–જવરથી શકય હોય ત્યાં સુધી બાળકને

બચાવે. કારણ કે આ બાળક શાળામાં જશે અને ત્યાં જઇને બીજા બાળકોની ગાળો સાંભળશે, ખરાબ વાતો સાંભળશે, સંગીત સાંભળશે, શું શું સાંભળશે!! તો આ બાળક ફિલ્ટર (સારા/ખોટાનો ભેદ) કરી શકવાનું નથી, તેથી  તેની અંદર ગંદકી ભરાઇ જશે.

## બાળકની શાળામાં અને મદ્રસામાં જવાની સાચી ઉંમર કઇ?

વૈજ્ઞાનિકોએ એ વાત પર સંશોધન કર્યુ કે બાળકની ભણવાની સાચી ઉંમર શું છે? તો તેમણે જોયું કે પાંચથી સાત વર્ષની વચ્ચે સારા અને ખરાબ વસ્તુમાં ભેદ કરવાની શક્તિ દ્રઢ થઇ જાય છે કે બાળક બીજાં બાળકો સાથે Independently interact (સ્વતંત્ર રીતે) રહી શકે છે. પરંતુ આ વાતને લઇને  જર્મનીમાં ત્રણ હજાર બાળકો પર પ્રયોગ (Experiment) કરવામાં આવ્યો. તો સાબિત થયુ કે જે બાળકોને પાંચ વર્ષની ઉંમરે ભણવા મૂકવામાં આવ્યા હતા અને જે બાળકોને સાત વર્ષની ઉંમરે ભણવા મૂકવામાં આવ્યા હતાં તો વીસ વર્ષની ઉંમર પર પહોંચીને પાંચ વર્ષની ઉંમરમાં ભણવાનું શરૂ કરનાર બાળકો પાછળ રહી ગયા હતા. જયારે સાત વર્ષે ભણવાનું શરૂ કરનાર બાળકો યાદશક્તિના આધારે તેમનાથી ઘણો સારો દેખાવ કરતા હતા. આમ આજે વિજ્ઞાન એવું સાબિત કરી રહ્યું છે કે ભણવાની જે સારી ઉંમર છે તે સાત વર્ષની છે, આથી આપણે પાંચ વર્ષે પણ ચાલુ કરી દઇએ તો પણ ઠીક છે.

## નાની વયના બાળકો માટે શાળા (Early learning)

એક નવી મુસીબત આવી ગઇ છે જેને Early learning (કે.જી. કે આંગણવાડી) કહે છે. માં તો કહે છે કે બાળક જન્મ લે અને કોઇ મારી પાસેથી તેને લઇ જાય ભણવવા માટે. મારી જાન તો છુટી જાય. અને જે શૈક્ષણિક સંસ્થાઓ હોય છે. તેમણે પણ પૈસા કમાવવા માટે એવા એવા કોર્ષ શરૂ કરી દીધા છે કે બસ.... પહેલાં બાળકનું ભણતર સાત વર્ષે ચાલુ થતુ હતુ, પછી પાંચ વર્ષે થયુ, પછી ચાર વર્ષનું, પછી ત્રણ વર્ષનું, હવે તો બે વર્ષના બાળકને ભણવા મોકલે છે. પરંતુ મને આશ્ચર્ય થાય છે કે અમારા દેશમાં એક એવી અંગ્રેજી માધ્યમની શાળા ચાલુ થઇ છે કે જેમાં જન્મથી પહેલા બાળકનું નામ નોંધાવે છે. જો જન્મ પછી જાય તો લાઇનમાં ઉભુ રહેવું પડે છે. તો આ જેટલું વહેલુ ભણતરના નામથી ચાલે છે તે માત્ર

કમાવવાનો ધંધો છે, નહીંતર બાળક ભણવા લાયક નથી હોતું. તેનું કારણ શું છે? કે બાળક જયારે Stressed condition (દબાણની હાલત)માં આવી જાય છે. તો તેનો માનસિક વિકાસ ધીમો પડી જાય છે, તેની ઝડપ ઓછી થઇ જાય છે. હવે માં ત્રણ વર્ષના બાળકને ઠંડીની ઋતુમાં સવાર–સવારે ઉઠાડીને મોકલે છે, તે રડે છે કે નથી જવું! નથી જવું! તો આપણે આપણા મનને તો ખુશ કરી રહ્યા છીએ પરંતુ બાળકની માનસિક સ્થિતિ પર શું અસર પડે છે તે આપણા હાથમાં તો નથી. તેથી જ જયારે હું અમારા જમાનામાં હતો તો અમારા જમાનામાં છ વર્ષની ઉંમરે બાળકને શાળામાં મોકલવામાં આવતું હતુ. અમે પોતે મોટા મોટા થઇ ગયા હતા અને લોકો કહેતા હતા, મારી કાકીઓ કહેતી હતી કે છોકરો મોટો થઇ ગયો છે તેને શાળાએ મોકલી દો! મારી માતા કહેતી હતી કે આવતા વર્ષે મોકલી દઇશ. તો છ વર્ષની ઉંમરે શાળાએ ગયો અને અલ્હમ્દુલિલ્લાહ મારી એવી ઉંમર હતી કે મને પ્રથમ દિવસથી જ wrong-right (ખોટા–ખરા)નો અંદાજો આવી ગયો હતો. જે માતા એ સમજાવ્યું હતું. તેથી જ જન્મથી બે વર્ષ સુધી સ્ક્રીન તેમજ બહારના વાતાવરણ થી (No screen, No exposur to external enviroment) બાળકને બચાવો. પછી બે થી પાંચ વર્ષ સુધી સુરક્ષિત વાતાવરણ (Conrtolled environment) માં માતા બાળકને સાથે રાખે. પોતે ભણાવે, આ અનૌપચારિક શિક્ષણ નો સમય છે બાળક ભણે છે, બાળક આ સમયમાં યાદ કરે છે, તેને સુરએ યાસીન યાદ કરાવો. છેલ્લો સિપારો યાદ કરાવો. પણ બાળકને પોતાના લોકોમાં રાખો તે બીજાઓમાં ન જાય, કોઇ એવા માણસ પાસે ન જાય કે જે તેને કોઇ ખરાબ વાત કહી દે, માતા માટે સાવધાન રહેવાનો સમય છે. પછી પાંચથી સાત વર્ષની ઉંમરની વચ્ચે બાળકને કાયદેસરની શૈક્ષણિક સંસ્થામાં ઔપચારિક શિક્ષણ માટે મોકલી દો તો પણ ઠીક છે.

## માતાની વધુ એક ખાસ જવાબદારી

માતા પર એક વધારાની જવાબદારી આવે છે કે દરરોજ બાળક જયારે શાળાએથી પાછુ આવે ત્યારે માતા પોતે તેની પૂછપરછ અને ચકાસણી કરે, કારણ કે તે બાળક પોતે તો નથી કરી શકતું. હવે પંદર મિનિટ તેનું ઇન્ટરવ્યુ લો. તારા મિત્રએ શું કહ્યું? તારા શિક્ષકે શું કહ્યું? તે શું જોયું? તે શું સાંભળ્યું? બાળક દરેક વસ્તુ કહી દેશે. અને સાથે–સાથે માતા કહેતી

જાય કે બેટા! આ સારું છે, આ સારું નથી, હવે માતા જે પસંદ કરતી જશે તો પછી તે વસ્તુ બાળક માટે કાયમી યાદશક્તિમાં મોકલવું સરળ થઇ જશે. અને જે ખરાબ હશે બાળક તેને કાઢી નાંખશે. તો આ પ્રથમ સાત વર્ષ બાળકના વિકાસ માટે બહુ જ ખાસ વર્ષ હોય છે.

## અનૌપચારિક શિક્ષણનું મહત્ત્વ

અહીંયા એક વાત એ પણ ધ્યાનમાં રાખો કે જે બાળકોમાં જન્મથી જ કંઇક ખોટ રહી જાય છે. દાખલા તરીકે બાળકનો જન્મ થયો પણ જન્મ સમયે અશક્ત અને ઓછું વજનવાળું હતું અથવા નિયત સમય પહેલા જન્મ થઇ ગયો, એટલે કે ૩૨ અઠવાડીયાં કરતાં પહેલાં, તો આવા બાળકના મગજમાં પણ ખામી હોય છે. વૈજ્ઞાનિકો એ લખ્યું છે કે જો પ્રથમ સાત વર્ષમાં માતા તેમને સારુ અનૌપચારિક શિક્ષણ આપે તો તેમની આ ખોટને દૂર કરી શકાય છે. હવે લગભગ સ્ત્રીઓને આ વાતની ખબર જ નથી હોતી કે અનૌપચારિક શિક્ષણ જે ઘરમાં આપે છે તે કેટલું મહત્ત્વનું હોય છે. જેથી અમુક દિવસો પહેલા ઇંગ્લેન્ડની એક યુનિવર્સિટીમાં એક સંશોધન કાર્યક્રમ ચલાવવામાં આવ્યો. જે જન્મથી 13 વર્ષની ઉંમરના બાળકો માટે હતો. તેઓએ બાળકો વિશે અભ્યાસ કર્યો, અભ્યાસ કર્યા પછી તેઓ એ પરિણામ સુધી પહોંચ્યા કે જો કેળવણીની પધ્ધતિ સારી હોય તો જે બાળકો બાળપણમાં ખામી સાથે જન્મે છે તેઓ 13 વર્ષની ઉંમરે સામાન્ય બાળકોની બરાબરીમાં આવી જાય છે. સુબ્હાનલ્લાહ! આપણા મશાઇખ કહેતા હતાં કે માતાનો ખોળો બાળકનો પ્રથમ મદ્રસો હોય છે. આજના વૈજ્ઞાનિક વિશ્વએ પણ આ જ વાત સાબિત કરી દીધી. આપણા ઘરોમાં સ્ત્રીઓ અનૌપચારિક શિક્ષણના મહત્ત્વને જેટલુ સમજવું જોઇએ તેટલુ નથી સમજતી. તેથી આજે શિક્ષણનાં વિષયમાં અનૌપચારિક શિક્ષણ પર પણ પ્રકાશ નાંખવામાં આવશે.

## અનૌપચારિક (ઘરેલુ) શિક્ષણની શરૂઆત

બાળપણમાં શરૂઆતથી બાળકનું શિક્ષણ શરૂ કરી દેવુ જોઇએ. દાખલા તરીકે જયારે બાળક ટેકા વગર પોતે બેસી શકે અને સાંભળી શકે, તો માતાએ તેની સામે પુસ્તકો વાંચવાનું શરૂ કરી દેવુ જોઇએ. બાળક સમજે છે તેના અંદર પુસ્તક પ્રત્યેનો પ્રેમ પેદા થાય છે. આશ્ચર્યજનક વાત કે આ ઉંમરે બાળક જયારે માતા ને પુસ્તક વાંચતા જુએ છે તો તેની કાયમી યાદશક્તિમાં

આ વાત બેસી જાય છે કે આ કોઈ સારી વસ્તુ છે, જે મારી માતા કરી રહી છે. તો આવા બાળકમાં ભણતર પ્રત્યેનો પ્રેમ ઉત્પન્ન થાય છે. જીવનભર તેને પુસ્તકો પ્રત્યે પ્રેમ રહે છે. જેથી હાર્વર્ડ યુનિવર્સિટીમાં 13 વર્ષનો અભ્યાસ કરવામાં આવ્યો તો 13 વર્ષના સંશોધન પછી એ પરિણામ પર પહોંચ્યા કે ઘરનું અનૌપચારિક શિક્ષણ એ શાળાના ઔપચારિક શિક્ષણ કરતા વધારે સારું છે. એટલે કે બાળકને શાળાઓમાં મોકલીને શિક્ષકો પાસે ભણાવવા કરતાં શરૂઆતના વર્ષોમાં માતા જે ઘરમાં ભણાવે છે તે વધારે સારૂ હોય છે.

## અનૌપચારિક (ઘરેલુ) શિક્ષણની રીતો

માતા એ દરરોજ પુસ્તક વાંચીને સંભળાવવું, પ્રાણીઓના ચિત્રો બતાવવા, તેમના નામ કહેવા, ક–ખ–ગ અથવા એ.બી.સી.ડી. વાંચીને સંભળાવવી, ફૂલોના ચિત્રો બતાવવાં, તેમના નામ વાંચીને સંભળાવવા, જો બાળક બોલી શકતુ હોય તો તમે જે વાંચીને સંભળાવો તેમાંથી તેને પ્રશ્ન પૂછો, તો બાળક તમને તેનો જવાબ આપશે. તો ખબર પડશે કે બાળક કેટલું શીખી રહ્યું છે. બાળકની સામે પુસ્તકના પાના ખોલીને વંચાવો જેથી બાળકને ટેવ પડે કે પુસ્તકના પાના ખોલીને વાંચવામાં આવે છે. હજુ એક મહત્ત્વની વાત કે જયારે બાળકને લઈને કયાંક જવાનું થાય તો પોતાની આસપાસની વસ્તુઓ જરૂર વાંચે આ બાળકનો હરતો ફરતો મદ્રસો/શાળા હોય છે. દાખલા તરીકે દુકાનોના નામ અથવા ટ્રાફીકના નિશાન હોય છે. અથવા બીજા પ્રકારની જે વસ્તુઓ લખેલી હોય છે. અથવા સંખ્યાઓ લખેલ હોય છે. અથવા ઝડપ મર્યાદા લખેલ હોય. આ બધુ જ વાંચીને બાળકને સંભળાવવું. તેનાથી પણ બાળકની અંદર જ્ઞાન આવે છે. પછી એક જ પુસ્તક ન વાંચો પણ અલગ અલગ પુસ્તકો વાંચો જેથી બાળકનો શોખ પણ બદલતો રહે. એક વાત ધ્યાનમાં રાખો કે જયારે બાળક મોટુ થઈ જાય તો પણ તેની પાસે વાંચન કરાવો પણ એક તફાવત એ હોવો જોઈએ કે જે પુસ્તક તમે તેને વાંચવા માટે આપો તેને પોતે પણ વાંચી લો. અમુક પુસ્તકોમાં બહુ જ ઝેરી વસ્તુઓ હોય છે. શરૂઆતથી જ બાળકો પ્રેમ–મોહબ્બતની વાર્તાઓ (Love stories) વાંચવાનું શરૂ કરી દે છે તો આવી વાર્તાઓ વાંચવાથી બાળક બાળપણથી જ કંઈક અલગ જ વિચારોમાં જતું રહે છે. આથી આ દેખરેખ રાખવાની જવાબદારી માતાની હોય છે. દરેક માતા દરરોજ બાળકની

સામે પંદરથી વીસ મિનીટ વાંચન કરવાનું જરૂરી સમજે. વાંચનનો સૌથી શ્રેષ્ઠ સમય સુવાનો સમય હોય છે. સુતાં પહેલા બાળકને વાંચીને સંભળાવો અને બાળકની અંદર શોખ પેદા કરો તો આ વાતને બાળક સારી રીતે સમજે છે. વાંચનમાં માત્ર વાંચન ન હોય, વાંચન દરમિયાન જોકસ સંભળાવી દો, વાંચન દરમિયાન વાર્તા સંભળાવી દો, બાળકને હસાવી દો, તેને શોખીન બનાવી દો, પછી બાળક વાંચન કરવા બેસવાની આદતને સારી સમજે છે તેનાથી કંટાળતુ નથી.

## ભણાવવા માટેના વિષયો

હવે બાળકને અમુક વિષયોમાં ભણાવવું પડે છે. દાખલા તરીકે ભાષાનું શિક્ષણ. બાળકને કોઈ પણ ભાષા શીખવવી હોય તો એના વિશે અમુક વાતો યાદ રાખો કે ત્રણ વર્ષની ઉંમર સુધીમાં લગભગ બાળકો ત્રણ હજાર શબ્દો યાદ કરી લેતા હોય છે. હાવર્ડ યુનિવર્સિટીમાં કેથરીન નામનાં એક પ્રોફેસર હતા, તેણી ઘણા વર્ષોના સંશોધન પછી એ નિર્ણય પર આવ્યા કે જયારે માતા બાળકને નવા શબ્દો શીખવે છે, આ શબ્દની સાથે બાળકો નવા વિચારો અને કલ્પનાઓ પોતે જ શીખી લેતાં હોય છે. તેથી માતા બાળકને વધુને વધુ જાણકારી આપે. દાખલા તરીકે તમે કરિયાણાની દુકાન પર જાઓ તો બાળકને બતાવો કે આ બ્રેડ છે, પછી કહો કે બ્રેડ એ (Carbohydrate) હોય છે. તમને ધ્યાન નથી કે આ નાની ઉંમરમાં બાળકો આ નામ યાદ કરી લેશે. પછી તેણે કહો કે આ ચીકન છે અને ચીકન પોલ્ટ્રી કહેવાય છે. પ્રાણી સંગ્રહાલયમાં લઈને જાઓ તો તેને કહો કે સસ્તન પ્રાણી અને પેટે ચાલનાર પ્રાણી વચ્ચે શું તફાવત હોય છે. તો જયાં જયાં તમે જાઓ બાળકના જ્ઞાનનું સ્તર ઉંચુ લાવતા જાવ. બાળક તેને મગજમાં સંગ્રહ કરતુ જશે.

શરૂઆતમાં બાળક પાસે નાના શબ્દો બોલાવો. તેને બોલવાની તક આપો. કોઈ શબ્દ અથવા ફકરો ખોટો બોલે તો તેનું અપમાન કરશો નહી, તે ફકરાને સુધારીને બતાવો. જો બાળક બલ્યુને બાલુ કહે છે તો તે બાળક છે તેને વારંવાર ક્ષોભમાં મૂકવાની જરૂર નથી, થોડુંક મોટું થશે તો તે પોતે તેના ઉચ્ચારને સુધારી લેશે.

## ભાષા શિખવાની ઉંમર

બાળકો વિશે એવું કહેવામાં આવ્યું કે સૌપ્રથમ તેમની સામે એક જ

ભાષા બોલવી જોઈએ. તો બાળક જલ્દી બોલે છે. જો બાળકનો બે ભાષાઓથી સામનો થાય તો બાળકને બોલવામાં સમય વધારે લાગે છે. જયારે બાળક ત્રણ વર્ષનું થઇ જાય તો તે બાળક એક સાથે ત્રણ ભાષાઓ શીખી શકે છે. ગુજરાતી પણ શીખી શકે છે, ઉર્દૂ પણ શીખી શકે છે, અંગ્રેજી પણ શીખી શકે છે. Research has shown that bilingual are creative thinkers (સંશોધને એ સાબિત કર્યુ છે કે બે ભાષાઓ બોલનાર સર્જનાત્મક વિચારો ધરાવતા હોય છે) તો જે બાળકો બે ભાષાઓ બોલે છે તેમના વિચારો સારા હોય છે. આ એક નિયમ છે કે તમે બાળકને જે ભાષા શીખવવા માંગો છો, બાળકને તે ભાષાની અંદર ઘેરી લો. પોતે પણ તે ભાષા બોલો તેની નજીકના લોકો પણ તે જ ભાષા બોલે. આને Language immersion program (ભાષામાં ડુબાડવાનો કાર્યક્રમ) કહે છે. જયારે તમે બાળકને એવા વાતાવરણમાં મુકી દેશો કે જયાં ચારે તરફ તે જ ભાષા હશે, તો બાળક સરળતાથી શીખી જાય છે. ઘરમાં બાળક માટે ભણતરનું વાતાવરણ બનાવવું ખૂબ જ જરૂરી છે. બાળક બીજાઓની વાતચીતથી પણ ખૂબ જ શીખે છે. ત્રણ વર્ષ પછી તમે બાળકને બે ભાષાઓ શીખવી શકો છો. તેને કહો કે જો 'અચ્છા' ઉર્દૂમાં કહેવાય તેને અંગ્રેજીમાં Good કહેવાય છે. તો તેનાથી બાળક સરળતાથી શીખી જશે. અને જો બાળક થોડુક મોટુ થઇ રહ્યું છે તો તેને કંઇક સંભળાવી દો. તેનાથી બાળકનો બોલવાનો અંદાજ ઘણો સારો થઇ જાય છે.

વિજ્ઞાનથી એ સાબિત થયુ છે કે બે વર્ષનું બાળક ઝડપથી શીખી શકે છે. એટલે કે જો આપણે બે વર્ષ પછી બાળકને કીરાઅત શીખવવા ઇચ્છીએ તો તે બાળક કીરાઅત શીખી શકે છે. એક આશ્ચર્યજનક વાત છે, પશ્ચિમી દેશોમાં જે બાળકોનો અવાજ સુંદર હોય છે તેમને ત્રણ વર્ષની ઉંમરથી જ ગાયક બનાવવાનું શરૂ કરી દે છે. અને આ માટે તેઓને વ્યવસ્થિત શિક્ષણ આપવાનું શરૂ કરી દે છે.

## નવા જમાનાની નવી રીતની ABCD

પરંતુ માહોલ એવો હોય છે કે એવુ લાગે છે કે આજના કોમ્પ્યુટર યુગમાં બાળકો A for Apple થી શબ્દો શીખી શકશે નહી, પરંતુ એવુ લાગે છે કે આજના યુગમાં મુળાક્ષરો જ નવા હશે. આપણે બોલીએ છીએ A for Apple, B for Ball, C for Cat. હવે જુઓ આજના જમાનાની ABCD કેવી હોય શકે.

A for Apple phone
B for Bluetooth
C for Chatting
D for Download
E for E-mail
F for facebook
G for Google
H for Hotmail
I for i-pad
J for Java
K for Kingston
L for Laptop
M for Message
N for Nokia
O for Orkut
P for Print
Q for Quick time
R for RAM
S for Skype
T for Touch screen
U for USB
V for vista
W for wifi
X for XP
Y for youtube
Z for Zamelot

## આ બહુ જ સાવધાન રહેવાનો જમાનો છે.

**આ ઈન્ટરનેટનો જમાનો છે. આજે શૈક્ષણિક સ્તરનો ફરક બહુ જ છે. આપણે વાત કંઈક અલગ રીતથી કરતા હોઈએ છીએ અને બાળકો પોતાના મગજથી કંઈક અલગ જ વિચારતા હોય છે. શૈક્ષણિક સ્તરનો બહુ મોટો ફરક હોય છે. આ એવું જ છે જેમ કોઈ શિક્ષક ભણાવી રહ્યા હતા કે શાહમૃગ એક પ્રાણી છે, તે બહુ જ મજબુત હોય છે, સીધું સાદુ હોય છે, તે દરેક વસ્તુ ખાઈ લે છે, તેને દરેક વસ્તુ પચી જાય છે, તે ઓછુ જોવા મળે છે. તો જયારે આ લક્ષણો બાળકોએ સાંભળ્યા તો એક છોકરી બીજી છોકરીને કહેવા લાગી કે શાહમૃગમાં સંપૂર્ણ પતિના લક્ષણો હોય છે. આમ બાળક કંઈક અલગ વિચારે છે. મોટાઓ કંઈક અલગ વિચારે છે. દસમાં ધોરણના બાળકોને શિક્ષકે એક ફકરો આપ્યો, શિક્ષકે કહ્યું કે વાક્ય પુરૂં કરો. વાક્ય શું હતું,** Early to bed **(જે જલ્દી સુઈ જાય)** Early to rise **(તે જલ્દી ઉઠી પડે)................? તો બાળકે શું લખ્યું ખબર છે? તેણે લખ્યું કે** This man has no interest in his wife **(આવા માણસને તેની પત્નિમાં કોઈ રસ નથી)**

**(‘‘જબ ઈન્ટરનેટ પઢાતે હો પિરીઅડવાર કાલિજમેં**
**તો ઉંચા કયું ન હો મેઅચાર તાલીમકા કાલિજમેં**
**અગર યે દૂસરે મશરૂબ મહેંગે નહી મિલતે**
**મગર ચલતા હૈ અકસર શરબતે દીદાર કાલિજમેં**

વો ડીગ્રી કે બજાયે ''મેમ'' કો લેકર લોટ આયા
મિલા થા દાખલા જિસકો સમંદર પાર કાલિજમેં'')

તો આજના વાતાવરણના કારણે બાળકનું પોતાના ધ્યેય (લક્ષ્ય)થી હઠી જવું બહુ જ સરળ થઇ ગયું છે. હવે માં ની જવાબદારી વધી ગઇ, બાપની જવાબદારી વધી ગઇ કે તેઓ બાળકને બાળપણમાં એવા વાતાવરણમાં રાખે કે ખરાબ વસ્તુઓની જાણકારી તેમના મગજમાં ન જઇ શકે.

## આનંદમય શિક્ષણ

હવે આગળની વાત છે, બાળકના અંદર ગણિત કૌશલ્યો વિકસાવવી. જરા વિચારો! આપણી ચારે બાજુ ગણિત જ ગણિત છે. આપણે બોલતી વખતે કહીએ છીએ, કેટલી સંખ્યા? કેટલી લંબાઇ? કેટલી વાર? આ બધુ ગણિત છે. સામાન્ય રીતે ત્રણ વર્ષથી પહેલા બાળકો દસથી વીસ સુધીની ગણતરી સરળતાથી શીખી શકે છે. આજના જમાનામાં ગણિતને ભણાવવાનું મહત્વ વધારે છે. તેથી બાળકને રમકડા એવા લાવીને આપો કે જેનાથી તમે બાળકને ગણતરી શીખવી શકો. માપણી શીખવી શકો, સરખામણી કરતા શીખવી શકો, આકારો શીખવી શકો, તેને કહે છે ''જ્ઞાન સાથે ગમ્મત''. બાળક રમે છે અને શીખે પણ છે. પછી ખાસ રીત જયારે જમવાનો સમય થાય છે તે બાળકનો ગણિત શીખવાનો શ્રેષ્ઠ સમય હોય છે. તે સમયે બાળકને સાથે રાખો તેને બતાવો એક છરી, છ ચમચીઓ, દસ રકાબીઓ. તેમજ સીડી ચઢતી વખતે તેને કહો કે જુઓ આપણે આટલી સીડીઓ ચડી ગયા છીએ. નાસ્તાની વસ્તુઓ મુકો તો બાળકને ગણવા માટે કહો અને પુછો કેટલા મહેમાન આવ્યા છે? બાળકને ચોરસ, ત્રિકોણ, વર્તુળની ઓળખ પોતાની આસપાસની વસ્તુઓ દ્વારા કરાવો.સ્ત્રીઓ રસોડામાં જે ખોરાક બનાવે છે તે તો વિજ્ઞાન અને ગણિતનું જ કામ હોય છે. તેથી જ ફ્રેન્ચ લોકો તેમના બાળકોને રસોડામાં તેમની સાથે રાખે છે. તેમને નાની મોટી વાતો શીખવતા રહે છે. કંઇક ન કંઇક કામ કરવા માટે આપતા રહે છે. બાળક વિજ્ઞાન અને ગણિત શીખતુ રહે છે. દાખલા તરીકે આ વસ્તુનું આટલું માપ કરીને મને આપ, મને આ ફલાણી જગ્યાએ નાંખવાનું છે, બાળકને કહે છે કે ફ્રીજમાંથી આ વસ્તુ આટલી લઇને આવ, તો તમે જોશો કે બાળક બહુ જ જલદી આ વસ્તુ શીખી જશે. અને માશાઅલ્લાહ અમુક સ્ત્રીઓ તો એટલો

બધો સમય રસોડામાં કામ કરે છે કે તેમનું સરનામું જ રસોડું હોય છે.

## ગણિત ભણાવવાની રીતો

એક તો માતા રમત દ્વારા બાળકને ગણિત શીખવે, પછી જો તેનાથી ઉપર જવુ હોય તો એક પ્રોગ્રામ છે Razkids જેમાં બાળકો મનોરંજન દ્વારા ગણિત શીખે છે. બાળક રમત આધારિત ગણિત શીખે છે. તો શરૂઆતમાં બાળકને તેનાથી પણ ફાયદો થઈ શકે છે. જો ત્યાર પછી બાળકને ગણિતમાં વધારે આગળ વધારવું હોય તો Khan academy નો એક પ્રોગ્રામ છે, આ એક પાકિસ્તાની છોકરો હતો, જેણે તેના કઝીનને અમુક વિષયો ભણાવવાના હતા, તો તેના માટે તે છોકરાએ નોંધપોથીઓ બનાવી. પછી તેને વિડીયો દ્વારા સમજાવ્યા. પણ હવે તે એક બહુ સરસ પ્રોગ્રામ બની ગયો છે. હવે આ પ્રોગ્રામ youtube પર દરેક વિષય વિશે મફતમાં મળે છે. તે વેબસાઇટનું નામ છે khanacademy.com જો બાળકોને તેનાથી પણ વધારે આગળ વધારવું છે તો એક જાપાની પ્રોગ્રામ છે brain o brain આ પ્રોગ્રામ ઉચ્ચ શિક્ષણ અને કુશળતા અને અનુભવ માટે બહુ જ સારો પ્રોગ્રામ છે. પરંતુ આ પ્રોગ્રામ ૫ થી ૧૫ વર્ષના બાળકો માટે છે. તેમાં by utilization of abacus (મણકા ઘોડીનો ઉપયોગ) કરીને whole brain development (મગજનો સંપૂર્ણ વિકાસ) શીખવે છે. જેથી બાળકનો પુરો મગજ આ વિષયને શીખવા માટે ઉપયોગમાં લઇ શકાય. જો બાળકને આનાથી પણ સારી સપાટીએ પહોંચાડવું હોય તો એક પ્રોગ્રામ છે cumen આ એક જાપાની વૈજ્ઞાનિક હતો તેણે 1954 માં Usaka માં આ પ્રોગ્રામ શરૂ કર્યો હતો. પછી બાદમાં અમેરીકાના વૈજ્ઞાનિકોએ આ પ્રોગ્રામ પર વધારે મહેનત કરી તો તે અમેરીકી પ્રોગ્રામ તરીકે ઓળખાવવા લાગ્યો. તેમાં બાળકને બાદબાકી, ભાગાકાર, ગુણાકાર, અપૂર્ણાંક સંખ્યાઓની ગણતરી શીખવે છે. નાનકડું બાળક ગણતરીના પ્રશ્નોના જવાબ આપી દે છે. તો ગણિત શીખવવા માટે બહુ જ સારો પ્રોગ્રામ છે. બાળકોની માતાઓ આ વાતોને સારી રીતે યાદ કરી લે. એવી જ રીતે જયારે બાળક પાસે બેસો તો બાળકને પોતાની આંગળી પર ગણતા શીખવાડો તેને કહેવાય છે, પરસ્પર કામ કરવું. તો બાળકો તેમની આંગળીઓના વેઢાઓ પર જ આ ગણતરી ગણે છે અને તેમને તેનો સારો શોખ પણ હોય છે. તમે ગણિતમાં બાળકને પાયાના નિયમો શીખવો, ગોખાવશો નહી. માત્ર યાદ જ ન કરાવો

પણ એટલુ જુઓ કે બાળક કેવુ શીખી રહ્યું છે? જયારે એક વસ્તુ શીખી લે પછી તમે તેને આગળ વધારો. દાખલા તરીકે તમે સફાઇ કરી રહ્યા છો તો બાળકને કહો કે બેડરૂમમાં કેટલી ખુરશીઓ છે? કેટલા ચાર્ટ દિવાલ પર લાગેલા છે? આ રૂમમાં બલ્બ કેટલા લાગેલા છે? હવે આ વસ્તુઓ કરવાથી બાળક માતા સાથે ખુશ રહે છે. સમય પણ પસાર થાય છે અને બાળકને ગણિત આવડતું જાય છે. જયારે બાળક તમારા કોઇ પ્રશ્નનો સાચો જવાબ આપે તો તેને તેનું ઇનામ આપો. તેની તરફ વ્હાલથી જોવું પણ એક ઇનામ છે. પ્રેમભરી આંખોથી તેની સામે જોઇને હસવુ પણ એક ઇનામ છે. બાળકને વ્હાલ કરવું એ પણ એક ઇનામ છે. ઇનામમાં માત્ર રૂપિયા કે વસ્તુ નથી હોતુ તેને શાબાશી આપવી, હિંમત વધારવી પણ બાળક માટે ઇનામ હોય છે.

બાળકને મધ્યમ ઝડપે ભણાવતા રહો. એટલી વધારે ઝડપ ન હોય કે બાળક તેને બોજ સમજે. તમે કોઇ મુસાફરીએ જાઓ તો મુસાફરી દરમિયાન પણ પંદરથી વીસ મિનિટનો સમય ફાળવીને બાળકની સાથે વાંચનની એક બેઠક જરૂર કરવી જોઇએ. જયારે તમે બહાર હોવ તો બાળકને પ્રશ્ન જરૂર પુછતા રહો દાખલા તરીકે આ વસ્તુની કેટલી કીંમત લખેલી છે? બોલ ટેકસીવાળાએ કેટલુ ભાડુ માંગ્યું? બોલ આ ટીકીટની કિંમત કેટલી છે? અહીંયા કેટલા માણસો બેઠા છે? આ પ્રકારના પ્રશ્નો બાળકને પ્રવૃત્તિ પણ આપે છે અને બાળકને મગજમાં ગણિતનું મહત્વ પણ સમજાય છે.

## ઇલ્મે દીનનું ભણતર

આગળ છે દીની ઇલ્મ (ધર્મનું જ્ઞાન)માં પાવરધા

દીની ઉલૂમ (ધાર્મિક શિક્ષણ) વિકાસની એક રીત તો એ છે કે બાળપણથી જ બાળકને ફઝાઇલે આમાલ અને હિકાયતે સહાબા(રદી.) સંભળાવો. જેટલી ફાયદાકારક આ બે કિતાબો છે કદાચ બાળકો માટે બીજી કોઇ કિતાબ આપલી ફાયદાકારક નહી હોય. આથી દરેક માતાએ બાળપણથી જ ફઝાઇલે આમાલની હદીષો સંભળાવવી જોઇએ, વાર્તાઓ સંભળાવો. તો ફઝાઇલની હદીષોથી થિયરી મળી જશે, હિકાયતથી પ્રેકટીકલ મળી જશે. તો બાળકની અંદર દીન પ્રેત્યે એક પ્રેમ પેદા થશે. આગળ વધો તો કસસુન્નબીય્યીન સંભળાવો. હઝરત મુસા(અલૈ)નો કિસ્સો આવો હતો, હઝરત યુનુસ(અલૈ.)નો કિસ્સો આવો હતો અને આગળ વધો તો બુઝુર્ગોની

તકરીરો (ભાષણો) પણ સંભળાવો. નઅત પણ સંભળાવો. નમાઝ પઢતા શીખવો. આ બાળકની દીની બાબતો વિશે અનૌપચારિક કેળવણી છે. જો તમે આનાથી વધારે આગળ વધવા માંગો છો તો અકાઇદ, હદીષ, ફીકહ, અદબ વિશે દક્ષિણ આફ્રિકાના ઉલમાઓની કિતાબો છે. જેને ''તસ્હીલ સીરીઝ'' કહે છે. તો માતા આ પુસ્તકો વાંચીને સંભળાવે. જે દેશોમાં ઉલમા હોતા નથી અમેરીકા, યુરોપ વગેરે દેશોમાં ત્યાં અમે જોયું કે સામાન્ય રીતે રવિવારના દિવસે શાળાની રજા હોય છે તો રવિવારે આ જ બાબતો પઢાવો અને લગભગ દુનિયાના દરેક દેશોમાં જે મકતબની વ્યવસ્થા હોય છે તે અમને તાલીમમાં સૌથી શ્રેષ્ઠ લાગે છે. અલ્લાહ આ ઉલમાને સારો બદલો આપે, જેમણે આ મકતબની પ્રથા શરૂ કરી કે યુરોપ, અમેરીકા જયાં પણ જાઓ મકતબની વ્યવસ્થા ત્યાં છે. જયાં આ મકતબની વ્યવસ્થા છે ત્યાં બાળકોની પ્રાથમિક દીની તાલીમ બહુ જ મજબુત હોય છે. જો તેનાથી પણ ઉપર જવુ હોય તો બાળકને કોઇ આલીમની પાસે મોકલો, કોઇ જામિઆમાં મોકલો, ઉસ્તાદ પાસે કાયદેસર તે કિતાબ પઢે, કુર્આન પઢે, તર્જુમા પઢે. તો જામીઆમાં જવુ એ ઇલ્મે દીન માટે અત્યંત જરૂરી છે. આજકાલ અમુક દેશોમાં જામીઆ પણ નથી અને ઉસ્તાદ પણ નથી તો પછી જો બાળક મોટુ થઇ જાય તો તેને ઇન્ટરનેટ દ્વારા પણ દીની તાલીમ અપાવી શકો છો. જેમ કે ઘણા બધા પ્રોગ્રામ છે. Almuallim છે, ilmessential છે વગેરે. આવા પ્રોગ્રામ કે જે સાચા ઉલમાઓએ શરૂ કર્યા છે અને તેઓ ઇન્ટરનેટ પર પણ બાળકને સારી રીતે પઢાવી શકે છે. આ પણ એક શકય પ્રયત્ન છે.

## ટેકનોલોજી શિક્ષણ મેળવવાનું એક સાધન

આપણે ટેકનોલોજીના જમાનામાં છીએ અને આજના જમાનામાં બાળકને ટેકનોલોજીથી દૂર રાખી શકતા નથી. જો તમે વધારે કડકાઇ કરશો તો બાળક મોટુ થઇને એ રીતે ભાગશે જેમ કે કોઇ જેલમાંથી નિકળીને ભાગે છે અને પહેલાથી પણ વધારે ખરાબ થઇ જશે, તેથી તમારા નિરિક્ષણ હેઠળ બાળકને ટેકનોલોજી શીખવો જેથી જરૂરતના સમયે તેનો ઉપયોગ કરી શકે.

## કોમ્પ્યુટર અને વિડીયો ગેમ વિશે એક વાત

પહેલો મુદ્દો કે બાળકને ત્રણ વર્ષ સુધી વિડીયો ગેમ અને આવી

વસ્તુઓથી બચાવો, કારણ કે ફીલ્ટર ડેવલપ થતા નથી. જો ત્રણ વર્ષ પછી બાળક સ્ક્રીન પર રમે છે. તો તેનાથી બાળકમાં હાથ અને આંખોનો તાલમેલ પેદા થશે પછી બાળક જરા મોટુ થાય તો કોમ્પ્યુટર પ્રોગ્રામ શીખવો. તેની રીત એ છે કે સૌ પ્રથમ બાળકને ટાઈપીંગ શીખવો, પછી તેણે window નો office પ્રોગ્રામ શીખવો. પછી Excel અને આ પ્રકારના બીજા પ્રોગ્રામ શીખવો. પછી બાળકને website ડીઝાઈન કરતા શીખવો, programming શીખવો, પછી App development શીખવો. પછી તેને Robotics રોબોટ બનાવવું અથવા Graphic design માં લઈ જાવ. અમે જોયું કે જે બાળકો ડીઝાઈનીંગમાં પડી જાય છે પછી તેઓ ગંદી વેબસાઈટો તરફ જતા નથી. એવો શોખ તેમની અંદર પેદા થાય છે કે તેઓ કલાકો સુધી Graphic development માં બેસી રહે છે. તો બાળકને ખરાબ વેબસાઈટથી બચાવવાની આ પણ એક રીત છે. બાળકને અમુક વસ્તુઓ શીખવાડીને એવો શોખમાં નાંખી દો કે જેમાં તે પોતાની વસ્તુઓ ડીઝાઈનીંગ કર્યા કરે અને તે ગંદી વેબસાઈટ પર જવાથી બચી જાય.

## બાળકને નિર્ણય લેવાનો અને પસંદગીનો હક આપો

હવે આગળનો મુદ્દો છે બાળકની કેળવણી વિશે, કેળવણી વિશે એ વાત ધ્યાનમાં રાખો કે જયારે બાળક જરા પણ મોટુ થઈ જાય તો તેને નિર્ણય લેવાનો અધિકાર અને મોકો આપો. દાખલા તરીકે બાળકને પુછો કે તને ચાલવું છે કે દોડવું છે? સીટ પર જમણી બાજુ બેસવું છે કે ડાબી બાજુ? ઘરે અત્યારે જવું છે કે દસ મિનિટ પછી? તો બાળકને પસંદ કરવાનો અધિકાર આપો. આમ કરવાથી બે ફાયદાઓ થશે, એક તો જયારે બાળક પોતે નિર્ણય કરશે તો તે સંતુષ્ટ થશે, બીજુ બાળકમાં આત્મવિશ્વાસ વધે છે. તેની અંદર નિર્ણય લેવાની શક્તિ પેદા થાય છે. તેનો આંતરિક ઉત્સાહ વધી જાય છે. તે બાળકમાં ચતુરાઈ પેદા થાય છે. તે બાળકમાં જવાબદારીની ભાવના વિકસે છે. આશ્ચર્યજનક વાત કે આ એક નાનો મુદ્દો છે પણ બાળકમાં કેટલીક વસ્તુઓ પેદા થઈ જાય છે. અમે જોયું ઘણી બધી સ્ત્રીઓ બાળકને પસંદગીનો અધિકાર આપતી નથી, તેઓ એવું સમજે છે કે આ બાળકો લોખંડના મશીનની જેમ છે, જે કહેશે તે જ કરશે, પણ એવું નથી થતુ, બાળકને નિર્ણય લેવાનો અધિકાર આપો, પછી જુઓ બાળક સતાવે

પણ નહી. બાળકો વિશે આ વાત સાંભળી લો કે નવ માસનું બાળક પુરી દુનિયામાં જેટલા પણ સજીવ છે તેમનાથી વધારે બુધ્ધિશાળી બની જાય છે. નવ મહીનાની ઉંમરમાં બાળકનો મગજ એટલો વિકસી થઇ જાય છે કે દુનિયામાં જેટલા સજીવ છે તેમનાથી તેની યાદશક્તિ સૌથી વધારે થઇ જાય છે. તો બાળકને પોતાની બુધ્ધિનો ઉપયોગ કરવાની તક આપો.

## વચગાળાના વ્યવહારથી બાળકોની કેળવણીની રીત

બાળકને શિસ્ત પ્રેમથી શીખવો. માત્ર વાતો કરવાથી બાળકો શિસ્ત નથી શીખી શકતા. એક નિયમ યાદ રાખો કે બાળકો તે માતા–પિતાને પસંદ નથી કરતા જેઓ ખુબ જ પ્રેમ આપીને તેમને બગાડી દે છે. બાળકો કહે છે કે તેઓ (માતા–પિતા) અમારી અવગણના કરે છે. બાળપણમાં તેઓ ખુશ થશે. જયારે થોડાક મોટા થશે તો કહેશે અમે ઘરમાં રહેતા હતા. બીજા બાળકો સાથે ખરાબ હરકતો કરતા હતા અને માતા ધ્યાન જ નહોતી આપતી. તેઓ એવુ નહી સમજે કે માતા એ આઝાદી આપી હતી. તે બાળક કહેશે માતા એ મારી અવગણના કરી હતી. તો તમારી આપેલી આઝાદીને બાળક એવું વિચારશે કે માતા એ મને નજર અંદાઝ કરી હતી અને હું ખરાબ થઇ ગઇ  તો બાળકને પ્રેમથી રાખો પણ પ્રેમની એક હદ છે. કાયદાઓ વિશે તેમની સાથે કડકાઇ પણ કરો. વિજ્ઞાને એવુ સાબિત કર્યુ છે કે બાળકો એવા માતા–પિતાથી વધારે પ્રેમ કરે છે. જે બાળકને પ્રેમ પણ આપે અને જરૂર પડે તો કડકાઇ પણ કરે કે બાળકો તેને સારુ સમજે છે. તેથી દુનિયામાં જેટલા વિજેતા લોકો થઇ ગયા કોઇ પણ ક્ષેત્રમાં રમતમાં, શિક્ષણમાં જોવામાં આવ્યું કે તેમાંથી દરેક બાળક પર માતા–પિતા, શિક્ષક અથવા એવા પ્રશિક્ષકની અસર વધારે હતી જે નરમ તો હતો પણ જરૂરત પડે તો ખુબ જ કડક પણ હતા. તો શિક્ષકની નરમી અને કડકાઇએ તેને એટલો નિપુણ બનાવી દીધો કે તે વિશ્વનો એક વિજેતા બની ગયો. તો સારી માતા તે જ છે, જે બાળકને પ્રેમ પણ આપે અને જરૂર પડે તો કડકાઇ પણ કરે.

## માત્ર બોલવાથી નહી કામ કરીને કેળવણી કરી શકાય છે.

એક છેલ્લી વાત કે બાળકને સારી આદતો બતાવવાની નહી પણ સારી આદતો શીખવવાની જરૂરત છે. બીજી વખત સાંભળો બાળકને સારી આદતો બતાવવાની નહી પણ સારી આદતો શીખવવાની જરૂરત છે. પોતે તે

કામ કરીને બતાવો તો બાળક તેને ઝડપથી શીખશે. તેથી જ કોઇએ ખૂબ સારી વાત કહી Religion must not only be talked it must bi taught દીન(ધર્મ) માત્ર ભણાવવાનું નહી, દીન પર અમલ કરીને બતાવો જેથી બાળક તેની ઉપર અમલ કરવાવાળુ બની જાય અને શરૂઆતમાં આ કામ માં કરી શકે છે. તેથી મેં ઝિક્રો સુલૂક બાળપણમાં મારા ફારસીના શિક્ષક પાસેથી શીખ્યું છે. અમારા એક મુફતી સાહેબ હતા જેઓએ બહુજ બાળપણમાં એક પંદનામા પઢાવી હતી અને એટલું કહ્યું હતું કે એક બહુ મોટા વલી(સૂફી) હતા. જેમનું નામ ખ્વાજા ફરીદુદ્દીન અત્તાર હતું. જેઓએ તઝકીરતુલ અવલીયા નામનું પુસ્તક લખ્યું, તેમણે જ પંદનામા પણ લખી છે. તો જયારે બાળપણમાં મને ખબર પડી કે આ એક વલીની કિતાબ છે અને તેમાં અવલિયાની વાતો છે. હવે માતા–પિતા પાસેથી સૂફી–સંતોની વાતો સાંભળતો હતો તેથી એક શોખ પેદા થઇ ગયો, હવે જયારે મેં બાળપણમાં પંદનામાને વાંચ્યુ તો એવું લાગ્યુ કે પુરુ તસવ્વુફ તે જ વખતે ઘુંટીમાં પડી ગયું હતુ. પછી જીવનના બીજા ભાગમાં તેનું વિસ્તરણ જ વાંચ્યુ છે. પછી મેં તસવ્વુફ મારા માતા–પિતાના જીવનમાં વાસ્તવિક રીતે જોયું.

## બાળપણની અમુક બોધદાયક ઘટનાઓ

હું (લેખક) મારી માતા પાસેથી ઘણી બધી વાતો શીખ્યો. તેમાંથી ત્રણ વાતો મુખ્ય છે, પ્રથમ વાત છે દુનિયાથી બે–રગ્બતી (દુનિયાથી મન હટાવી લેવું) એટલી બધી બે રગ્બતી કે હું જયારે ફેકટરીમાં મેનેજર હતો, મારો બહુ જ પગાર હતો. હું મારી માતાને પણ આપતો હતો, મારી માતા એ પુરા જીવનમાં કયારેય પૈસા માંગવાની વાત જ નથી કરી. તમને આશ્ચર્ય થશે કે સમગ્ર જીવનમાં માણસની કયારેક સારી હાલત, કયારેક ખરાબ હાલત, કયારેક આ જરૂરત કયારેક પેલી જરૂરત, મેં મારા આખા જીવનમાં મારી માતાના મુખે એવુ નથી સાંભળ્યું કે બેટા! મને આ જોઇએ છે, મને આટલી જરૂરત છે. જે હું તેમના ખિસ્સામાં નાંખી દેતો હતો, મારી માતા કયારેય ગણતરી પણ નહોતી કરતી. તો મારી માતાની આ આદતથી મારા મનમાં દુનિયાની એટલી બેરગ્બતી આવી કે હું કહી નથી શકતો. ઝુહદ (થોડી વસ્તુથી સંતોષ કરી લેવો) મા એ શીખવી દીધો. નહીંતર સ્ત્રીઓ તો તેમના છોકરાઓને કહે છે, આટલો પગાર છે તો આટલા પૈસા મને આપ

આટલા પૈસા ત્યાં આપી દે પરંતુ મારી માતાના આ કાર્યએ મને એવું શીખવાડ્યું કે દુનિયાથી બેરગ્બતી જ ખરી વિલાયત છે.

બીજી વાત છે મહેમાન નવાજી (મહેમાનોનો આવકાર), મારી માતા એટલી મહેમાન નવાજ હતી કે અમે આશ્ચર્યચકિત થઇ જતા હતા. ત્યાં સુધી કે મહેમાન આવતા હતા, તો ઘરનું ભોજન જે રાંધેલુ હોય બધું જ તેમને ખવડાવી દેતી હતી. બાળકો માટે બીજીવાર ફરીથી રાંધતી હતી અને અમને ઇશારો કરતા કે ખબરદાર તમારામાંથી કોઇ વાત કરશો નહી. તમે એક ઓરડામં જઇને બેસી જાઓ. મહેમાનને લાગતુ પણ નહતું કે આ ભોજન બાળકો માટે બનાવેલ છે. મહેમાન નવાજીની હદ જુઓ મને આજે પણ યાદ છે, જયારે મારી ઉંમર બે કે અઢી વર્ષ હશે, મારાથી મોટી મારી બહેન છે, જેની ઉંમર મારા કરતાં બે વર્ષ વધારે હશે, એટલે તેની ઉંમર ચાર વર્ષની હશે. શિયાળાની એક રાત્રે અચાનક અમારા અમુક ઓળખીતા લોકો તેમના ગામમાં તેમનો કોઇ માણસને હાર્ટ એેટેક આવવાથી તેને લઇને શહેરમાં આવ્યા હતા. તેમને અચાનક અમારા ઘરનું બારણું ખખડાવ્યું, મારા મોટા ભાઇ બહાર નીકળ્યા તો ખબર પડી કે ઓળખીતા લોકો છે, 25 થી 30 મહેમાન આવી ગયા છે. હવે દરેક ઘરમાં 25 થી 30 લોકોને સુવડાવવાની સગવડ તો હોતી નથી. પરંતુ મારી માતા એ તે જ સમયે દરેકને અલગ અલગ ઓરડામાં પથારી કરી આપી બાળકો પાસે જે પથારીઓ હતી તે પણ તેમને આપી દીધી. મારી માતાએ મારી મોટી બહેનની શાદી માટે દહેજ તૈયાર કર્યુ હતુ, દહેજ માંથી નવી રજાઇઓ, નવા ધાબળા પણ તેમને આપી દીધા. હવે અમે હેરાન થઇને જોઇ રહ્યા હતા કે મહેમાનોએ ફોન કરવો જોઇતો હતો, મહેમાનો વિચારતા કે રાતનો સમય ત્યાં જવાનો છે કે નહી? અમારા મગજમાં પ્રશ્નો ઉત્પન્ન થતા હતા અને એ માતા હતી કે બસ, મહેમાન આવી ગયા છે, તેમને જલ્દી સુવડાવો, તેમને જલ્દી સુવડાવવા મારી માતાએ આખા ઘરની પથારીઓ અને ધાબળા ચાદરો તે 25-30 સ્ત્રીઓ અને પુરૂષોને આપીને તેમને સુવડાવી દીધાં, ત્યારે હું અને મારી બહેન અમે બંને એક જગ્યાએ બેસીને ઠંડીથી ધ્રુજતાં હતાં. મારી માતા આવ્યા અને કહેવા લાગ્યા બાળકો હવે તમે પણ સુઇ જાઓ. માતાએ અમને સુવડાવી દીધા તો ઘરમાં ઘઉંનો કોથળો ખાલી પડી રહ્યો હતો. મારી માતા એ તે લાવીને

અમારા બંનેની ઉપર નાંખી દીધો. અમે ઠંડીની તે રાત ખાલી કોથળાથી પસાર કરી. પરંતુ માતાએ શીખવાડી દીધું કે બેટા! મહેમાન નવાજી કોને કહેવાય.

પછી પોતાના સારા કાર્યોને છુપાવવાનું માતા પાસેથી શીખ્યો. માતાની અનોખી ટેવ હતી, તેમની પાસે જે કંઇ હોય તે કોઇ જરૂરતમંદને આપી દેતાં હતા. આ તેમની ટેવ હતી . અમને ખબર પણ ન હતી કે કોને કોને તેઓ આપે છે. પરંતુ તેમના મૃત્યુ પછી બે ઘટનાઓ જયારે સામે આવી તેનાથી આશ્ચર્ય થયું કે તેઓ તેમના સારાં કાર્યોને કેવી રીતે છુપાવતા હતા. પ્રથમ ઘટના કે તેમના મૃત્યુના એક અઠવાડીયા પછી એક સ્ત્રી આવી અને ઘરમાં આવીને તે મારી બહેનની સામે બહુ રડવા લાગી અને કહેવા લાગી કે હું તમારી માતા પાસે દુઆ કરવવા માટે આવી છું, કેમકે મારો પતિ મને ખર્ચ નથી આપતો, આ નથી કરતો, હેરાન કરે છે, સતાવે છે, મારે છે, તો તમારી માતાએ દુઆ પણ કરી, ત્યાર પછી તેમણે દર મહીને મને ખર્ચના પૈસા પણ આપવાનું શરૂ કરી દીધું. પછી કહ્યું કે તુ મારા માટે પુત્રી સમાન છે. માતા પોતાની દીકરીને પૈસા આપે છે. કોઇ એવી વાત નથી. તું કોઇને કહેતી નહી, બસ તુ મારી પાસેથી આવીને લઇ જજે. તો તમારી માં મને દર મહીને કંઇક ને કંઇક ખર્ચ આપતાં હતાં, તેનાથી મારો પરચુરણ ખર્ચ નીકળી જતો. તે સ્ત્રી કહેવા લાગી કે એક વખત હું એવા કામમાં લાગી ગઇ કે હું તમારી માતા પાસે આવી શકી નહી અને તમારી માતા પણ મારી પાસે આવી શકતાં નહોતાં કારણ કે અંતર વધારે હતું, કુદરતી રીતે મારી બહેન તમારી માતા પાસે દુઆ કરાવવા માટે ગઇ તો દુઆ કરાવ્યા પછી તમારી માતાએ તેને પૈસા આપ્યા અને કહ્યું કે આ તમારી બહેનના પૈસા, જે મને આપવાના હતા. હું પહેલા તેને આપી શકી નહી. મારા તરફથી માફી માંગી લેજો અને તેને પહોંચાડી દેજો. મારી બહેન આવી અને તેણે મને પૈસા આપ્યા અને કહ્યું આ તારા પૈસા આપ્યા છે અને વિલંબ થવા બદલ તેઓએ માફી પણ માંગી છે. હું વિચારતી રહી કે મને તો પૈસા લેવાના ન હતા. ત્યાર બાદ મારી તેમની સાથે મુલાકાત થઇ, તો મેં કહ્યું કે માતા! તમે મને આ કેવા પૈસા મોકલ્યા છે? મારૂ તો દેવુ હતું નહી, તો તમારી માતા એ કહ્યું કે જો તે તારી બહેન હતી જો હું તેને કહેતી કે હું તારી બહેનને આ પૈસા આપું છું, તો તેની

નજરમાં તારુ જે માન છે તે ઓછું થઇ જતું મેં એવું કહ્યુ કે મને તારી બહેનને પૈસા આપવાના છે, જેથી તારી બહેન એવું સમજે કે આ દેવુ છે જે હું તને પરત આપુ છું, નેકી પણ એવી રીતે કે બીજા લોકોને ખબર પણ ન પડે.

અને બીજી ઘટના મને મારી મોટી બહેને કહી કે માતા માંદગીના છેલ્લા દિવસોમાં હતાં. તે સમયે થોડુંક ચાલી શકતાં હતાં, પરંતુ શ્વાસ ચઢતો હતો. ઘડપણમાં હતા, ઉંમર પણ થઇ ગઇ હતી. માતા મોહલ્લાની એક સ્ત્રીનું નામ લેતા હતા કે આટલા દિવસો થઇ ગયા પણ તેની હાલતની ખબર ન પડી, હવે ખબર નહી તેની શું હાલત હશે, મને પુછતાં કે તારી મુલાકાત ક્યારે થઇ છે? તો મેં કહ્યું કે ના, મને તો ક્યારેય નથી મળી, અચાનક હું એક દિવસ રસ્તા પરથી આવી રહી હતી મને તે સ્ત્રી મળી તો મેં તેને કહ્યું કે મારી માતા તો તમને યાદ કરે છે. તેણે કહ્યું કે હા, મારૂ ભાડાનું ઘર ત્યા હતું તે મેં બદલી દીધુ છે, હવે હું ફલાણી જગ્યાએ રહુ છું. મેં ઘરે આવીને માતા ને કહ્યું કે માતા તે સ્ત્રી મને મળી હતી જો તમે મને કહો તેને કશું આપવાનું છે? કે કંઇ કામ છે? માતા એ કહ્યું ના, હું તેને મળવા ઇચ્છુ છું, પછી બીજા દિવસે માતા કહેવા લાગ્યા કે મને તેની પાસે લઇ જા. હવે બોલો, આ ઘડપણમાં છોકરી પોતાની માતા ને ટેકો આપે છે અને માતા ચાલે છે અને કમજોરી બીમારી અને થાકના કારણે રસ્તામાં ત્રણ જગ્યાએ બેસવું પણ પડયું, આ તકલીફ સાથે માતા ત્યાં (તે સ્ત્રી પાસે) પહોંચ્યા, તેના ખબર અંતર પૂછયાં અને એક મિનિટમાં માતાએ તેને કઇ રીતે પૈસા આપ્યા તે મને ખબર ન પડી. પણ હું એવું સમજી કે માતાએ માત્ર હાલચાલ પુછયો અને પાછા આવી ગયા. જયારે માતાનું મૃત્યુ થયું તો તે સ્ત્રી મારી પાસે આવી અને કહ્યું કે તમારી માતા મને મળવા આવ્યા હતા તેમણે મને ચુપચાપ કંઇક પૈસા પકડાવી દીધા હતા. વિચારો, પોતાની દીકરી હતી, તેણે પૈસા આપીને મોકલી શકતા હતા, પણ તેમણે એવું સાંભળ્યું હતુ કે જે સારુ કામ છુપી રીતે કરવામાં આવે છે તેનો બદલો કંઇક અલગ જ હોય છે. તો આ વસ્તુઓ માતા–પિતાથી બાળકો શીખે છે. જો તમે પણ તમારા બાળકોની કેળવણી કરવા ઇચ્છો છો તો બાળકો સામે આવા કાર્યો કરો. એવી રીતે કરો કે તે બાળકની હંમેશાની યાદશક્તિનો એક ભાગ બની જાય. પછી આ બાળક મોટુ થઇને ઇમામ ગઝાલી(રહ.)ના વારસદાર બનશે.

ઈમામ રાઝી(રહ.)ના વારસદાર બનશે. અને ઈમામ જામીની અસરો તેના વ્યક્તિત્વમાં દેખાશે. અલ્લાહ તઆલા અમને બાળકોને સારી તાલીમ અને સારી કેળવણી કરવાની તૌફીક આપે..... આમીન

# છોકરાઓની કેળવણી

## પુરૂષો અને સ્ત્રીઓના વ્યક્તિત્વમાં પાયાનો તફાવત

અલ્લાહ તઆલાએ જે રીતે પુરૂષો અને સ્ત્રીઓની શારિરીક રચના અલગ અલગ રાખી છે, તેવી જ રીતે અલ્લાહ તઆલાએ પુરૂષો અને સ્ત્રીઓનું વ્યક્તિત્વ, વિચારો પણ અલગ અલગ રાખ્યા છે, તેથી છોકરાઓની કેળવણીમાં અમુક અલગ વાતોનું ધ્યાન રાખવુ પડે છે અને છોકરીઓની કેળવણીમાં પણ અલગ વાતોનું ધ્યાન રાખવું પડે છે.

## આજનો વિષય

સામાન્ય રીતે છોકરાઓ પોતાની મરજી વધારે ચલાવતા હોય છે. તેમની સંભાળ રાખવી એક મુશ્કેલ જવાબદારી હોય છે. આજનો વિષય ''છોકરાઓની કેળવણી'' વિશે છે. જો માતા–પિતા પાંચ મુદ્દાઓનું ધ્યાન રાખે તો બાળપણથી જ છોકરાની કેળવણી અને તેનું શિક્ષણ સારુ થઈ શકે છે.

## બાળકો કુદરતી રીતે પોતાના મોટાઓની નકલ કરે છે

સૌપ્રથમ વાત કે બાળકોની આદત હોય છે. તેઓ માં–બાપની નકલ ઉતારે છે, તેઓ બાળપણમાં માતા–પિતાને જે કરતાં જુએ છે, તેવી જ રીતે કરે છે. આ ઉંમરમાં તેઓ પીગળેલ પદાર્થની જેમ હોય છે, તેમને માતા–પિતા જે ઢાંચામાં ઢાળી દે તેવો આકાર તેઓ મેળવી લે છે. તેથી જો માતા–પિતા પોતે નેક હોય તો તેમના બાળકોનું નેકી પર આવવું સરળ થઈ જાય છે. એ વાત ધ્યાનમાં રાખો કે જો માતા ફાતિમા ઝોહરા(રદી.) હોય, પિતા અલી મુર્તુઝા(રદી) હોય તો પછી બાળકો હસન(રદી) અને હુસૈન(રદી) હોય

છે. તમે પેલા બાગવાળાની વાર્તા સાંભળી હશે કે જેણે તેની છોકરી વિશે કહ્યું હતું, તે આંધળી છે, બેહરી છે, મુંગી છે, હકીકતમાં તે છોકરી હદીષની આલિમા(જાણકાર) હતી, કુર્આનની હાફિઝા હતી અને નેક માણસ સાથે તેની શાદી થઇ હતી. અલ્લાહ તઆલાએ તેઓને પુત્ર આપ્યો જેનું નામ નૌમાન રાખ્યું, તે ઈમામ આઝમ અબુહનીફાના નામથી મશ્હૂર થયા. તો માતા–પિતા તરફથી સંતાનોમાં વારસાગત અસરો જાય છે. શરીઅતથી આ વાત સાબિત છે કે જયારે અલ્લાહ તઆલા કોઈ માણસને કબૂલ કરે છે તો તેની ૨૧ પેઢીઓ સુધી હિદાયતનો ફેંસલો કરી દે છે. આ ૨૧ પેઢીઓ સુધી હિદાયતનો ફેંસલો શું છે? તે એ છે કે અલ્લાહ તેમની પેઢીઓમાં નેકી (સદ્કાર્યો) નાંખી દે છે. તે નેકી પેઢી દર પેઢી ચાલતી રહે છે. સુબ્હાનલ્લાહ!

નબી (સ.અ.વ.)ની અસરો સચ્ચિદા ફાતિમા ઝોહરા(રદી) દ્વારા એવી રીતે આગળ વધી કે આજે પણ અમુક સૈયદ કુટુંબના લોકોને જોઈએ છીએ તો તેમનાં સારાં કાર્યો અને તેમની શરાફતથી લોકો આશ્ચર્યમાં પડી જાય છે. તો માતા–પિતાની અસરો સંતાનોમાં આવે છે આ પહેલો મુદ્દો છે.

## બાળકને તેની ઉંમર મુજબ અલ્લાહની ઓળખાણ કરાવવી

બીજો મુદ્દો એ છે કે બાળક જેવું વાત કરતા, સમજતા શીખે, માતા–પિતાએ તેના મગજમાં અલ્લાહનું ધ્યાન બેસાડવું જોઈએ. અલ્લાહની મોહબ્બત પેદા કરવી, તેને સમજાવો કે જો અલ્લાહ તઆલા આપણને રિઝક (રોજી) આપે છે, ઈઝઝત આપે છે, જીવન અલ્લાહ તઆલાએ આપ્યું, સમગ્ર સૃષ્ટિ (દુનિયા) અલ્લાહએ બનાવી. આ રીતે અલ્લાહની ઓળખાણ માતા–પિતાએ કરાવવાની હોય છે. સામાન્ય રીતે ઘરોમાં અલ્લાહનું માત્ર નામ બતાવી દેવામાં આવે છે. અલ્લાહની ઓળખાણ કરાવવામાં આવતી નથી, અલ્લાહની ઓળખાણ કરાવવા માટે ઘણો સમય આપવો જોઈએ. આ કારણસર બાળકને માતા–પિતા દ્વારા જ અલ્લાહની ઓળખાણ કરાવવામાં આવતી નથી. અમુક વાતો મિત્રો અથવા બીજા કોઈથી સાંભળી લીધી, તો આપણે બાળકને અલ્લાહ તઆલાની પૂરી ઓળખાણ કરાવતા જ નથી.

## બાળકને અલ્લાહ પર શ્રદ્ધા (યકીન) રાખતા શીખવો

પહેલા જમાનાની સ્ત્રીઓ બાળકોનું યકીન અલ્લાહ પર બનાવતી હતી. તેથી જ કુત્બુદ્દીન બખ્તીયાર કાકી(રહ)ની મશહૂર ઘટના છે કે તેમની

માતા રોટલા બનાવી રાખતી હતી. જયારે બાળક માંગતો હતો તો તે કહેતી હતી કે તું તેને શોધ અલ્લાહ તારી રોજી મોકલી હશે. તેથી જયારે બાળક રોટલો શોધતો હતો તો તેને મળી જતો હતો. તો તેના મનમાં અલ્લાહની મોહબ્બત વધી. ત્યાં સુધી કે તેને યકીન થઇ ગયું કે અલ્લાહ જ મને રોજી આપે છે. ઘટનાને વિસ્તાર પૂર્વક લખવાનો મૌકો નથી. તેથી જ આ એ બાળક હતો કે જેનું માતાએ યકીન બનાવ્યું અને તેમના જમાનામાં તે મુગલ બાદશાહોના શેખ(ગુરૂ) બન્યા. લાખો લોકોએ તેમનાથી ફાયદો ઉઠાવ્યો. આ અલ્લાહની મોહબ્બતનું તે બિયારણ હતું જે તેમની માતા એ તેમના મનમાં વાવ્યું હતું. નાની વયના બાળકોનું ધ્યાન જન્નત અને જહન્નમ પ્રત્યે દોરો, નાની વયમાં બાળકને શયતાન વિશે કહો, જયારે તે ગુસ્સો અથવા જિદ કરે તો તેને કહો કે અત્યારે તારા પર શયતાન સવાર છે. આ વસ્તુઓથી બાળકને લક્ષ્યવાળુ જીવન મળે છે કે મને મારા પાલનહારને રાજી કરવો છે. તેની ઈબાદત કરવી છે. એક બુઝુર્ગ ગલીમાં જઈ રહ્યા હતા, તેમને એક બાળકને રડતો જોયો, તેમણે પૂછ્યું કે બેટા! તુ બીજા બાળકો સાથે રમતો કેમ નથી? તે બાળકે કહ્યું કે અલ્લાહ તઆલાનુ ફરમાન છે ‘‘શું તમે એવું સમજો છો કે અમે તમને બેકાર પેદા કર્યા છે’’ તે બુઝુર્ગ કહે છે કે આટલા નાના બાળકની આવી વાત સાંભળી મને ઘણું આશ્ચર્ય થયુ, મે કહ્યું કે બેટા! તુ તો નાનો છે, માસૂમ છે, કેમ પરેશાન બેઠો છે? તે બાળકે કહ્યું જહન્નમની આગ મને રડાવી રહી છે. મેં તેને કહ્યું તુ અને જહન્નમની આગ? બાળકે કહ્યું હાં! હું મારા ઘરમાં જોઉ છું કે મારી માતા આગ સળગાવવા માટે તેમાં લાકડાઓ નાંખે છે તો મોટા લાકડાઓ જલ્દી સળગતા નથી તો તે પહેલા નાની લાકડીઓ નાંખે છે, જેથી આગ જલ્દી સળગી ઉઠે, તે નાની લાકડીઓ આગ જલ્દી પકડી લે છે તો મેં જયારે આ વસ્તુ જોઈ તો મને એવો ખ્યાલ આવ્યો કે કયાંક કયામતના દિવસે અલ્લાહ એવો ફેસલો ન કરી દે કે જહન્નમની આગ સળગાવવા માટે બાળકોને પહેલા તેમાં નાંખો. મોટાઓનો નંબર બાદમાં લાગશે. તે બુઝુર્ગ કહે છે કે આ વાત સાંભળીને હું આશ્ચર્યમાં પડી ગયો મેં કહ્યું : બાળક તું મને બહુ સમજદાર લાગે છે મને નસીહત કરો. તે બાળકે કહ્યું જીવન થોડુક છે કયામતના દિવસે અલ્લાહની સામે હાજર થવાનું છે, તેની તૈયારી કરવી જોઈએ. તો એક સમય એવો પણ હતો કે

નાના-નાના બાળકો જહન્નમ(નર્ક)ની આગથી ડરીને બેસી રહેતા હતા. આ કયા લોકો હતા? આ તે લોકો હતા જેમના માતા-પિતાએ તેમને જીવનનો ધ્યેય સમજાવ્યો હતો.

## બાળકો માટે નેક સંગતની વ્યવસ્થા

ત્રીજી વસ્તુ એ છે કે વૈજ્ઞાનિકોએ આ વાત શોધી કે બાળપણમાં દરેક બાળક કોઇકની સાથે સંકડાયેલુ હોય છે. માતાથી, પિતાથી, કાકાથી, દાદાથી એટલે કે દરેક બાળક કોઇકને પોતાનો આદર્શ બનાવે છે. તે તેની જ નકલ ઉતારવા માંગે છે. તેના જેવો જ બનવા ઇચ્છે છે. તેથી જયારે બાળકને માતા-પિતા, કાકા કે અન્ય સગા સંબંધીઓમાં સારા ગુણો દેખાતા નથી. દાખલા તરીકે બાળક જુએ છે કે આ સાચું પણ બોલે છે અને જૂઠુ પણ, તેમના જીવનમાં દીનદારી(ધાર્મિકતા) જે કહેવાય છે તે નથી દેખાતી, તો બાળક તે નમૂનાથી નિરાશ થઇ જાય છે. માટે સારી વાત એ છે કે બાળપણથી જ તે બાળકને અલ્લાહવાળાઓની ઓળખાણ કરાવવામાં આવે, મદ્રસામાં નેક મુત્તકી ઉસ્તાદની ઓળખાણ કરાવવામાં આવે, જેથી તે બાળક કોઇ નેક માણસને પોતાનો નમૂનો બનાવી શકે. પછી તે બાળક નાની વયમાં તો તેમને નમુનો બનાવશે પણ જયારે મોટું થશે, તો તે વિચારશે કે આ લોકોના નમૂના અલ્લાહના પ્યારા હબીબ (સ.અ.વ.)છે, તો તે બાળક આપમેળે જ સુન્નતના રંગમાં રંગાઇ જશે અને નબી(સ.અ.વ.)થી પ્રેમ કરનાર બની જશે. નાના બાળકોને જોયા છે. મુહમ્મદ સરમદ મારો પૌત્ર છે તે તેની માતાને કહે છે કે મને કપડાં પણ દાદા જેવાં પહેરવાં છે, મને મારા ખભા પર રૂમાલ પણ દાદાની જેમ મૂકવુ છે, મને પાઘડી પણ બાંધવી છે. મને મારું જાકીટ પણ દાદા જેવું બનાવવું છે. અને માતા મને અસા (લાકડી) પણ દાદાની જેમ રાખવી છે. અને એક દિવસ તેની માતાને કહેવા લાગ્યો, કે મમ્મી મને દાઢી જોઇએ છે પણ પિતા જેવી કાળી દાઢી નહી, દાદા જેવી સફેદ દાઢી જોઇએ છે. આનાથી જાણવા મળે છે કે બાળક કેટલી હદે તેના નમૂનાની નકલ ઉતારવાની કોશિશ કરે છે. એક દિવસની વાત છે કે હું (લેખક) લેખ લખી રહ્યો હતો, લેખ લખવામાં ઘણો સમય લાગ્યો, તે બાળક જોઇ રહ્યો હતો કે હું કેટલાક કલાકથી એક જ જગ્યાએ બેસી રહ્યો છું. તો તે મારી પાસે આવ્યો અને મારા ખોળામાં બેસીને કહેવા લાગ્યો દાદા

તમે સૂઇ જાઓ તમારો લેખ હું લખી દઉં છું. હવે આ બાળકના આવા વિચારોએ મને હેરાન કરી નાંખ્યો કે આટલુ નાનું બાળક છે અને તે કહે છે કે દાદા તમે સૂઇ જાઓ, લેખ હું લખી નાંખીશ. પછી એક દિવસ તે એક ખુરશી લઇ તેમાં બેસી ગયો અને ઘરના બાળકોને ભેગા કરી કહેવા લાગ્યો, હું બયાન(ભાષણ) કરીશ તમે બધા સાંભળશો? તેને બયાન કરતા તો આવડતુ નહતું, આમ જ અવાજ કાઢતો રહ્યો અને થોડી વાર પછી કહેવા લાગ્યો કે હનાના! દાદા બયાન કરે છે તો લોકો રડે છે, તમે પણ રડો. હવે આ વાતથી જાણવા મળે છે કે બાળકના મગજનું સંસ્કરણ થઇ ગયું છે. મેં મક્કામાં જોયું કે જયારે અમે નમાઝ પઢતા હતા તો તે મુહમ્મદ સરમદ કુર્આન ખોલીને તેનાં પાના ફેરવવામાં લાગી જતો હતો. મેં તેને પૂછયું કે સરમદ તુ આવું કેમ કરે છે? તેણે કહ્યુ કે દાદા તમે પણ કુર્આનનું પઠન કરો છો, હું પણ કુર્આનનું પઠન કરી રહ્યો હતો. તેનો અર્થ એ છે કે બાળક દરેક વાતમાં નકલ કરે છે. તે બહુ જ નાનો હતો, ત્યારે તેની મમ્મીએ તેને શીખવ્યું હતું કે જે અઝાન આપે તેને મુઅઝઝીન કહેવાય છે અને જે નમાઝ પઢાવે તેને ઇમામ કહે છે. તો તેની મમ્મીએ માત્ર આ બે વસ્તુ શીખવી હતી. પછી જયારે ઘરના લોકો ભેગા થયા, તો તેની મમ્મીએ પૂછયું કે સરમદ અઝાન આપનારને શુ કહેવાય છે? હવે બાળકની તેની પોતાની વિચાર શક્તિ જુઓ, તે જવાબ આપવા લાગ્યો જે અઝાન આપે છે તેને મુઅઝઝીન કહે છે. જે નમાઝ પઢાવે છે તેને ઇમામ કહે છે. જે બયાન કરે છે તેને દાદા કહે છે અને જે લોકો બયાન સાંભળે છે તેમને ગાફેલ કહેવાય છે. હવે આ ગાફેલનો વિચાર કયાંથી આવી ગયો? અમને આજ સુધી આ વાતની ખબર ન પડી. પરંતુ બાળક જેને પણ નમૂનો બનાવે છે તેની નકલ ઉતારવાનો પ્રયત્ન કરતું હોય છે. આજના માતા–પિતા તેની તરફ બિલકુલ ધ્યાન આપતા નથી. તેમના બાળકોની સામે ન કોઇ આદર્શ હોય છે ન કોઇનું જીવન. જયારે બાળક ગેરમાર્ગે દોરાય છે, તો પાછળથી શિકાયતો કરે છે કે અમારું બાળક દીનદાર ન બની શકયું. ભાઇ! બાળકને કોઇ અલ્લાહના નેક બંદા પાસે લઇ જતા, ઓળખાણ કરાવતા, તેમનાથી તેનો પ્રેમનો સંબંધ થતો, તો પછી તેના મનમાં દીનનો પણ પાયો નંખાઇ જતો.

## બાળકને સારૂં વાતાવરણ પુરૂં પાડો

ચોથી વસ્તુ વાતાવરણ છે, કે બાળક જે રીતે વ્યક્તિઓથી શીખે છે, તે રીતે વાતાવરણથી પણ ઘણી વસ્તુઓ શીખે છે. તેથી બાળપણથી જ બાળકનો સંબંધ કોઇ મદ્રસા સાથે જોડી દેવો જોઇએ અથવા કોઇ ખાનકાહ સાથે જોડી દેવો જોઇએ અથવા તબ્લીગી જમાઅત સાથે જોડી દેવો જોઇએ. બાળકને સાથે લઇ જઇને આ મહેફીલોમાં બેસવું જોઇએ, એટલે કે ઝિક્રની મેહફિલમાં બેસવું, તાલીમમાં બેસવું, ગશ્તમાં જોડાવવું. આ વાતાવરણ વડે પણ બાળપણમાં બાળક શીખે છે. બાળપણથી સાત વર્ષ સુધીની મુદ્દત માત્ર તેના મગજમાં નાંખવાની હોય છે. આ મુદ્દતમાં બાળક જે શીખે છે તે યાદ થઇ જાય છે. જો બાળક આ મુદ્દતમાં બહાર આવી નેક મહેફિલોમાં નથી જતો, તો પછી તે ઘરમાં રહેતો હોય છે, તો કયારેક ઘરમાં ટી.વી. જુએ છે. કયારેક સંગીત સાંભળે છે, કયારેક ઘરમાં મિશ્ર મહેફિલ હોય છે તો પછી બાળક આ પ્રકારના વાતાવરણને અનુકૂળ સમજે. જે વાતાવરણ માનવીના મનને મારી નાંખે છે. પછી શાળાના માહોલમાં જાય છે તો પછી ત્યાં ઇન્ટરનેટનો માહોલ તેના અંદર રહેલા થોડીક શ્વાસને પણ કાઢી નાંખે છે.

## બાળકમાં અદબ અને શિષ્ટાચારનો વિકાસ

પાંચમી વસ્તુ એ છે કે માતા–પિતા બાળકને નિયમિત શિસ્ત (અદબ) શીખવે. માતાની આ ખાસ ફરજ છે, ખાવાની શિસ્ત (અદબ) શું છે? પીવાની શિસ્ત શું છે? કપડા પહેરવાની શિસ્ત શું છે, મિજબાનીની શિસ્ત શું છે? માતા પિતા સાથે કેવી રીતે વ્યવહાર કરવો? ઉસ્તાદનો અદબ શું છે? રસુલુલ્લાહ (સ.અ.વ.)નો અદબ શું છે? આ અદબનું ખુબ મહત્વ છે પરંતુ મોટે ભાગે તેની અવગણના કરવામાં આવે છે. એ કઇ માતા છે જે આ બધી શિસ્ત બાળકને કાયદેસર શીખવાડે છે. સામાન્ય રીતે બે–ત્રણ વાતો જે નિત્યક્રમ (રોજીંદી) હોય છે, તે શીખવાડી દે છે અને પછી પુરું થઇ ગયું. કોઇ બાળકને શિસ્ત શીખવાડતું જ નથી તો બાળકમાં કયાથી શિસ્ત આવશે?

એક છોકરો હતો. તેના માતા–પિતાએ તેને શિષ્ટાચાર શીખવાડયો હતો. એક વખત મહેમાને તે છોકરાને ઉતાવળેથી પૂછયું કે બેટા! તુ સૌથી મોટો છે? જયારે મહેમાને આ વાત કહી તો છોકરો શરમથી પાછો ખસ્યો

અને કહેવા લાગ્યો કાકા! સાચી વાત તો એ છે કે અલ્લાહ સૌથી મોટા છે. પરંતુ મારા ભાઈ બહેનોમાં મારી ઉંમર સૌથી વધારે છે. નાનકડા બાળકના વિચારો આટલા સ્પષ્ટ હોવા કે અલ્લાહનો ખ્યાલ આટલી સ્પષ્ટ હોય કે વાત સાંભળીને તે કહે કે સાચી વાત તો એ છે કે અલ્લાહ સૌથી મોટો છે. મારા ભાઈ બહેનોમાં મારી ઉંમર વધારે છે. આ તે લોકો હોય છે, જેમણે બાળપણમાં પોતાના માતા–પિતા પાસેથી શિષ્ટાચાર શીખેલ હોય છે. તો આ પાંચ બાબતો બાળકને નેક બનવા મદદરૂપ અને ઉપયોગી છે. જે માતા–પિતાએ પોતાના બાળકોને દીન શીખવ્યું, તેમના બાળકો નાની ઉંમરમાં મોટા મોટા કામ કરી લે છે.

હારૂન રશીદના જમાનામાં એક બાળકને લાવવામાં આવ્યો. તેની ઉંમર પાંચ વર્ષની હતી. તે કુર્આનનો હાફિઝ (જેને પુરુ કુર્આન મોંઢે યાદ હોય) હતો. ખ્વાજા મુહમ્મદ માસૂમ(રહ) ૯ વર્ષની ઉંમરમાં હઝરત મુજદ્દીદ અલ્ફેસાની(રહ) પાસેથી નિસ્બત(આત્મીય બંધન)નું નુર લઈ ચુકયા હતા. ઈમામ શાફઈ(રહ) અગિયાર વર્ષની ઉંમરમાં કુર્આનનો દર્સ (પાઠ) આપવા માટે ગાદી પર બેસી ગયા હતા. આમ નાની ઉંમરમાં આ બાળકો આટલો બધો કમાલ કરી દે છે.

## પ્રકૃતિ(કુદરત)નો એક મહત્વપૂર્ણ નિયમ

હવે પ્રકૃતિનો એક નિયમ સાંભળો. સામાન્ય રીતે ઘણા બધા લોકો પ્રકૃતિના આ નિયમની અવગણના કરી દે છે. આ નિયમ જેટલો મહત્વપૂર્ણ છે તેટલો જ શયતાન તેને ભૂલાવી દે છે. લગભગ આ હઝરત અલી(રદી)નું કથન છે અથવા હદીષે પાક છે મને બરાબર યાદ નથી, તેથી તેને હિકમતની વાત સમજી લો કે બાળપણથી સાત વર્ષ સુધી બાળક માતા–પિતાનું ગુલામ હોય છે. બાળપણથી સાત વર્ષ સુધી બાળક માતા–પિતાની ગુલામી કરે છે. તેમની આંખનો ઈશારો માને છે. માતા–પિતા જે કહે છે તેને સાંભળે છે અને તેમ જ કરે છે તેમના હાથોમાં બાળક મીણ જેવું હોય છે તેમાંથી જે બનાવવું હોય તેવું સ્વરૂપ તેને આપી દો. જન્મથી સાત વર્ષ સુધી બાળક માતા–પિતાનું ગુલામ હોય છે. કારણ કે સાત વર્ષ પછી બાળકના અંદર રહેલ ફીલ્ટર (ચોખ્ખુ કરવાની ક્ષમતા) કાર્યરત થાય છે. બાળક યોગ્ય અને અયોગ્યને સમજવા લાગે છે. ખરાબ અને સારી વસ્તુનો ફરક તેના અંદર

આવવા લાગે છે. સાતથી ચૌદ વર્ષ સુધી બાળક માતા–પિતાનું સલાહકાર હોય છે. તે બાળક માતા–પિતાની વાત માને છે અને સાથે સાથે કયારેક માતા ને સલાહ આપે છે, કયારેક પિતાને સલાહ આપે છે, બાળક તેના વિચારોને જાહેર કરતુ રહે છે. જયાં બાળક તેની વાત સાંભળે છે ત્યાં તે વધારે સલાહ આપે છે જયાં નથી સાંભળતા, ઠપકો આપે છે, જયાં માતા–પિતાની ધમકીનો ડર હોય છે ત્યાં ચુપ થઇ જાય છે. પરંતુ બાળક જન્મથી સાત વર્ષ સુધીની મુદ્દતમાં ગુલામની જેમ રહે છે. સાત વર્ષથી ચૌદ વર્ષ સુધી સલાહકાર હોય છે. પછી ચૌદ વર્ષથી એકવીસ વર્ષ સુધી બાળક માતા–પિતા માટે દોસ્ત હોય છે અથવા દુશ્મન હોય છે. તેથી વધારે પડતા છોકરાઓ અને છોકરીઓ ચૌદ વર્ષ પછી વિદ્રોહી (માતા–પિતાનું ન માનનાર) બની જાય છે. કેમ? કારણ કે તેઓ ડબલ વ્યક્તિત્વવાળા હોય છે. તેનું સૌથી મોટુ નુકસાન એ છે કે બાળકો સમજે છે કે માતા–પિતા સાથે રહેવામાં અમારો સ્વાર્થ છે, તેથી માતા–પિતા સામે જાહેર નથી કરતા. જે માતા–પિતા કહે છે, તે જ કરે છે પણ અંદરથી પાક્કા ડબલ વ્યક્તિત્વવાળા (અંદરથી કાંઇક અને બહારથી કાંઇક) બની ગયેલ હોય છે. આ એક વિદેશની વાત છે કે એક મોટા આલિમ આવ્યા. તેઓ મને કહેવા લાગ્યા કે મારી પંદર વર્ષની એક છોકરી છે. હું તેને આલિમા (ધાર્મિક વિદ્વાન) બનાવવા ઇચ્છું છું. મેં કહ્યું કે બહુ સરસ. જે વર્ગમાં તે ગઇ મેં તેની શિક્ષિકાની ફોન કર્યો અને કહ્યું કે આ છોકરીની માનસિકતાને ચકાસી તેની ઇચ્છાઓની તપાસ કરજો. શિક્ષિકા સમજદાર હતી. તેણે આજુબાજુની બે–ચાર વાતો કરીને છોકરીના સ્વભાવને ખોલી નાંખ્યો અને છોકરીને પૂછયું કે તને શું બનવું છે? છોકરીએ કહ્યું જો હું તમને ઇમાનદારીથી કહું તો હું હોલીવુડ સ્ટાર બનવા માંગુ છું, પિતા આલિમા બનાવવા માંગે છે અને છોકરીના અંદરના વિચારો છે કે તેને હોલીવુડ સ્ટાર બનવું છે. આટલો તફાવત હોય છે માતા–પિતા અને સંતાનોના વિચારોમાં. જરા વિચારો! જન્મથી સાત વર્ષ સુધીનો સમય સોનેરી સમય હોય છે. તે સમયને માતા–પિતા વેડફી નાંખે છે. અને ખબર છે? શયતાન શું સમજાવે છે? મોટા થઇને સુધરી જશે. આ વાત કે મોટા થઇને સુધરી જશે તે બહુ જ નુકસાનકારક અને ઝેરવાળી વાત છે. આ તો એવું ઉદાહરણ થયું કે દિવાલ વાંકી બનવા લાગી અને માણસ કહે છે કે

જરાં ઉંચી થશે તો સીધી થઇ જશે. પરંતુ તેનું વાંકાપણુ વધતું જશે, શરૂઆતમાં થોડીક વાંકી હતી અને ઉપર જશે તો કેટલાય મીટર વાંકી થઇ જશે. આવી જ બાબત બાળક માટે પણ છે તો પ્રકૃતિનો નિયમ યાદ રાખો કે જન્મથી સાત વર્ષ સુધી બાળક ગુલામ હોય છે, સાતથી ચૌદ વર્ષ સુધી બાળક માતા–પિતાનું સલાહકાર હોય છે. અને ચૌદ થી એકવીસ વર્ષ સુધી બાળક માતા–પિતાનું દોસ્ત અથવા દુશ્મન હોય છે.

## બાળક સાથેનો સંબંધ ટકાઉ અને શ્રેષ્ઠ બનાવવાના નિયમો

હવે માતા–પિતા કઇ રીતે પોતાના બાળકને પોતાની નજીક કરી શકે છે, તેના પાંચ તબકકાઓ છે. પ્રથમ તબકકો જેને નિકટતા કહે છે. બાળકને પોતાની નજીક કરવું તેથી જ નાના બાળકને ઉચકવું, તેને વ્હાલ કરવું, તેને ગળે લગાડવું, હસવું આ બધી જ વસ્તુઓ તે બાળકને નિકટતાની લાગણી આપે છે. જો આવું કરવામાં ન આવે તો બાળક અનુભવે છે કે મારી અવગણના કરવામાં આવે છે.

બીજી બાબત છે સમાનતા, બાળકને એ વસ્તુઓમાં જ રસ કેળવો જેમાં માતા–પિતાને રસ છે. તેથી બાળક અને માતા–પિતામાં સમાનતા હોવી જરૂરી છે. દાખલા તરીકે માતા–પિતા નમાઝ પઢે છે, બાળક પણ નમાઝ પઢે, માતા–પિતા કુર્આનનું પઠન કરવાનું પસંદ કરે છે, બાળક પણ પસંદ કરે, ભોજનમાં પણ માતા–પિતા જે પસંદ કરે, બાળક તે જ વસ્તુ પસંદ કરે. જો બાળકની પસંદગી માતા–પિતા કરતાં અલગ હોય તો માતા–પિતા પણ તે વસ્તુ પસંદ કરે જે બાળક પસંદ કરે છે. જેથી તફાવત ન રહે. નહીંતર જો માં–બાપની અને બાળકની પસંદગી અલગ અલગ હશે તો બાળક એકલતાનો શિકાર થઇ જશે.

ત્રીજી વસ્તુ વફાદારી સંબંધને નિભાવવાનું કહે છે. બાળકો ભૂલો કરે છે. બાળકો ભૂલો કરે છે અને તેની સજામાં માં–બાપ બાળકને અલગ કરી દે છે. અવગણના કરવાનું શરૂ કરી દે છે અને બાળકને સાથ નથી આપતા. એક વાત ધ્યાનમાં રાખી લો કે ઘરમાં જે શાળા છે. જયારે બાળક કોઇ ભૂલ કરે તો તેને જરૂર સમજાવો પણ તેને વધારે સાથ આપો. જયારે બાળક જુએ છે કે મારા અપમાન સમયે મારા માતા–પિતાએ મારો સાથ નથી છોડયો, તો તેના મનમાં માતા–પિતા પ્રેત્યે વફાદારી પેદા થાય છે. આ વફાદારીનું પેદા થવું જરૂરી છે. અને જયારે તમે આ ખરાબ પરિસ્થિતીમાં

બાળકનો સાથ આપશો, સમજાવશો કે બેટા અમે પણ આ બાબતે હેરાન છીએ પણ તમે તેને કહેશો કે આખરે તુ છોકરો તો મારો જ છે ને! અમે તને પોતાનો કરીએ છીએ તો તેનાથી વફાદારી પેદા થાય છે.

ચોથી વસ્તુ છે, બાળકને મહત્ત્વ આપવું. દરેક બાળક પોતાને મહત્ત્વ મળે તેવુ ઇચ્છે છે. બાળકની ઇચ્છા હોય છે કે માતા–પિતા મને મહત્ત્વ આપે તેથી બાળપણમાં બાળકને મહત્ત્વ આપો. તેના માટે કયારેક ખાસ કપડાં ખરીદી લીધા. કયારેક બુટ ખરીદયા, કયારેક કોઇ બીજી વસ્તુ લઇ આવ્યા, કયારેક તેની પસંદનું ભોજન બનાવી દીધું, કયારેક તેને પાસે બેસાડીને ખવડાવી દીધુ, જેથી બાળકને એવી લાગણી થાય કે હું ખાસ છું. બાળપણમાં છોકરીઓ માતા–પિતાની જીભથી એવુ સાંભળવા માંગે છે કે હું તેમના માટે ખાસ છું, છોકરાઓ એવુ સાંભળવા માંગે છે કે હું પપ્પાનો હીરો છું, જો તેને આવી લાગણી આપવામાં ન આવે તો બાળક મા–પિતા સાથે આત્મીયતા કેળવી શકે નહીં.

પાંચમી બાબતને મોહબ્બત(પ્રેમ) કહે છે. માતા–પિતા બાળક સાથે પ્રેમનો સંબંધ બાંધે. આ સૌથી મજબૂત સંબંધ હોય છે. દાખલા તરીકે છોકરો શાળાએ ગયો, જયારે શાળાએથી આવ્યો તો માતા કહે હનાના(બાળકનું નામ) હું તને બહુ યાદ કરતી હતી. પિતા મળે તો કહે કે તુ બહાર કયાં રમતો હતો? હું તો તને બહુ યાદ કરતો હતો અને તેને પાસે બેસાડો. તેના પ્રત્યે પ્રેમને જાહેર કરો. તે બાળકને એવું લાગે કે કોઇ મને પ્રેમ કરે છે. તેને વાતો કહો તેને કહો કે તારા મનની દરેક વાત તું મને કહે. હું ખુલ્લી રીતે તને તેનો ઉકેલ બતાવીશ. જયારે માં એવુ કહેશે તો છોકરી સાથે સંબંધ મજબૂત થશે. પિતા આવું કરશે, તો છોકરા સાથે સંબંધ મજબૂત થશે. યાદ રાખજો! જે બાળકને ઘરમાં પ્રેમ નથી મળતો તે હંમેશા ઘરની બહાર પ્રેમને શોધે છે. તો આવા જ બાળકો સરળતાથી બહારના માહોલના શિકાર બની જાય છે. તો આ પાંચ વસ્તુઓનું ધ્યાન રાખવાથી બાળકના મનમાં માતા–પિતા સાથેનો સંબંધ વધે છે.

આનાથી વિરુદ્ધ જો બાળક એવું અનુભવે કે મારૂં કોઇ માન નથી, તો પછી બાળકો પોતાને બીજા કોઇક કામમાં વ્યસ્ત કરી દે છે. એકલતાની આ લાગણીથી બચવા માટે બાળકો સંગીત સાંભળવાનું શરૂ કરી દે છે. નાટકો જોવાનું શરૂ કરી દે છે, આઇપેડ અને ઇન્ટરનેટ પર બેસવાનું શરૂ

કરે છે. અને આ જ વસ્તુઓ તેમના માટે ગંદી મિત્રતાનું કારણ બને છે. એવી જ રીતે છોકરીઓ પણ જુએ છે કે જયારે ઘરમં પોતાની અવગણના થતી હોય તેવુ લાગે છે ત્યારે તેઓ ફેશનવાળા કપડાઓમાં રસ લેવાનું શરૂ કરે છે. અને સુંદરતાની પાછળ પડી જાય છે. છોકરાઓને જયારે પોતાને અલગ થલગ લાગે છે અથવા તેમને એવું લાગે છે કે તેમની ઘરમાં અવગણના થાય છે ત્યારે કેટલીક વખત તેઓ રમતમાં વ્યસ્ત થઇ જાય છે. ફુટબોલ, ક્રિકેટ જેવી રમતો રમે છે. અને તેઓનો વધારે પડતો સમય રમતોમાં જ જાય છે. અમુક છોકરાઓ માર્શલ આર્ટ જોવાનું શરૂ કરી દે છે. પરંતુ હકીકતમાં તેઓ માતા–પિતાથી ભાગી રહ્યા હોય છે. તેઓ માતા–પિતાથી દૂર રહેતા હોય છે. અને અમુક સમયે આ છોકરાઓ બહાર નિકળીને કોઇ ગેંગના સભ્ય બની જાય છે. તેથી લડવું–ઝઘડવું તેમની ટેવ બની જાય છે. જયારે આ બાળકો ઘરમાં આવે છે તો જીદ કરે છે, માતા–પિતાની વાત નથી માનતા અને પોતાના મનમાં માતા–પિતાને સતાવી(હરાવી)ને ખુશ થાય છે. માતા હેરાન થાય છે કે છોકરો મારી વાત નથી માનતો અને છોકરો મનમાં ખુશ થાય છે કે મેં બતાવ્યું ને, તેને થઇને પરેશાની. આ જ મને ઠપકો આપતી હતીને! તો બાળક પોતાના મનમાં મોટાઓને હરાવીને પોતાને વિજયી સમજે છે.

તેથી આ તમામ નિષ્ક્રિય લાગણીઓનો ઇલાજ એ છે કે ઘરમાંથી માત્ર એક સભ્ય તેની સાથે પ્રેમ ન કરે, પરંતુ બધાં જ તેની સાથે પ્રેમ કરે. ધ્યાન રાખો જે ઝાડ હોય છે, તેમાં માત્ર એક જ મૂળ નથી હોતું પણ હજારો મૂળીયાં હોય છે અને આ મૂળીયાંઓએ આ ઝાડને મજબૂત રીતે પકડી રાખેલ હોય છે. વાવાઝોડું આવે છે, તો પણ ઝાડ પડતું નથી. જો ઘરમાં માત્ર એક મૂળ હશે, તો જેવું તે કપાયું બાળક ઘરની બહાર બીજાના ખોળામાં જઇને પડશે. જો છોકરીને પિતા સાથે સંબંધ હોય, માતા સાથે અલગ સંબંધ હોય, ભાઇ સાથે હોય, મોટી બહેન સાથે હોય, દાદા સાથે હોય, આમ જયારે ઘરના સૌ લોકો સાથે તેનો સંબંધ હશે તો તે છોકરી ઘરની બહાર જવાનું વિચારી પણ નહી શકે આમ બાળકને કુટુંબમાં પ્રેમાળ વાતાવરણ મળવું આ બધી વસ્તુઓનો ઉપાય છે.

## છોકરાઓ વિશે અમુક વૈજ્ઞાનિક સંશોધનો

છોકરાઓ વિશે જે વૈજ્ઞાનિક સંશોધનો છે તે સાંભળી લો.

મોટાભાગના છોકરાઓ યુવાનીની શરૂઆતમાં વધારે ભટકે છે. છોકરાઓ ખરાબ હરકતો કળાઓ–ફીલ્મો દ્વારા, નાટકોમાંથી, ઈન્ટરનેટથી અથવા ખરાબ મિત્રોથી શીખે છે. જયારે છોકરાઓ ભયભીત હોય છે, શરમાળ હોય છે ત્યારે તેમની અંદર એકલતાની લાગણી વધી જાય છે. આ એકલતાને દૂર કરવા માટે છોકરાઓ કોઈ મિત્ર સાથે મિત્રતા કરવાનું પસંદ કરે છે. વધારે પડતા માતા–પિતા છોકરાઓથી લાંબી લાંબી ઈચ્છાઓ રાખે છે. દાખલા તરીકે છોકરાનું મગજ એટલુ વધારે ચાલતુ નથી અને પિતા કહે છે કે મારા છોકરાને હાફિઝે કુર્આન બનાવવાનો છે. તો છોકરો પિતાના કહેવાથી મદ્રસામાં જવાની શરૂઆત કરે છે. કારી સાહબ પાસે જાય છે પરંતુ સમય વેડફવામાં લાગી જાય છે. છ મહીનામાં એક પણ સિપારો નથી પઢતો, તો કેમ તેનો સમય વેડફો છો? શું હાફિઝે કુર્આન બનાવવું ફર્ઝ છે? સૌ પ્રથમ તેને મુસલમાન બનાવો, હાફિઝ તો પાછળથી પણ બની જશે. તો આ પ્રકારની ભૂલોના કારણે છોકરાઓ પછી હઠ કરી લેતા હોય છે તેમને હાફિઝ બનવામાં રસ જ નથી હોતો.

પાંચમી બાબત, છોકરાઓ દરેક સમયે સંબંધ જોડવાની સરખામણીમાં જીતવાને વધારે મહત્વ આપે છે. કોઈ પણ હરીફાઈ હોય તેઓ જીતવાનું જ પસંદ કરે છે. પછી છોકરાઓને યુવાનીની શરૂઆતમાં તેમને કામવાસનાની સંબંધીત પરેશાનીઓ વધારે થાય છે. સામાન્ય રીતે છોકરાઓના રડવાને ઘરમાં ખરાબ સમજવામાં આવે છે. પરંતુ આ એક કુદરતી વસ્તુ છે જેને દુઃખ હશે તે રડશે, પછી તે છોકરો હોય કે છોકરી. પરંતુ જયારે છોકરો રડે છે તો તેને શરમિંદો કરવામાં આવે છે. તેથી જયારે બિનમુસ્લિમોએ સ્પેન પર જીત મેળવી, ત્યારે જે મુસલમાન રાજા હતો, તેને બિનમુસ્લિમોએ કહ્યું કે તમે તમારા પરીવારજનો સાથે બીજી જગ્યાએ જઈ શકો છો. એક સમયનો મુસલમાન રાજા તેના કુટુંબને લઈને ચાલી નિકળ્યો. જયારે પાછળ ફરીને તેને અલ્હમ્રા (તેના મહેલ) તરફ નજર કરી તો તેની આંખોમાં આંસુ આવી ગયા. જયારે તે રાજા રડયો તો તેની માતાએ તેને કહ્યું બેટા! તું પુરૂષ થઈને જે વસ્તુની સંભાળ ન લઈ શકયો, હવે સ્ત્રીઓને જેમ તેની ઉપર આંસુ રેડવાની કોઈ જરૂર નથી. જર્મનીમાં બાર હજાર નવયુવાનો પર પ્રયોગ કરવામાં આવ્યો, તો એવું પરિણામ મળ્યું કે તેમની આત્મહત્યાના

માર્ગમાં સૌથી મોટો અવરોધ તેમના માતા–પિતાનો તેમની સાથેનો પ્રેમ છે. એટલે કે પરિસ્થિતિ એટલી ખરાબ હોય છે કે તેઓ આત્મહત્યા કરવા ઇચ્છે છે, પરંતુ તેઓ વિચારે છે કે પિતાનું શું થશે? માતાનું શું થશે? તો તેઓ આત્મહત્યા જેવા વિચારોને છોડી દેતા હોય છે. તેથી માતા–પિતા આ છોકરાઓને પોતાની ખૂબ જ નજીક કરે જેથી તેઓ કોઇ ગંભીર પગલું આગળ ન ભરી શકે.

## માર્ગદર્શકની જરૂરત : સમયનો સદ્ઉપયોગ કરો

છઠ્ઠી અને બહુ જ મહત્વપૂર્ણ બાબત, આ કુદરતનો નિયમ છે કે છોકરો જન્મથી સાત વર્ષ સુધી માતા–પિતાનો ગુલામ બનીને રહે છે. સાત વર્ષથી ચૌદ વર્ષ સુધી તે માતા–પિતાનો સલાહકાર બનીને રહે છે. પરંતુ અલ્લાહ તઆલાની રહમત જુઓ કે અલ્લાહ તઆલાએ સરખામણીની રીતે તેના મગજમાં એક બારી ખોલેલ હોય છે. જે તેર–ચૌદ વર્ષની વચે ખુલે છે. તેને Guide window (કોઇ માર્ગદર્શકની ઇચ્છા ધરાવતી બારી) કહે છે. દરેક સ્ત્રી પુરૂષને આ ઉંમરમાં એક માર્ગદર્શક જોઇએ છે. તો બાળક કુદરતી રીતે માતા–પિતાને પોતાના વિચારો કહેવામાં શરમ અનુભવે છે, જવાનીની વાતો કોઇ છોકરો પિતાને નથી પૂછતો. તે સમયે શું થાય? તે એવું ઇચ્છે છે કે મને કોઇ માર્ગદર્શન આપે. તો કોઇ શિક્ષકને માર્ગદર્શક બનાવે છે, કોઇ છોકરાઓ મિત્રને માર્ગદર્શક બનાવે છે. જો આ ઉંમરમાં છોકરાને બયઅત કરાવીને કોઇ સંત (શેખ) સાથે જોડી દેવામાં આવે, તો વૈજ્ઞાનિક સંશોધન એવું કહે છે કે છોકરો આ માર્ગદર્શકની વાતો પર સંપૂર્ણપણે અમલ કરીને ખુશ થાય છે. તેથી તેનો સંબંધ મસ્જિદ સાથે જોડો, તેને કુર્આન મજીદનો અનુવાદ (તર્જુમો) વંચાવવો, તેને સેવાના કામોની જવાબદારી સોંપવી, પુરૂષો તે છોકરાને મસ્જિદના આમાલ (કામો)માં પોતાની સાથે રાખે, જેથી તે છોકરો જીવનનું માર્ગદર્શન મેળવી શકે, તે કોઇને પોતાની વાત કહી શકે, એવું સમજો કે આ ઇચ્છા અને લાગણી અલ્લાહ તઆલાએ સરખામણીની જેમ બતાવી છે કે જો માતા–પિતા પોતે બાળકને નેક (સદ્ગુણી) બનાવી શકે તો બીજા કોઇ પાસેથી એવી મદદ મેળવે જેથી આ બાળક નેક બની શકે. અમને આ બારીની ખબર જ નથી પડતી, હવે કહો કે આપણે આપણા બાળકોની કેવી કેળવણી આપીએ છીએ?

## બાળકને શારિરીક અને સમૂહ રમતો દ્વારા સક્રિય રાખવું

સાતમી બાબત એ છે કે બાળક જયારે મોટો થાય છે તો સામાન્ય રીતે છોકરાઓ સક્રિય હોય છે અને તેમને સક્રિયતા અથવા કામકાજ જોઈએ છે. માતા–પિતા તેમને કોઈ કામકાજ સોંપતા નથી, તેથી આ બાળકો પછી શોર મચાવે છે, ઝઘડે છે, એકબીજા સાથે તોફાન મસ્તી કરે છે. પછી માતા–પિતા તેમને બોલીને શાંત પાડે છે. એક નિયમ યાદ રાખો કે છોકરાઓ જયારે ખેલ કૂદની ઉંમરમાં આવે છે, ત્યારે તેમની શક્તિને બહાર કાઢવી એટલી જ જરૂરી છે જેટલું તેમને સવાર–સાંજ ભોજન આપવું જરૂરી છે. જો તેને ખોરાક નહી આપો તો બાળક અશક્ત થઇ જશે. તેમજ જો બાળકની શક્તિ બહાર નહી નિકળે તો તેની અંદર બળવાખોરીની લાગણી ઉભરવા લાગશે. તેથી છોકરાઓને પ્રાયોગિક રમતોમાં લગાડવા. દાખલા તરીકે જો બાળપણથી જ બાળકને દોડતાં શીખવાડો છો તો તેને આ રમતમાં લગાવી શકો છો. જો નાના બળકોને માર્શલ આર્ટ (સ્વબચાવની એક રમત) શીખવવામાં આવે તો આ વસ્તુ બચાવ અને રક્ષણ માટે સારી છે. તદ્ઉપરાંત બાળકો તેમાં લાગી જાય છે. દુનિયામાં માર્શલ આર્ટ ત્રણ વર્ષની ઉંમરમાં શીખવાડવાનું શરૂ કરવામાં આવે છે. તો છોકરો જયારે આવાં કામો કરે છે તો તેનું શરીર થાકી જાય છે અને પછી ઘરે પાછો આવીને પથારીમાં પડી જાય છે અને સુઇ જાય છે. તેનું મગજ ગંદી વાતો તરફ જતું નથી. જો તક હોય તો છોકરાઓને તરતાં શીખવાડો. શરીઅતમાં તરવાનું શીખવા પ્રોત્સાહન આપેલ છે અને તેનું મહત્વ પણ છે. જો છોકરાઓને ઘોડેસવારી શીખવાડવામાં આવે આજના જમાનામાં ઘોડસવારી શીખવાડવી મુશ્કેલ છે, પણ અમુક એવા દેશો પણ છે જયાં ઘોડેસવારી શીખવાડવી સરળ છે. શરીઅતમાં ઘોડેસવારીની પણ છુટ છે પછી છોકરાને બેડમિંડનની રમત પણ શીખવાડો, જેથી તેની શારિરીક કસરત મળે અને ટીમ સાથે જે રમતો રમવામાં આવે છે, તે પણ તેમને શીખવાડો. તેનાથી છોકરામાં જુસ્સો ઉત્પન્ન થાય છે. નેતાગીરીનું કૌશલ્ય પેદા થાય છે. બાળક તેનાથી સંચાલન કરવાનું શીખે છે. અને જો બાળકને ઉપરોકત રમતો ન શીખવાડી શકો તો તેમને ઘરમાં બ્લોક (રમત રમવા માટેની વસ્તુ) દ્વારા  તેમની પાસે બિલ્ડીંગ બનાવવી આ પણ બહુ જ સારી પ્રવૃત્તિ છે. બાળકો બહુ જ શોખથી બિલ્ડીંગ બનાવે છે, ખીલી ઠોકે છે.

તેમાં કામ કરે છે, તેમાં દરવાજા લગાવે છે. તેમના કલાકો આ કામમાં નિકળી જાય છે. ઘણા દેશોમાં બાળકોને સુથારીકામનું કામ સોંપવામાં આવે છે. બાળકો આ કામોને ખુબ મોજ શોખથી કરે છે. છોકરાઓ માટે આવા કામો કરવા બહુ જ જરૂરી હોય છે. જો છોકરાઓ આવા કાર્યો નથી કરતા તો તેની અસર છોકરાના વ્યક્તિત્વ પર પણ પડી શકે છે. પછી છોકરો આ કામો નહી કરે તો લડી–ઝઘડીને સમય પસાર કરશે. તેથી શ્રેષ્ઠ એ છે કે છોકરો રમત–ગમતના સમયે ખૂબ રમી લે. જેથી ભણવાના સમયે તે એકાગ્રતાથી ભણતર લઈ શકે.

## યુવાનો માટે ડ્રાઈવિંગ (ગાડી ચલાવવાના) જરૂરી નિયમો

પછી આગળનો એટલે આઠમો મુદ્દો છે, નવયુવાન અને ડ્રાઈવિંગ. સામાન્ય રીતે ૧૬ થી ૧૮ વર્ષમાં છોકરાઓને લાઈસન્સ મળી જાય છે. ડ્રાઈવિંગ આજની જરૂરત છે. અમુક દેશોમાં તો ડ્રાઈવિંગ માણસના પગો જેટલું મહત્વ ધરાવે છે. એટલે કે તેના વગર છોકરાને પોતે અપંગ હોય તેવી લાગણી થાય છે. પરંતુ આ છોકરાઓને અમુક વાતો શીખવવી જરૂરી છે. સૌપ્રથમ તો એ કે નવયુવાન એકલો ગાડી ચલાવે તો તેની ડ્રાઈવિંગ સુરક્ષિત હોય છે. પોતાનું જીવન દરેકને વ્હાલુ હોય છે પણ જયારે તેની ગાડીમાં કોઈ બીજી વ્યક્તિ બેસી જાય છે તો અકસ્માતની સંભાવના ૫૦ ટકા જેટલી વધી જાય છે. કારણ કે ગાડી ચલાવનાર નવયુવાન છોકરો પોતાની સાથે બેસેલ માણસ, મિત્ર અથવા સંબંધીની સામે પોતાની આવડત બતાવવા માંગે છે, હું ડ્રાઈવિંગ કરી શકું છું. હું ગાડી ઝડપી ચલાવી શકુ છું. હું આવો કટ મારી શકું છું. પછી જો તેની ગાડીમાં એકથી વધારે છોકરાઓ બેસી જાય, તો અકસ્માતનો ભય ચાર સો ગણો વધી જાય છે. તો આ વૈજ્ઞાનિક સંશોધન છે કે એકલા છોકરાની ડ્રાઈવિંગ ગમે તે રીતે સુરક્ષિત હોય છે. જો એક માણસ તેની સાથે બેસી જાય તો અકસ્માતનો ભય ૫૦ ટકા વધી જાય અને જો ઘણા બધા લોકો એક સાથે બેસી જાય, તો ચાર સો ગણો વધી જાય છે. મારા નજીકના સંબંધના લોકોમાં લગ્ન પ્રસંગે પાંચ છોકરાઓ ગાડીમાં આમ જ નીકળ્યા કે બહારથી એક આંટો લગાવીને આવીએ છીએ. વધારે પડતી ઝડપના કારણે ગાડી પલટી ગઈ. પાંચેય છોકરાઓ મરી ગયા. લોકોને બતાવવા માટે છોકરો જરા અલગ રીતે ડ્રાઈવિંગ કરવાનો પ્રયત્ન કરે છે.

લોકો સાથે વાતચીત કરવામાં વ્યસ્ત રહેવાથી ડ્રાઈવિંગ તરફ ધ્યાન નથી રહેતું અને અકસ્માત થઇ જાય છે. છોકરાને બે વાતો બહુ જ પાકા પાયે શીખવાડવી જોઇએ. પ્રથમ વાત કે છોકરો એવું સમજે કે ગાડીને નિયંત્રિત ઝડપમાં ચલાવવી એક કુશળતા (કમાલ) છે, જયારે વાહનને વધારે ઝડપથી ચલાવવું મુર્ખામી છે. આ વાત સારી રીતે છોકરાઓના મગજમાં બેસાડવી. તેને કહો સામે આવનાર દરેક વાહન તને ટક્કર મારવા માટે આવે છે. તું પોતે કઇ રીતે સુરક્ષિત રહી શકે છે? મહત્વની વાત કે મોબાઇલ ફોનનો ઉપયોગ ડ્રાઈવિંગ કરતી વખતે સૌથી વધારે ખતરનાક છે. છોકરાઓ એક તરફ ફોન પર વાત કરે છે બીજી તરફ ડ્રાઈવિંગ કરતા હોય છે અને અકસ્માત થઇ જાય છે. પછી જો તેઓ ડ્રાઈવિંગ દરમિયાન મેસેજ લખવાનું શરૂ કરી દે, તો અકસ્માત માટે સૌથી ખરાબ હાલત થઇ જાય છે. તેઓ ડ્રાઈવિંગ દરમિયાન મોબાઇલ ફોનના બટન દબાવવામાં લાગી જાય છે અને ગાડી કયાંક ટકરાઇ જાય છે. તેથી બાળકને વાહન ચલાવતા શીખવાડવું જોઇએ પણ સાથે સાથે આ તમામ વાતો પણ તેના મગજમાં નાંખવી જોઇએ. છોકરાને ખબર હોય કે મને વાહન કઇ રીતે ચલાવવું જોઇએ?

## યુવાનોને સુરક્ષાનું ખાસ ધ્યાન રાખવાની કેળવણી

નવમી બાબત છે યુવાની અને સુરક્ષા, કે માતા–પિતા બાળપણથી જ બાળકને સુરક્ષા વિશે કાયદેસર શીખવાડે. આજે કઇ માતા છે જે બાળકને આ વાત સમજાવે છે? માતા ને પોતે જ ખબર નથી હોતી તો તે છોકરાઓને શું શીખવાડશે. તેથી સુરક્ષા વિશે જે અમુક વાતો કહેવાની છે. સૌ પ્રથમ જેવું બાળક ચાલતાં શીખે તેને ઘરનો ફોન નંબર, સરનામું, ઘરનું સ્થળ આ બધી વસ્તુઓ સારી રીતે યાદ કરાવવી જોઇએ. કારણ કે બાળક કયારેય ગુમ થઇ શકે છે. તો બાળકને ખબર હોવી જોઇએ કે માતા–પિતાનું નામ શું છે? ઘરનો ફોન નંબર શું છે? સરનામું શું છે? આ બધું તેને મોઢે યાદ કરાવવું જોઇએ.

બીજી વસ્તુ સુરક્ષિત રીતે રમવા વિશે તેને શીખવાડવું જોઇએ. જો તે સાયકલ ચલાવે છે તો માથા પર હેલ્મેટ પહેરવી, જો તે ફુટબોલ રમે છે તો ઘુટણની સુરક્ષા માટે પેડ બાંધે, ખુલ્લા પગે રમવા કરતાં બુટ અથવા ચપ્પલ પહેરીને રમે. છોકરાઓ ખુલ્લા પગે દોડે છે, ભાગે છે અને પોતાના પગોને

ઈજાગ્રસ્ત કરે છે તો તેને સુરક્ષા અને સલામતી વિશે બતાવવું જોઈએ. રમતમાં સુરક્ષા વિશે એક મહત્વની વાત ધ્યાનમાં રાખો કે જયારે પણ બાળકને માથામાં ઈજા થાય છે ત્યારે દર વખતે તેની બુધ્ધિની સપાટી નીચે જાય છે. આ વાત વૈજ્ઞાનિક સંશોધનોએ સાબિત કરી દીધી છે કે જેટલી વખતે છોકરાને માથામાં ઠોકર (ચોટ, ઈજા) લાગે છે પછી તે નાની હોય કે મોટી હોય, પડી જવાથી વાગે કે કોઈના મારવાથી વાગે, દરેક વખતે તેનો (અકકલની સપાટી) ઘટી જશે. તેથી અમેરિકામાં આ સંશોધન કરવામાં આવ્યું કે જે બાળકો અમેરિકામાં ફુટબોલની એક પ્રકારની રમત રમે છે, તેમાં ખેંચવાનું અને લુંટવાનું હોય છે તેથી તેમને હેલ્મેટ વગર માથામં ઘણી ઈજાઓ થાય છે તો જોવામાં આવ્યું કે તેમના મોટા મોટા સ્ટાર ઘણી વખત આત્મહત્યા કરી લે છે, કારણ કે તેમનો મગજ અસરગ્રસ્ત હોય છે. તેથી બાળકની માથાની ઈજા બહુ જ નુકસાનકારક હોય છે. લપસણી જગ્યા વિશે બાળકને કહો કે તને ત્યાથી બહુ જ સંભાળીને પસાર થવું જોઈએ, પડી ન જવાય કે જેથી માથામાં અથવા કોઈ બીજી જગ્યાએ ઈજા થાય.

ત્રીજી બાબત રસોડા વિશે. દાખલા તરીકે બાળક રસોડામાં જશે, છરી ઉપાડવાનો પ્રયત્ન કરશે, માતા તેને છરી ઉપાડવાની રીત પણ શીખવાડે, છરી પકડવાની રીત પણ શીખવાડે. ત્યાર પછી બાળકને રસોડાની અલગ અલગ વસ્તુઓ, મશીનોનો ઉપયોગ કેવી રીતે કરવો તે શીખવાડે કે કુકરનો ઉપયોગ કઈ રીતે કરવો, તેની હવાનું દબાણ કાઢ્યા વગર તેને ખોલવામાં આવે તો શું થાય, આમ જ બાળક મીકસર મશીન ચલાવી નાંખે છે અને નુકસાન કરી નાંખે છે. સીલાઈ મશીન ચલાવી નાંખે છે, બાળકોને સાધનો વિશે સુરક્ષાની વાતો શીખવાડવાની જરૂર છે. બાળકો હાથમાં નેઈલકટર આવી જાય છે અને તેઓ પોતાની આંગળીઓને ઈજાગ્રસ્ત કરી નાંખે છે, તેમને રીતસર નખ કાપતા શીખવાડવુ જોઈએ. અને જો બાળકો ઓજારો સાથે રમવાની વચે પહોંચી ગયા હોય તો તેમને સુરક્ષા આપનાર ચશ્માનું મહત્વ સમજાવવું જોઈએ. જયારે છોકરીઓ મોટી ઉંમરમાં પહોચે છે તો તેમને વાળની સફાઈ માટે ક્રીમ વાપરવું પડે છે, તેમને સમજાવવાની જરૂર છે કે આવી સ્થિતિમાં હાથના મોજાં પહેરવાની જરૂરત છે. જો આ ક્રિમ આ જ હાથ પર લાગી જાય તો તે એટલી ઝેરેલી હોય છે કે ઘણી વખત ચામડી પર તેના

નિશાન પડી જાય છે. એક છોકરીએ એક આવી ક્રિમને હાથ અને ચહેરા પર લગાવી દીધુ પછી પુરુ જીવન તેના ચહેરા પર નિશાન પડી ગયા. આ સુરક્ષાની વાતો માતાએ વિષય બનાવીને બાળકોને શીખવાડવી જોઇએ.

ચોથી બાબત છે વિજળી વિશે સુરક્ષાના મુદ્દાઓઃ બાળકોને રીતસર એવું સમજાવો કે ભીના હાથ વડે વિદ્યુત તાર (વાયર) પકડવો જોઈએ નહી, ખૂલ્લા પગે હોઈએ તો પ્લગને બોર્ડમાં નાંખવો જોઈએ નહી, પગની નીચે કોઈ વસ્તુ હોવી જોઈએ. કરંટ કઇ રીતે લાગી શકે છે? કેવી રીતે શું થઇ શકે છે તેથી તો ઈલેકટ્રીકલ સુરક્ષા વિશે પાયાની વસ્તુઓ બાળકને પોતે શીખવાડવી જોઈએ. અને છોકરાઓને તે પણ સમજાવવું જોઈએ કે જો કયાંકથી પ્લાસ્ટિક સળગવાની સુગંધ આવે તો તરત જ જુઓ કે કોઈ વિજળીનો તાર તો નથી સળગી રહ્યો. કોઈ વિજળીનો તાર ગરમ તો નથી થતો. એક કનેકશન પર વધારે વસ્તુઓને જોડી દેવાથી તે કનેકશન સળગી શકે છે. અને તેના કારણે ઘરમાં આગ લાગી શકે છે તો આ ઈલેકટ્રીકલ સુરક્ષા વિશે પણ બાળકોને શીખવાડો કે જેથી બાળકો આ વસ્તુઓથી બચી શકે.

ત્યાર પછી આવે છે આગ સામે સુરક્ષાઃ આગ સામે સુરક્ષા વિશે આ વાત ધ્યાનમાં રાખો કે કઇ કઇ વસ્તુઓ દ્વારા આગ લાગી શકે છે. દાખલા તરીકે જો ઘરમાં અમુક વસ્તુઓને ચાલુ અવસ્થામાં જ રાખવામાં આવે તો તે એટલી ગરમ થઇ જાય છે કે જેના કારણે આગ લાગી જાય છે. તો કઇ કઇ વસ્તુઓથી આગ લાગી શકે છે? આ વાત બાળકોને સમજાવવી અને તે પણ સમજાવો કે જો કોઈ જગ્યાએ આગ લાગી જાય તો બાળકો આગને ઓલવવા(બુજાવવા)ની કયારેય કોશિશ ન કરે. ઘરમાંથી બહાર નીકળી જાય (જો ઘરમાં આગ લાગી હોય તો) આ છોકરાઓ બહુ મોટી ભૂલ કરે છે કે નાની ઉંમરમાં જયારે ઘરમાં આગી લાગેલી જુએ છે તેઓ તેમની રીતે આ આગને ઓલવવાનો પ્રયત્ન કરે છે અને આગમાં બળી જાય છે. તેથી છોકરાઓને તાલીમ આપવી જોઈએ કે જો ઘરમાં આગ લાગેલી જુએ, તો બે કામ કરવાં જોઈએ. એક કામ છે ચીસો પાડીને બધાને સજાગ કરે અને બીજુ કામ છે ઘરમાંથી તરત જ બહાર નીકળી જવું. ચીજ વસ્તુઓ બચાવવા કરતા જીવ બચાવવો વધારે જરૂરી છે. પરંતુ છોકરાઓ હજુ વધારે મોટા થાય તો તેમને સુરક્ષા માટેની કવાયત કરાવવી જોઈએ કે ઘરમાં આગ લાગે તો

ઘરમાંથી બહાર કઇ રીતે નીકળવું? બહાર કઇ રીતે નીકળી શકાય? ધારો કે કયાંક પૂર આવી જાય, તો સૌથી ઉંચી જગ્યાએ જવું જોઇએ. જો કોઇ જગ્યાએ વાવાઝોડું આવી જાય તો સૌથી નીચી જગ્યાએ જવુ જોઇએ. જે દેશોમાં વાવાઝોડુ ખુબ આવે છે ત્યાં એવું સમજાવવામાં આવે છે કે તમે જમીન પર સુઇ જાઓ નહીંતર હવાનું દબાણ સર્જાશે અને બાળકોને ઉડાડીને બસ્સો માઇલ દૂર ફેંકી દેશે.

આ સુરક્ષાની વાતોમાં પોતાના છોકરાઓને તેની અગત્યતા સમજાવીને શીખવાડે. જેથી બાળક પોતાની રક્ષા કરી શકે. તેમને હદીષ શીખવાડો કે નબી(સ.અ.વ.)એ કહ્યું તમારા જીવનો તમારી ઉપર હક છે. હવે જે રીતે સારો ખોરાક ખાવો એ હક છે તે જ રીતે પોતાના શરીરને નુકસાનથી બચાવવું એ પણ પોતાના જીવનો હક છે. તેથી તેને પુણ્ય (સવાબ)નું કામ સમજી કરવું જોઇએ અને તે રીતે જ બધાં જ કામો કરવાં.

## નવયુવાનોને નાણાંકીય વહીવટી સંચાલનનો અનુભવ

આગળનો મુદ્દો છે યુવાનો અને નાણાંકીય વહીવટ : છોકરાઓને બાળપણથી સમજાવવું જોઇએ કે માલ અલ્લાહ તઆલાની એક નેઅમત (વરદાન) છે. તેને કમાવવા માટે પણ મહેનત કરવી પડે છે અને તેને ખર્ચ કરવામાં હોશિયાર રહેવું પડે છે. અને કયામતના દિવસે માલ વિશે બે પ્રશ્નો પુછવામાં આવશે. માલ (ધન) કયાંથી કમાવ્યો? અને તેને કયાં ખર્ચ કર્યો? છોકરાઓની અંદર હલાલ રોજીનું મહત્વ બેસાડો. જેથી બાળપણથી જ બાળકોને ખબર હોવી જોઇએ કે મને મારા શરીરની એક પેશી પણ હરામ માલથી બનાવવી નથી. નહીંતર શરીરનો તે ભાગ કયામતના દિવસે જહન્નમ (નર્ક)માં સળગાવવામાં આવશે. આ વસ્તુઓ નાના બાળકોને શિખવાડો. અને તે શીખવાડવાની રીત એ છે કે તમે બાળકને ખરીદી કરવા માટે સાથે લઇને જાઓ તો કિંમતની ચુકવણી બાળકો પાસે કરાવો. બાળકો પાસે બીલ વંચાવો જેથી તેને વસ્તુની કિંમતની ખબર પડે કે કઇ વસ્તુ મોંઘી છે અને કઇ વસ્તુ સસ્તી છે તો વસ્તુની કિંમત વિશે તેની અંદર સમજ આવી શકે.

ઘણા લોકો જે ખૂબ માલદાર હોય છે. અમે જોયું છે કે તેઓ આઠ-નવ વર્ષના છોકરાને ક્રેડીટ કાર્ડ પકડાવી દે છે. આનાથી મોટી બીજી કોઇ ભુલ નહી હોય. આ Plastic money તો એવી વસ્તુ છે કે મોટી ઉંમરના લોકોને અંદાજ નથી આવતો કે મેં કેટલા ખર્ચ કર્યા? પછી નાની ઉંમરના

છોકરાઓને શું સમજ પડે? તેથી જે છોકરાઓના હાથમાં ક્રેડીટ કાર્ડ આવી જાય છે પછી તેઓ પોતાની ગંદી મિત્રતાને પણ નિભાવે છે. ભેટ પણ આપે છે અને એવી એવી જગ્યાઓ પર ટીકીટો પણ ખરીદે છે જેના વિશે માતા–પિતા વિચારી પણ નથી શકતાં. તેથી સારી વાત એ છે કે ક્રેડીટ કાર્ડ છોકરાઓના હાથમાં આવવો જોઇએ જ નહી. તેમ છતાં બાળકો સાથે રમત રમો. અમારા એક માર્ગદર્શક ખ્વાજા અબ્દુલમાલિક સિદ્દીકી(રહ) એ તેમની પત્નિને બાળકોના ખાવા–પીવાની ઘણી બધી ચીજવસ્તુઓ ઘરમાં લાવી આપી હતી. અને તેમની પત્નિ એ તેનું નામ ઘરની દુકાન રાખ્યું હતુ. તેથી ઘરના બાળકોને બહાર જઇને બીજી દુકાનમાંથી કોઇ પણ વસ્તુ ખરીદવાની છૂટ ન હતી. બાળકો પિતા પાસેથી પૈસા લાવતા અને માતાજી પાસે આવીને પૈસા આપીને વસ્તુ ખરીદતા હતા. તો આ રીતે બાળકોની જરૂરીયાત પણ પૂરી થઇ જતી અને તેમને પૈસાનું મહત્વ પણ સમજાતુ હતુ. બાળપણથી જ બાળકોને પૈસા ભેગા કરવાની ટેવ પાડવી જોઇએ. તેથી જયારે તેઓ પૈસા ભેગા કરે તો તેમને કહેવું જોઇએ કે તેમાંના એક ભાગથી તું તારી જરૂરીયાત પૂરી કરી શકે છે અને એક ભાગ અલ્લાહના રસ્તામાં સદક–એ–જારિયા (દાન) કરીને આપી શકે છે. શિક્ષણ પર ખર્ચ કરી શકે છે, અને તેમાંથી ત્રીજો ભાગ તું તારા કટોકટીના સમયે ખર્ચ કરી શકે છે. તો છોકરાને બાળપણથી ખબર પડી જાય કે મને શું કરવાનું છે. જયારે તમે ઘરનાં ખર્ચનો અંદાજ કરો ત્યારે છોકરાને તે મિટિંગમાં સમાવી લો, તો બાળકને ભાન થશે કે માલ–પૈસા હિસાબ વગર નથી આવતા. પરંતુ તેની એક માત્રા હોય છે. તેથી બાળક શરૂઆતથી સાવધાન થઇ જાય છે. તેથી જ મેં અમુક સમજદાર લોકોને જોયા કે જેઓ લાખોપતિ મોટા ઉદ્યોગપતિઓ હોય છે, જયારે તેમના છોકરાઓ ભણતર પૂરું કરે છે, તો તેઓ તે છોકરાઓને શરૂઆતમાં વેપાર પર નથી બેસાડતા પણ એવું કહે છે કે બેટા! બે વર્ષ સુધી તને બીજી કોઇ કચેરીમાં કામ કરવાનું છે. જયારે છોકરો કોઇ બીજી કચેરીમાં કામ કરે છે તો તેને લોટ, દાળના ભાવની ખબર પડી જાય છે. ફરજ (કાર્ય કરવાની જગ્યા) પર કઇ રીતે આવવાનું હોય છે? તેઓ કેવા કામ કરાવે છે? બૉસ શું કરે છે? તે ઘણું બધું શીખે છે. ત્યાર પછી જયારે તે પિતાના ધંધાને સંભાળે છે ત્યારે તે પોતાના પિતાના ધંધાને સફળતાપુર્વક આગળ વધારે છે. તેથી એક વાત ધ્યાનમાં રાખો છોકરાઓ પૈસાના વપરાશમાં

પોતાના મોટા લોકોની નકલ કરે છે. માતા–પિતા પોતે પણ જુએ. જો છોકરી જોઇ રહી છે કે ખોરાક રાંધતી વખતે માતા એવું કહે છે કે પૈસા નથી તેથી આપણે આ વસ્તુ નથી રાંધી શકતા, પરંતુ બીજી બાજુ માતા મોંઘી મોંઘી વસ્તુઓ પોતાના માટે ખરીદીને લાવી રહી છે તો ખરેખર છોકરી આશ્ચર્યમં પડશે. તો માતા–પિતા પોતે નમૂનો બનીને બતાવે. માતા–પિતા પોતે બિનજરૂરી અવિચારી ખર્ચ કરવાથી બચે, તો તેમના સંતાનો પણ બિનજરૂરી ખર્ચ કરવાથી દૂર રહેશે. જો માતા–પિતા બીજા લોકો પાસેથી ઉછીના પૈસા માંગશે તો છોકરાને પણ ઉછીના પૈસા લેવા મુશ્કેલ લાગશે નહી. તો આ નાંણાનું સંચાલન એક વિષય છે.

હાં, Extrem of every thing is bad (દરેક વસ્તુનો અતિરેક ખરાબ છે) છોકરાઓને Money oriented (દરેક કામમાં પૈસા જ મતલબ) પણ ન બનાવો. એવું પણ ન થાય કે તે હંમેશા પૈસા પૈસા કર્યા કરે, તો આ હદ સુધી પણ જવા દેવો નહી. તેને સમજાવો કે આ માલ દીન (ધર્મના કામમાં) ખર્ચ કરવા માટે છે. અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા માટે છે. તેથી જે છોકરાઓ પૈસાની લાલચમાં ડુબી જાય છે, તેનાથી એક મોટું નુકસાન તે થાય છે કે તેઓ વિદેશ જઇને પૈસા કમાવવા વિશે વિચારતા રહે છે અને જે છોકરો કે છોકરી વિદેશ જઇને કમાવવાનું વિચારવા લાગે છે તો તેમની અંદર દુનિયાભરની ખરાબીઓ આવી જશે.

બીજી વાત કે જે છોકરાઓ પાસે પુષ્કળ પૈસા હોય છે આવા છોકરાઓ યુવાન થઇ નશામાં લાગી જાય છે. આવા છોકરાઓ જ પ્રેમ પ્રકરણમાં પડી જાય છે. અને પ્રેમિકાને ભેટ આપવી તેમના માટે સરળ હોય છે. તેથી આ પૈસા એટલા વધારે ન આપો કે ફાલતુ પૈસા હાથમાં હોય. પણ એટલા પૈસા આપો કે તેમને જરૂરતના સમયે બીજા પાસેથી માંગવા ન પડે તેને નાણાકીય સંચાલન કહે છે.

## છોકરાની નાફરમાનીના કારણો શોધવાં

ત્યાર પછી એક મુદ્દો છે કે નવયુવાન છોકરાઓ નાફરમાની (હઠ, જીદ, માતા–પિતાનું ન માનવું) કેમ કરે છે? આ બહુ મહત્ત્વનો મુદ્દો છે, તેથી સ્ત્રીઓ ધ્યાનથી સાંભળે.

ક્યારેક ક્યારેક તે નવયુવાન વિચારે છે કે માતા–પિતા મારી

અવગણના કરે છે. ક્યારેક તેઓ એવું વિચારે છે કે મને જે વસ્તુ જોઇએ છે, તે અહીંયા (ઘરમાં) મળતી નથી. ક્યારેક તેઓ વિચારે છે કે માતા–પિતા મારા કહેવાનો મતલબ નથી સમજતા. ક્યારેક તેઓ એવું વિચારે છે કે મને દરેક બાબતે કેમ ઠપકો આપવામાં આવે છે? ક્યારેક તેઓ થાકેલા હોય છે અને એકાંત ઈચ્છતા હોય છે. તેથી તેઓ કોઇ કામ કરવા માંગતા નથી તો આ વાતને સમજવાનો પ્રયત્ન કરવો. ઘણી વાર તેઓ મૂંઝવણમાં હોય છે. તેમને સમજમાં નથી આવતુ કે હું શું કરૂં? તેઓ ચુપ થઇને બેસી જાય છે અને કશું સમજતા નથી. માતા–પિતા એવુ સમજે છે કે આ છોકરો નાફરમાની કરે છે. પરંતુ તે મૂંઝવણમાં પડેલ હોય છે. ઘણી વખત છોકરાને કોઇ વસ્તુ માનસિક રીતે હેરાન કરતી હોય છે. દાખલા તરીકે શાળામાં કોઇને મિત્ર બનાવ્યો હતો, પણ તે રિસાઇ ગયો. હવે આ છોકરો ઘરમાં આવીને માતા–પિતાની વાતોમાં રસ જ નથી લેતો, તેમની વાતો સાંભળતો જ નથી, તેથી માતા–પિતા કહે છે કે આ છોકરો નાફરમાન છે. પણ તે નાફરમાન નથી હોતો પણ તે સમયે તેના મિત્રની ગેરહાજરી તેને સતાવતી હોય છે. અને ક્યારેક ગુનાહોવાળા માહોલ ને કારણે તે છોકરો માતા–પિતાની વાત માનવાને મહત્ત્વ નથી આપતો. તે આઝાદી અનુભવે છે. તેથી જો કોઇ છોકરો નાફરમાન થઇ જાય તો માતા–પિતા તેનું કારણ શોધવાનો પ્રયત્ન કરે. તેનું કારણ શોધવાની જવાબદારી માતા–પિતાની છે.

## છોકરાઓની નાફરમાનીનું નિરાકરણ કેવી રીતે કરવું

હવે જો ખબર પડી જાય કે છોકરો નાફરમાની કરે છે. તો શું કરવું? આ એક મહત્વનો મુદ્દો છે. જો નાનું બાળક નાફરમાની કરે, તો તેને કહો કે હું તને આ નહી આપું, આ વસ્તુ નહી અપાવું, જયારે બાળકને ખબર પડશે કે નાફરમાની કરવાથી મને વંચિત કરી દેવામાં આવશે, તો તે ડરી જશે. તેમ છતાં તે નાફરમાની કરે તો તેને ખૂણામાં ઉભા રહેવાની સજા આપો. આ ખૂણામાં ઉભા રાખવાની સજા નાની છે પણ બહુ અસરકારક છે. તેથી સાત વર્ષથી નાના બાળકને તમે કહેશો કે જા ખૂણામાં જઇને ઉભો થઇ જા, તો તે ના નહી પાડે, કારણ કે સાત વર્ષ પહેલા બાળક ગુલામ હોય છે. તે તેમ જ કરશે જેમ તમે કહેશો. પરંતુ સજાનો જે સમય છે તેની ગોઠવણી હોવી જોઇએ. જેટલા વર્ષનું બાળક તેટલી મિનિટ તેની સજાનો સમય. ત્રણ વર્ષના બાળકની સજા ત્રણ મિનિટ તેમજ ચાર અને પાંચ વર્ષના બાળકની

સજા અનુક્રમે ચાર અને પાંચ મિનિટ હોવી જોઇએ. અને જો કોઇ વધારે સમસ્યા ઉભી કરે તો કોઇક સમયે તેને તે સજા બમણી પણ કરી શકાય છે, જેથી બાળકને બોધ મળે. એક વાત દયાનમાં રાખો કે જયારે છોકરાને ધમકાવવામાં આવે અથવા કોઈ સજા આપવામાં આવે, તો તેના પ્રત્યાઘાતમાં તે છોકરો નાફરમાન બની જાય છે. તેને વધારે પડતો નરમ સ્વભાવ કહેવાય છે. આ બાબત પણ બાળકને નાફરમાન બનાવી દે છે. છોકરાને કોઈ વાત કહેવી હોય તો જોહુકમીથી ન કહો. પરંતુ સહકારની રીતે કહો. છોકરાને બિનજરૂરી પ્રશ્નો ન પુછો. આ રૂમ હજુ સુધી કેમ ગંદો છે? તુ કેવી રીતે જીવન જીવીશ? આવા સવાલોથી છોકરાના મગજમાં વિપરીત અસર થાય છે. તેને તે કહો જે કરવાનું છે. દાખલા તરીકે મોટી ઉંમરની સ્ત્રીઓમાં સામાન્ય રીતે આ ટેવ હોય છે કે તેઓ પોતાના પતિને કહેતી હોય છે કે હું ખુશ નથી. કેમ ખુશ નથી? એનું કારણ નહી બતાવે. એવું કહેશે કે છોકરાઓ તમે બહુ શોર કરો છો પણ એવું નહી કહે કે છોકરાઓ! ચુપ રહો. એવું કહેશે કે રાત્રે તું બહુ મોડો આવે છે. પણ એમ નહી કહે કે રાત્રે જલ્દી ઘરે આવી જજે. બાળકો હકારાત્મક વાત સાંભળવા ઈચ્છે છે અને આપણે સામાન્ય રીતે નકારાત્મક રીતે વાત કરતા હોઈએ છીએ. સ્ત્રીઓને પોતે આ વાતનો અનુભવ હશે કે તેઓ સામાન્ય રીતે નકારાત્મક પ્રશ્નો છોકરાઓને પૂછતી હોય છે. તેના બદલે તેની સાથે હકારાત્મક રીતે વાત કરવી જોઈએ કારણ કે બાળક સાત વર્ષથી પહેલા હકારાત્મક રીતે વાત સાંભળવાનું પસંદ કરે છે.

હવે માતા કહે શું આ કાર્ય હું કરૂં? પિતા કહે શું આ કાર્ય હું કરૂં? તેનાં મગજને વિચારો કે તમે કયા કારણોસર તેની સાથે આવી વાત કરો છો? કે તુ જીવન કઇ રીતે પસાર કરીશ? બાળક પાસે આનો કોઈ ઉત્તર હોતો નથી. વિસ્તૃત વર્ણવાનું છોડી દો. ઘણીવાર માતા બાળક સાથે વાત કરે છે અને તેને સમર્થન આપે છે, જે માતાએ સમર્થન આપવાનું શરૂ કર્યું તે માતાએ બાળકને બતાવી દીધુ કે તુ જીત્યો અને હું હારી ગઈ.

કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે જયારે બાળક જીદ કરે છે, ત્યારે સમજાવવા બેસી જાય છે. જયારે બાળક જીદ પૂરી કરે પછી સમજાવવાનો ફાયદો શુન્ય હોય છે. કારણ કે મગજની બે અવસ્થાઓ હોય છે. એક છે (Receptive mode) ગ્રહણશીલ અવસ્થા આ અવસ્થામાં બાળકને જે કહેવામાં આવે છે તેને તે માને છે. અને સ્વીકારે છે. બીજી અવસ્થા છે રક્ષાત્મક (Defensive mode) અવસ્થા. જો બાળક આવા મગજવાળું થઇ જાય, તો જીદના સમયે તેના મગજમાં કોઇ વાત ઉતરતી નથી. આ સમયે

તમે તેને જે કહો છો તે બધુ જ મગજની ઉપરથી જાય છે. તેના મગજમાં કશું જતુ નથી. આવા સમયે જયારે બાળક જીદ કરી રહ્યુ હોય ત્યારે તેને સમજાવવા માટે બેસવું છેલ્લી હદની બેવકૂફી છે. અને સામાન્ય રીતે લગભગ બધી જ સ્ત્રીઓ આવું કરતી હોય છે. બાળકે હઠ પકડી અને તે સમયે સ્ત્રીઓ તેને સમજાવતી હોય છે આ સમયે સમજાવવામાં કોઇ ફાયદો નથી. આવા સમયે તો બાળક સામે થઇ જશે, ગુસ્સો કરશે, આ તેની લડાઇની અવસ્થા છે. અને જો બાળક અશકત હશે તો ચુપ થઇ જશે આ તેની શાંત અવસ્થા હશે તે એક તરફ થઇ જશે. તો આવા સમયે છોકરાઓને કશું કહેવાની જરૂર હોતી નથી.

વૈજ્ઞાનિકોએ સંશોધન કર્યું છે કે સાત વર્ષથી પહેલાં બાળક માનસિક રીતે ભાષણ સાંભળવા માટે તૈયાર હોતું નથી. તેથી સાત વર્ષથી પહેલા બાળક સામે ભાષણ આપવું અયોગ્ય છે. તેના મગજની હાલત એવી હોય છે કે તે સારી રીતે કહેલ વાત સાંભળવા માટે તૈયાર હોય છે. કારણ કે તે ગુલામ હોય છે અને ગુલામને તો ભાષણ જોઇતું જ નથી. ઘણી વખત માતા–પિતા છડેચોક બાળકથી નારાજગી જાહેર કરી દેતા હોય છે. જો તમારું બાળક બહુ નાફરમાની કરે, તો તેને બીજાઓ દ્વારા સમજાવો. દાખલા તરીકે પિતા છોકરાને કહે કે તારી આ આદતથી તારી માતા નારાજ છે. માતા કહે છે કે બેટા! તારી આ વાતથી તારા પિતા બહુ નારાજ છે. તો બીજાઓ દ્વારા સમજાવેલ વાતની બાળક પર વધારે અસર પડે છે.

# બાળકની નાફરમાની ઓછી કરવાની રીતો

જેવી રીતે પહેલા અને બીજા વિષયમાં કહ્યું હતું કે બાળકો ચાર પ્રકારના હોય છે અને દરેક પ્રકારના બાળક સાથે અલગ અલગ વ્યવહાર કરવો પડે છે. દાખલા તરીકે જો બાળક ભાવુક હોય અને તે નાફરમાની કરતો હોય, તો તે બાળક પાસે બેસો અને તેની વાત સાંભળો. જયારે તમે તેની વાત સાંભળી લેશો તો સમસ્યાનો ઉકેલ આવી જશે. આવા બાળકને સીધો કરવાની જરૂર હોતી નથી કે તેને ઠપકો આપીને સીધો કરવો. આવા બાળકને માત્ર માતા–પિતાનો સમય જોઇએ છે. તેને પોતાની પાસે બેસાડો, તેને છાતીએ લગાડો, તેના માથા પર પ્રેમથી હાથ ફેરવો અને તેની વાત સાંભળી લેવી, જયારે તે અંદરની વાત બહાર કાઢી નાંખશે, તો આવુ બાળક માતા–પિતાની આજ્ઞાનું પાલન કરવા તરફ પ્રેરાઇ જાય છે.

જે બાળકો સક્રિય હોય તેમને તમારા કામમાં સમાવી લેવું. સામાન્ય

રીતે સ્ત્રીઓ એવી ભુલ કરે છે કે આવા બાળકોને બીજા લોકો સામે શિક્ષા કરે છે, પછી તેઓ વધારે નાફરમાન બની જાય છે. કારણ કે તેમની અંદર અહંમ બહુ જ હોય છે.

જે બાળકો પ્રતિભાવશાળી હોય તેમને વાર્તાઓ સંભળાવો. આ માણસે આવુ કર્યું, એક છોકરો હતો, આવુ થયુ, એક છોકરી હતી, આવું થયું, વાર્તાઓ દ્વારા પ્રેરાઇ જાય છે. તેઓ એવુ કહેવા લાગે છે, મમ્મી તુ જેમ કહે છે હવે હું એવુ જ કરીશ. આવા બાળકોને માત્ર હુકમની જરૂર હોય છે. માતા કહે કે બેટા! આ કામ કર, તે કરશે.

અને જે બાળકો ગ્રહણશીલ હોય છે તેમના જીવનમાં તાલમેલની જરૂર હોય છે. તેઓ ઇચ્છે છે કે માત્ર એક સ્થિર જીવન હોય અને તેમા કોઇ પણ વિઘ્ન કે ખલેલ ન હોય. હું મારુ જીવન એક જ લક્ષ્ય પ્રમાણે વિતાવતો રહું. માતા–પિતાનો ઝઘડો અને આવી વસ્તુઓ તેમને પરેશાન કરે છે.

## સજા આપવા કરતા ઈનામ આપીને બાળકને પાલન કરાવવું

બીજી વાત કે બાળકોની નાફરમાનીને ઓછી કરવા માટે સજા કરવા કરતા ઈનામ આપવાની રીત વધારે સારી છે. મહત્વની વાત. જો સંવેદનશીલ બાળક નાફરમાની કરે તો તેને કહો કે જો તું મારી વાતનું પાલન કરીશ તો હું તને વધારે સમય આપીશ. પિતા છોકરાને કહે કે હું તને ત્યાં ફરવા લઈ જઈશ. આવા સંવેદનશીલ બાળકો માતા–પિતા સાથે વધારે સમય મળવાના ઇનામથી ખુશ થઇ જાય છે. અને નાફરમાની છોડી દેતા હોય છે. જો ક્રિયાશીલ બાળકને તમે એવું કહો કે હું તારી સાથે વધારે સમય વીતાવીશ તો તે નહી માને. પરંતુ તેમને એવું કહો કે કાલે આપણે બગીચામાં જઇને ફૂલો વીણીશું એટલે કે આપણે સાથે મળીને કામ કરીશું. દાખલા તરીકે આપણે રસોડામાં સાથે મળીને આ વસ્તુ રાંધીશુ, આમ સાથે મળીને કામ કરવાનું ક્રિયાશીલ બાળકને ગમે છે. અને તેઓ તરત વાતને માની લેતા હોય છે. જો પ્રતિભાવશાળી બાળક હોય તો તેને કહો કે તું મારી વાત માની લે હું તને સુંદર વાર્તા સંભળાવીશ તે સરસ વાર્તા સાંભળવા માટે તમારી વાત માનશે. અને જો ગ્રહણશીલ બાળક હોય તો તેને કહો કે જો તુ મારી વાત માની લઇશ તો હું તને ઇનામ આપીશ. તો ઇનામને કારણે તે બાળક વાત માની લેતુ હોય છે. આમ, માતા–પિતા પોતાના બાળકોને ઇનામ આપવું જોઇએ. જો છોકરો મોટો થઇ ગયો હોય તો તેની માટે વાપરવા માટે પૈસા નકકી કરવા જરૂરી હોય છે. જેથી છોકરાને કોઇ બીજા પાસેથી માંગવા પડે નહી. પરંતુ ખર્ચ માટે આપેલ પૈસા જરૂરત પુરતા હોવા જોઇએ. તે

વધારાના વેડફે નહી તેમ આપવા જોઇએ. જો કોઇ વખત છોકરો માનતો ન હોય તો તેને મનાવવા માટે એવું કહી શકાય કે આ વખતે હું તને ખર્ચ માટેના પૈસા બમણા આપીશ. પરંતુ ખર્ચ માટે આપેલ પૈસા એટલા ઓછા હોવા જોઇએ કે જેને બમણા કરવાથી કોઇ નુકસાન ન થઇ શકે. આ બધી રીતે બાળકની નાફરમાની ઓછી કરી શકાય છે.

હવે જો બાળક જાહેર સ્થળ પર નાફરમાની કરે, રડે કે ધમાલ કરે તો માતાએ શું કરવું? જો બાળક નાનું હોય તો દરેક નાના બાળકને કંઇક ચીજ વધુ પસંદ હોય છે. કોઇ ટોફી, કોઇ ચોકલેટ, કોઇ ચીપ્સ કંઇક ને કંઇક જે બાળકને વધુ પસંદ હોય. માતાએ હોશિયાર રહેવું જોઇએ, જયારે બાળકને લઇને બહાર નીકળે તો આ વસ્તુમાંથી જે બાળકને પસંદ તે પોતાના પર્સમાં રાખવી. માતા પોતે આવી વસ્તુઓ મૂકવાનું ભૂલી જાય છે અને જયારે બાળક સતાવે છે ત્યારે તેને સંભાળી શકતી નથી અને પછી બાળકનો દોષ કાઢે છે જો કે ભૂલ પોતે કરી છે કે બાળકની પસંદની કોઇ વસ્તુ તેની જોડે નથી. જો બાળક ધમાલ કરવા લાગે તો તેને કહો કે મારી પાસે તને મનગમતી આ વસ્તુ છે, હવે તમે ચુપ થઇ જાઓ અને તેની વાત માની લો. તો જયારે બાળકને મનગમતી વસ્તુ મળી જશે તો પછી તે કેવી રીતે નાફરમાની કરશે? અને આમ કરવાથી પણ બાળક ન માને તો તેને કહો કે જો બેટા! જો તું આ વખતે મારી વાત માની લે હવે પછી હું તારી વાત માની લઇશ. કેટલાક બાળકો આ રીતે પણ રાજી થઇ જાય છે.

પંદરમી વાત, જો છોકરો મોટો થઇ જાય અને માતા એવું અનુભવે કે તેની બેસવા–ઉઠવાની છટા બદલાયેલી છે. તેનો અર્થ એ હોઇ શકે કે તે છોકરો નશાવાળી વસ્તુઓમાં પડી ગયો હોય. જો તેના પરિણામ સારા ન આવતા હોય, ભણવામાં રસ ન હોય, તો તેને રસ કોઇ બીજી જ વસ્તુઓમાં છે તેનો ડ્રગ ટેસ્ટ કરાવો. તેનો માત્ર એક ઉપાય છે કે છોકરા સાથે સહાનુભૂતિ (હમદર્દી) દાખવો અને તેના હૃદયને હળવુ કરવું. પછી તે પોતે કહેવા લાગશે કે હું આવા કામ કરું છું. તો તેના કરુણી બનીને તેને સમસ્યાઓમાંથી બહાર નિકળવામાં મદદ કરવી. છોકરો પોતે પરેશાન હોય છે કે આ સમસ્યાઓમાંથી બહાર કેવી રીતે નીકળી શકાય અને નફસ (મન)થી મજબુર પણ હોય છે જયારે તેને માતા–પિતાની સહાનુભૂતિ (કરુણા) મળી જાય છે તો તેના માટે સંકટ માંથી નીકળવું સરળ થઇ જાય છે.

આગળની વાત કે જયારે બાળક ગાળો આપે અથવા અપશબ્દો બોલે તો નાના વયના બાળકને ખૂણામાં ઉભુ રાખવું એ શ્રેષ્ઠ સજા છે. જો

આમ કરવાથી પણ બાળક ન માને તો તેને કહો કે અમે તને જે અધિકાર આપ્યો છે તે ઝુંટવી લઇશુ જયારે તેને લાગી આવશે કે મારો અધિકાર જતો રહેશે તો તે અપશબ્દો બોલવાનું બંધ કરશે.

# અલ્લાહના દરબારમાં મદદ માંગવી

છેલ્લો મુદ્દો કે જો નાફરમાન છોકરો કોઈ પણ વાત નથી સમજતો તો પછી શું કરવું? તેને કહે છે અલ્લાહના દરબારમાં દુઆ માંગવી. તે ખુદા પાસે દુઆ માંગવી જેની બે આંગળીઓ વચ્ચે બધા માનવીઓના દીલ છે. તેથી અબ્દુલવહહાબ શઅરાની(રહ) લખે છે કે મારો પુત્ર દીન પર ચાલતો ન હતો, મેં બહુ કોશિશ કરી અંતે હું અલ્લાહ સામે ઝુકયો અને ખુબ દુઆ માંગી મારી દુઆ કબૂલ થઈ અને અલ્લાહે તેને મારા જ્ઞાનનો વારસદાર બનાવ્યો. અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક નામના એક બહુ મોટા મુહદ્દીષ(હદીષનું ઉંડુ જ્ઞાન ધરાવનાર) થઈ ગયા. તેમના વિશે કહેવાય છે કે તેમના માતા–પિતા બહુ માલદાર હતા તેથી તેઓ તેમની યુવાનીની શરૂઆતમાં ગંદા અને અશ્લીલ કામોમાં લાગી ગયા હતા. તેમને કામવાસનાની ટેવ પડી ગઈ હતી. આ નવયુવાન આખો દિવસ બહાર મશ્ગૂલ રહેતા હતા. માતા–પિતા બહુ નેક હતાં પણ આ છોકરો તેમના માટે માથાનો દુખાવો બની ગયો હતો. માતા–પિતા તેમની તરફથી તેના માટે દુઆઓ માંગતા હતા. અલ્લાહની શાન કે માતા ની દુઆ જન્નતની હવા. તેની માતાએ અથવા બાપે એવી તડપથી દુઆ માંગી કે છોકરાને ભાન થઈ ગયું કે હું મારા માતા–પિતાને કેટલું સતાવું છું, પછી છોકરો નેક (સારા) કાર્યો તરફ આવ્યો અને એટલો બધો નેક બન્યો કે મુહદ્દીષ બની ગયો. તેમની પાસેથી એક એક દર્સ (લેકચર)માં ચાલીસ ચાલીસ હજાર વિદ્યાર્થીઓ એક સાથે હદીષનું જ્ઞાન મેળવતા હતા. અને અસ્માઉર્રિજાલ નામના પુસ્તકમાં તેમની પ્રશંસામાં એટલા સારા શબ્દો લખવામાં આવ્યા કે કોઈ હદ નહી. મને માત્ર એક વાત કહેવી છે કે તેમની કલાસ (વર્ગ)ના એક મિત્ર કહેતા હતા કે મેં અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ)ના જીવનને કેટલાક વર્ષો સુધી તેમની નિકટ રહીને જોયું છે અને અંતે એ નિર્ણય પર પહોંચ્યો કે અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક(રહ) અને સહાબા–એ–કિરામ(રદી.)ના જીવનમાં માત્ર એક તફાવત છે કે સહાબા(રદી)ને નબી (સ.અ.વ.)ને જોવાની અમૂલ્ય તક મળી હતી, જે અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ)ને ન હતી મળી. તેના સિવાય અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક(રહ) અને સહાબા–એ–કિરામ(રદી)ના જીવનમાં કોઈ તફાવત

ન હતો. આ માતાની દુઆઓ હોય છે, જે બાળકની કિસ્મત ચમકાવી નાંખે છે. અને તેને અલ્લાહનો કબૂલ પાત્ર (મકબૂલ) બંદો બનાવે છે. અલ્લાહ તઆલા અમારા બાળકોને ફરમાબરદાર બનાવે, નબી(સ.અ.વ.)ના આશિક બનાવે અને અલ્લાહના પસંદીદા બંદા બનાવે.....આમીન

# છોકરીઓની કેળવણી

## છોકરી અલ્લાહની રહમત અને ઘરની આબરૂ છે.

આજનો વિષય છે છોકરીઓની કેળવણી. છોકરો અલ્લાહ તઆલાની નેઅમત (વરદાન) હોય છે. જયારે છોકરી અલ્લાહ તઆલાની રેહમત હોય છે. છોકરી ઘરની આબરૂ હોય છે. તેની આબરૂ પર ડાઘ પૂરા કુટુંબનું અપમાન હોય છે. તેની દલીલ કુર્આનથી મળે છે કે જયારે હઝરત મરયમ(અલૈ) તેમના પુત્ર હઝરત ઇસા(અલૈ)ને લઇને તેમની કોમના લોકો પાસે ગયા, તો તે લોકોએ જોયું કે એક છોકરી નાના બાળકને સાથે લઇને આવી છે. તો તેમણે પૂછયું હે હારૂનની બહેન! તમારા બાપ પણ ખરાબ ન હતા અને તમારી માતા પણ ખરાબ ન હતાં, આ આયત વિશે વિચારો કે વાત છોકરી સાથે કરે છે, પણ ચર્ચા તેના માતા–પિતાની થઇ રહી છે. તો સાબિત થાય છે કે છોકરીની એક ભૂલ પૂરા કુટુંબનું સન્માન ધૂળમાં મેળવી દે છે. અલ્લાહ તઆલાએ છોકરીને શરમના ઘરેણાથી સજાવી છે. તેથી પાક દામન છોકરીનીદુઆ અલ્લાહની નજીક મુસ્તજાબુદ્દઅવાત (કબૂલ થઇ જનાર દુઆ) વલી (સંત)ની જેમ કબૂલ થાય છે. અલ્લાહ તઆલા દરેક છોકરીને પાક પેદા કરે છે, જયાં સુધી કે તે કોઇ વ્યાભિચાર દ્વારા પોતે નાપાક ન થઇ જાય. અલ્લાહ તઆલાને શરમ બહુ જ પસંદ છે. આથી કુર્આને પાકમાં બે છોકરીઓનું વર્ણન કરવામાં આવ્યું છે જેનો અર્થ એ થાય છે કે ‘‘અને તે બે છોકરીઓમાંથી એક છોકરી શરમની સાથે ચાલીને આવી’’ એટલે કે તેમના ચાલવામાં પણ શરમ ટપકતી હતી.

ઇસ્લામી તાલીમમાં એ પણ શીખવવામાં આવ્યુ છે કે શરમ (હયા) ઇમાન (ઇસ્લામ)નો એક ભાગ છે. આજની દુનિયા પણ આ વાત માને છે કે

સ્ત્રીઓ દેશ અને સમાજની પ્રમાણિકતાનું નિશાન હોય છે. તેથી અમેરિકાના બીજા રાષ્ટ્રપતિ જહોન એડમ્સે તેમના ભાષણમાં કહ્યું, Women are barometer to the morality and virtue of a nation તેનો અર્થ છે કે સ્ત્રીઓ કોઇ પણ દેશ અથવા સમાજની પ્રમાણિકતાનું પારાશીશી હોય છે. તેથી છોકરીઓની કેળવણી કરવી એક અઘરું કામ છે. સૌપ્રથમ હું તે બાબતોની ચર્ચા કરીશ, જે આજે વિજ્ઞાન દ્વારા વૈજ્ઞાનિકો શોધી અને તેની સાથે સંમત થઇ ગયા છે.

## છોકરાઓની સરખામણીમાં છોકરીઓ વધારે ચોખ્ખા વિચારની હોય છે.

સૌ પ્રથમ વાત કે આજના યુગમાં છોકરીઓ શાળામાં છોકરાઓથી વધારે સારા ટકા મેળવે છે. તેનું કારણ એ છે કે તેઓ ભણવામાં વધારે ઘ્યાન આપે છે, ફાલતુ વિચારોથી ખાલી હોય છે અને સરળ સ્વભાવની હોય છે. બીજી વાત એ છે કે અલ્લાહ તઆલાએ તેમના સ્વભાવમાં કોમળતા (નમ્રતા) રાખેલ છે. તેમનું શરીર પણ કોમળ હોય છે, તેમનું હૃદય પણ કોમળ હોય છે. જયારે તેની સરખામણીમાં છોકરાઓ કડક સ્વભાવના હોય છે. હદીષે પાકમાં પણ હઝરત મુહમ્મદ (સ.અ.વ.)એ સ્ત્રીઓને ''કવારીર'' કહ્યું છે. ''કવારીર'' નો અર્થ કાચમાંથી બનેલ વસ્તુ થાય છે. આજના યુગમાં આપણે જેને Crystal (કાચનું) કહીએ છીએ. એવું સમજો કે પયગમ્બર (સ.અ.વ.) કહ્યું કે સ્ત્રીઓ એક કાચની જેમ હોય છે. તો તેમની કેળવણી માટે માતા–પિતાએ બહુ જ સજાગ રહેવાની જરૂર છે.

અમુક વાતો જેનું ઘ્યાન રાખવું જોઈએ, તે એ છે કે છોકરીને કહો કે ચુપ રહેવું એક સારી ટેવ છે. વધારે પડતી છોકરીઓ બોલવાનું પસંદ કરે છે. માણસ જેટલું બોલે છે પોતાના માટે એટલીજ મુશ્કેલીઓ ઉભી કરે છે અને તેટલી જ ભૂલો કરે છે. એક હદીષે પાક છે કે બોલવાથી માણસ પર બલા મુસીબત આવે છે.

## છોકરીની પસંદની રમત/રમકડાંમાં તેને છુટ આપો

જયારે છોકરી નાની હોય ત્યારે તેને રમવા માટેના રમકડાંમાં માત્ર ઢીંગલીઓ જ ન આપવી જોઈએ. પરંતુ તેને પસંદગીના રમકડાં આપવાં

જોઇએ. દાખલા તરીકે જો તેની અંદર એંજિનિયર બનવાની ક્ષમતા હશે, તો તે રોબોટ જેવાં રમકડા પસંદ કરશે. તેથી રમકડાની પસંદગી બાળક પર છોડવી જોઇએ. પછી ભલે તે રાબેતા મુજબ ન હોય અને એ વાત કે છોકરીઓ ગુલાબી રમકડાં પસંદ કરે છે અને છોકરાઓ વાદળી કલરના રમકડા પસંદ કરે છે તે આપણી વિચારસરણી છે. દરેક છોકરીને પોતાનો એક સ્વભાવ હોય છે તો રમકડાની પસંદગી વિશે છોકરી પર પાબંદી ન લગાઓ, તેને જેમાં રસ હોય તે જ રમકડા તેને લઇ આપો.

## છોકરીને બહેનપણીની પસંદગીની રીત શીખવવી

ઘણી વાર નાની છોકરી કોઇ મોટી વયની છોકરી સાથે વધારે સંબંધ (દોસ્તી) રાખે છે તેને રોકવી જોઇએ નહીં. એવુ શકય હોય શકે છે કે મોટી છોકરીની ટેવો તેને સારી લાગતી હોય અને તે મોટી છોકરીના વ્યક્તિત્વમાં તેને તેના જેવી ટેવો દેખાતી હોય. જો મોટી છોકરી સારી ટેવવાળી હોય તો નાની છોકરીનું તેની સાથે રમવું કોઇ ખરાબ વાત નથી. નાની છોકરીને જ સમજાવો કે સારી બહેનપણી કઇ રીતે પસંદ કરવી, બધા જ સારા મિત્રો નથી હોતા. જેવી રીતે આપણા મશાઇખ (વિદ્વાનો) પોતાનાં બાળકોને સમજાવતા હતા. જુઠા માણસ સાથે મિત્રતા ન કરવી, કારણ કે તે દૂરને નજીક અને નજીકને દૂર બતાવે છે. કંજૂસ માણસ સાથે મિત્રતા ન કરવી, કારણ કે તે તને એવા સમયે એકલો પાડી દેશે જયારે તને તેની જરૂર હશે. પાપી સાથે મિત્રતા ન કરવી, કારણ કે તે તને વેચી પણ દેશે અને ભાવની ખબર પણ નહી પડવા દે. સંબંધ તોડનાર સાથે મિત્રતા ન કરવી કારણ કે તેના પર અલ્લાહની ફિટકાર હોય છે. વધુમાં છોકરીને સમજાવો કે બે–હયા (બેશરમ) છોકરી સાથે મિત્રતા ન કરવી કેમ કે સ્ત્રીઓની શાન શરમ (હયા)માં છે. જેનામાં હયા નથી હોતી, તેની ઉપર અલ્લાહની ફિટકાર છે. તેની રૂહ (આત્મા)ને જગાવો. તેને સારા કામ અને ખરાબ કામોનો તફાવત સમજાવો. સામાન્ય રીતે સ્ત્રીઓ છોકરી સામે આ વસ્તુઓની ચોખવટ કરતી નથી . અધુરી વાત કહીને સંભળાવી દેતી હોય છે. બાળકોના મગજમાં તો અલગથી પાયો નાંખવાની જરૂર હોય છે. પછી છોકરીની અંદર જવાબદારીઓ ઉઠાવવાની સમજશક્તિ પેદા કરવી. તેને સમજાવો કે ઇમાનવાળા હંમેશા જવાબદાર હોય છે તેથી જે જવાબદારી આવે તેને પૂરી કરવી જરૂરી છે.

# છોકરીને કોઇ વસ્તુ શિખવવાના ચાર મુદ્દાઓ

સૌ પ્રથમ એ કે છોકરીઓ માટે કામ કરવું, બીજુ એ કે તેમની સાથે કામ કરવું, ત્રીજુ એ કે છોકરી કામ કરતી હોય તો તેની દેખરેખ રાખવી અને ચોથુ એ કે તેમને જાતે કામ કરવા દેવું. જો આ ચાર મુદ્દાઓ ધ્યાનમાં રાખવામાં આવે તો બાળક દરેક કામને સારી રીતે કરી શકશે. આજના રોજીંદા વપરાશની અને ખાવા–પીવાની વસ્તુઓમાં અમૂક એવા કેમિકલ હોય છે જે બાળકના વર્તન પર અસર કરે છે. તેને BPA કહેવાય છે. આ BPA પ્લાસ્ટીકમાં હોય છે. અને વૈજ્ઞાનિક ઢબે આ વસ્તુ સાબિત થઇ છે કે બાળકોમાં તેના દ્વારા તેમના સ્વભાવ પર ખરાબ અસર પડે છે. તો બાળકોને જે વસ્તુઓ આપો તે BPA મુકત હોવી જોઇએ.

# ખોરાક અને કામમાં વ્યસ્ત રહેવા વિશે સમજાવવું

સામાન્ય રીતે સ્ત્રીઓ શરૂઆતથી જ છોકરીઓને ખોરાકમાં પરેજી વિશે ખૂબ જ સાવચેત કરી દે છે તેના પરિણામે છોકરીઓને પોષણયુક્ત આહાર મળતો નથી. આ બાબતમાં બે વાતો પૂરતી છે. સૌ પ્રથમ એ કે હોંશિયારી સાથે જમવાની સમજ આપવી. બાળકને સમજાવી દો કે જમવા માટેના આહારોમાં સારો આહાર કયો છે. બીજી વાત Activity (કામ કરવું) જો તે છોકરી Active (કાર્યરત) રહે છે, રમે છે, દોડે છે તો પછી ખોરાક બાળકોને નુકસાન નથી પહોંચાડતો. પરંતુ તે તેના શરીર માટે જરૂરી છે. તો આહાર વિશે બે વાતો સારી રીતે ધ્યાનમાં રાખી લો. હોંશિયારી સાથે જમવું અને કાર્યરત રહેવુ.

# છોકરીને સમજાવવાની કે રોકવાની રીત

જો છોકરીને કોઇ વાત સમજાવવી હોય તો તે માટે ‘‘તુ’’ શબ્દનો ઉપયોગ ન કરવો, કે તેં આવુ કેમ કર્યુ? પરંતુ એ રીતે કહો કે આ વસ્તુ જોઇને મને અફસોસ થાય છે ‘‘હું (મેં)’’ શબ્દ છોકરી માટે વધારે અસરકારક શબ્દ છે. કારણ કે છોકરીઓ બહુ લાગણીશીલ હોય છે, કે મારા કારણે બીજા પરેશાન ન થાય. તે બહુ જ લાગણીશીલ સ્વભાવની હોય છે. તો જયારે પણ તમારે છોકરીને ટોકવી હોય તો તે આવું કેમ કર્યુ? તું આવી છે, તેવી છે કહેવા કરતાં એમ કહેવું કે મને આવું જોઇને દુઃખ થાય છે. હું દુઃખી થઇ. જયારે તમે ‘‘હું

(મેં)'' કહીને વાત કરશો, તો તે વાતની અસર છોકરી પર બહુ જલ્દી પડશે. પછી તેને સમજાવો કે ઘરના કામકાજમાં હંમેશા છોકરીઓ સાથ આપે છે. તેની અંદર ખિદમત (સેવા)નો ઉત્સાહ પેદા કરવો. તેને વાર્તાઓ સંભળાવો કે એક ગ્લાસ પાણી પીવડાવવાથી એક જહન્નમી જન્નતમાં જતો રહ્યો. જો નાનાં બાળકોને આવું સમજાવવામાં આવે તો બાળપણથી જ તેમની અંદર હમદર્દી (સહાનુભૂતિ) આવી જાય છે. તેથી સૈફુલ્લાહ (લેખકના પુત્ર)ની માતા રમઝાન શરીફમાં ઘણી બધી ગરીબ સ્ત્રીઓને ખાવાની અમૂક વસ્તુઓ આપતી હતી. એક વખત એક ઘરડી સ્ત્રી આવી અને પોતાની પીડા સંભળાવવા લાગી કે હું નિરાધાર છું, એકલી છું, મારી પાસે ખાવા–પીવા માટે કશું નથી, ગરીબીમાં દિવસો કાપી રહી છું. તો તેની માતાએ તે ઘરડી સ્ત્રીને લોટ, અને આવી ઘણી વસ્તુઓ આપી અને કહ્યું કે જાઓ અને રમઝાનનો મહીનો સારી રીતે વિતાવો. જ્યારે તે લઇને જવા લાગી તો સૈફુલ્લાહ તેની માતા પાસે ગયો અને કહેવા લાગ્યો કે મમ્મી હવે તે સ્ત્રી માટે આ વસ્તુઓ કોણ રાંધશે? હવે જુઓ કે ખાવા–પીવાની બધી વસ્તુઓ આપી પણ બાળકના મગજમાં તેનાથી એક પગલું આગળના વિચારો છે કે હવે તેને કોણ રાંધી આપશે? કારણ કે તે એકલી છે. તો આ રીતે બાળકના હૃદયમાં સેવા કરવાનો એક ઉત્સાહ પેદા કરી શકાય છે.

## છોકરીની સુંદરતાના નહી પણ તેના ચરિત્રના વખાણ કરવા જોઇએ

Do not praise girl for her appearence (છોકરીના વખાણ માત્ર સુંદરતાને કારણે ન કરો) પણ praise should be focused on efforts accomplishment (તેમના કામ અને કોશિશના વખાણ કરવા જોઇએ.) દાખલા તરીકે તું બહુ સારા ગુણ લાવી, તેં આ કામ કર્યુ! તેં આ સારું કર્યુ! તો તેના કામના વખાણ કરવા જોઇએ. સામાન્ય રીતે જોવામાં આવે છે કે માતા–પિતા માત્ર સુંદરતાના વખાણ કરે છે તો છોકરી બાળપણથી એવું સમજે છે કે સુંદરતા હોવી એ જ ખુશનસીબી (સૌભાગ્ય) છે.

## છોકરી પોતાના મનની વાત માતા–પિતાને કહે તેવો તેનો સ્વભાવ બનાવવો

છોકરીને મનની વાત કહેવા વિશે પ્રોત્સાહન આપો. છોકરીને

બાળપણથી જ એમ સમજાવવું જોઇએ કે જે વાત મનમાં હોય છે તે માતા–પિતાને કહેવી જોઇએ અને મનની વાતને છુપાવવી એ મુનાફકત (દંભ) હોય છે અને અલ્લાહ તઆલા મુનાફિક માણસને પસંદ કરતો નથી. બાળક માતા–પિતાથી વાત છુપાવવાનું શરૂ કરે છે તે અનૈતિકતાની પ્રથમ સીડી હોય છે. તેથી છોકરીને કહો કે તને ખૂલ્લા મને રહેવું જોઇએ.

એ વાત ધ્યાનમાં રાખો કે બાળકને શું બનવું છે, તે ઈચ્છા તેનામાં ઘરનું વાતાવરણ પેદા કરે છે. જો ઘરનો માહોલ (વાતાવરણ) સારો છે તો તે કહેશે કે મને હાફિઝા (કુર્આન કંઠસ્થ કરવુ) બનવું છે, મને આલિમા બનવું છે. તે કહેશે કે હઝરત દુઆ કરો હું રાબિયા બસરી બનવા ઈચ્છુ છું. આ બાબત ઘરના માહોલને કારણે હોય છે. અને જો ઘરનો માહોલ સારો નહી હોય તો છોકરીઓ એવી સ્ત્રીઓના નામ લેશે જેના નામ લેવાથી જ માણસ આશ્ચર્યમાં પડી જાય છે.

# છોકરીને તંદુરસ્તી અને પોષણયુક્ય ખોરાકનું મહત્વ સમજાવો

છોકરીને સમજાવો કે ઓછા પોષણવાળો ખોરાક અને એવી જે બીજી વસ્તુઓ હોય છે તેની ગુણવત્તા સ્વાસ્થ્ય માટે બહુ સારી હોતી નથી, તેથી તે ઘરનો રાંધેલા ખોરાકને મહત્વ આપે. જે વધારે સ્વાસ્થ્યવર્ધક હોય છે. છોકરીની અંદર સારી ટેવો પેદા કરવાનો પ્રયત્ન કરો. તે થોડીક મોટી થાય તો તેને  લજ્જા અને પવિત્રતા (સદાચાર) વિશે પુસ્તકો વાંચીને સંભળાવો. તેને સમજાવો કે છોકરીઓને જીવનમાં સૌથી શ્રેષ્ઠ જે નેઅમત મળી છે તે ઈઝઝત છે અને તેની સુરક્ષા કરવા પાછળ તેમને જન્નત મળે છે.

# છોકરીની કેળવણી અને સંકટ સમયનો સામનો

છોકરીની કેળવણી એવી કરો કે સંકટ સમયનો તે સામનો કરી શકે. છોકરીને તેની ભાવનાઓ પર કાબૂ કરતાં પણ શીખવવું પડે છે. જો કયારેક એવી સ્થિતિ હોય કે પિતાએ ઠપકો આપ્યો અથવા બીજા કોઇએ એવી વાત કહી દીધી તો છોકરીને સમજાવો કે આ સ્થિતિમાંથી જલ્દી બહાર નીકળવું જોઇએ, તેને યાદ કરીને કલાકો સુધી રડતા રહેવું જોઇએ નહી. આ રીતે છોકરીને કુશળતા શીખવવાનો પ્રયત્ન કરવો અને એવી વસ્તુ જે તેની માનસિકતાને ખરાબ કરે,

જેમ કે મ્યુઝીક, ઇન્ટરનેટ, ફિલ્મ, નોવેલ વગેરે વસ્તુઓને છોકરીઓથી દૂર રાખવી જરૂરી છે. કારણ કે તેમાંથી ઘણી વસ્તુઓ માનસિકતાને બગાડનાર હોય છે. છોકરીને બાળપણથી જ શીખવો કે તે સારી બહેનપણીઓને પસંદ કરે. ઓછામાં ઓછી બે નેક છોકરીઓ તેની બહેનપણી હોય તે આવશ્યક છે. અને પછી તે બે છોકરીઓને તમે અલગ અલગ પ્રશ્નો પૂછો જેથી તમને તમારી છોકરીના વિચારો વિશે ખબર પડે. છોકરીને સાચા અને ખોટા વિશે સમજાવો. અને તેને સમજાવો કે સારા નિર્ણયો કઇ રીતે લેવાય છે. સામાન્ય રીતે પાંચથી બાર વર્ષની છોકરીઓમાં સારા માર્ગથી ભટકી જવાની સંભાવનાઓ અને તેવી ઘટનાઓ વધારે મળે છે. તેનું કારણ એ છે કે છોકરીઓ નાદાન હોય છે. તે પારકા પુરૂષોની નજીક પણ થઇ જાય છે અને તેમની ઉપર ભરોસો પણ કરી લે છે. અને તે વર્તન અને વ્યવહાર એ રીતે કરે છે કે જાણે તે મોટી થઇ ગઇ હોય. તેથી આંકડાઓ એવું બતાવે છે આઠથી બાર વર્ષની વચની છોકરીઓ સાથે શરૂઆતમાં જાતીય સતામણીની ઘટનાઓ વધારે થાય છે તો છોકરીઓને સમજાવો કે પારકા પુરૂષો સાથે વાત કરવી જોઇએ નહી. તેને કોઇ પણ જાણકારી આપવી જોઇએ નહી. જો વાત કરવી પડે તો તેને સમજાવો કે વાત કઇ રીતે કરવી. જયાં સુધી આ વસ્તુઓની તાલીમ છોકરીને આપવામાં નહી આવે, ત્યાં સુધી તેને આપમેળે તેની ખબર પડતી નથી. જો છોકરી શાળામાંથી ઘરકામ લઇને આવે તો તેને માર્ગદર્શન જરૂર આપો, પણ પોતે ઘરકામ ન કરી આપો, નહીંતર છોકરી કામચોર બની જશે. તેની ઉપર ખૂબ ગુસ્સો કરવો, સખ્તાઇ કરવી બરાબર નથી, નહીંતર તેનો પ્રત્યાઘાત શરૂ થશે. જો છોકરી પાસે નવરાશનો સમય છે તો તેને ઘરના કામોમાં જરૂર લગાવો. શરૂઆતની ઉંમરમાં તેને રસોડામાં મદદ માટે સાથે રાખો. અને તેને નાના બાળકોવાળાં કામ સોંપો અને ઘરમાં સેવા કરવાનો સ્વભાવ છોકરીની અંદર આવવો જોઇએ.

## છોકરીઓની પ્રેમભાવનાને સાચી દિશા આપવી

સ્ત્રીઓએ એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે કુદરતી રીતે દરેક છોકરી પ્રેમ કરે છે. તો જયારે પ્રેમ કરવાની છે જ તો કેમ તે અલ્લાહ તઆલાથી પ્રેમ ન કરે? કુદરતી રીતે દરેક માણસની અંદર પ્રેમ કરવાનો સ્વભાવ હોય છે. એવુ ન સમજો કે તે કઠપુતળી છે. પ્રેમનો અર્થ જોડવું છે, તો તમે તેની મોહબ્બતને અલ્લાહ તઆલાથી જોડી દો તે શ્રેષ્ઠ છે. જેથી છોકરીમાં નેકી

અને પાકદામની આવી જાય.

હઝરત હસન બસરી(રહ) કહે છે કે મેં એક નવયુવાન છોકરીને તવાફ કરતાં જોઇ, જે પ્રેમભરી શાયરી પઢી રહી હતી. મેં તેને કહ્યું કે હે યુવાન છોકરી! તુ યુવાનીમાં ઉંચા અવાજે પ્રેમભરી શાયરીઓ કહી રહી છે. આ સારૂં નથી. તે છોકરીએ મને ઓળખી લીધો અને કહેવા લાગી હસન! તમે બયતુલ્લાહ(કાબા)નો તવાફ કરો છો કે બયતુલ્લાહના પરવરદિગારની તજલ્લી(પ્રકાશપૂંજ)નો તવાફ કરો છો? તો હસન બસરીએ કહ્યુ કે હું બયતુલ્લાહનો તવાફ કરી રહ્યો છું. તો તે હસવા લાગી અને કહ્યું કે જે લોકોના દિલ પથ્થર હોય છે તેઓ પથ્થરના ઘરનો તવાફ કરે છે. જેમના દિલ જીવંત હોય છે તેઓ તજલ્લીઓનો તવાફ કરે છે. તો એવી પણ છોકરીઓ હતી જેમને યુવાનીમાં અલ્લાહથી મોહબ્બત હતી અને તેમની વાતોથી અવલિયા પણ આશ્ચર્યચકિત થઇ જતા હતા. આ વસ્તુ બાળપણથી જ છોકરીઓમાં ઉત્પન્ન કરવાની જરૂર છે.

છોકરીઓ દિમાગના બંને પાસાંઓનો ઉપયોગ કરે છે, તેઓ વાત કરવાનું પસંદ કરે છે. છોકરાઓ મગજની માત્ર એક જ બાજુનો ઉપયોગ કરે છે, તેથી તેમને વાત કરવી એક બોજ લાગે છે. તો વાત જ કરવી હોય તો છોકરીએ સારી વાત કરવી જોઇએ, જેથી સારી ટેવો તેની અંદર પેદા થાય. જયાં સુધી છોકરીઓને આ વાત સમજાવવામાં ન આવે ત્યાં સુધી સારી ટેવો તેમની અંદર પેદા નથી થતી. તેથી બાળપણથી આ વસ્તુઓ તેમને શીખવવાની જરૂર છે. અનુભવ દર્શાવે છે કે જે છોકરીઓ બાળપણમાં ઢીંગલીઓથી રમે છે સામાન્ય રીતે તે છોકરીઓ મોટી થઇને વિજ્ઞાનની સારી વિદ્યાર્થીની બની શકતી નથી.

## સ્ત્રીઓની વાસ્તવિક સુંદરતા પ્રમાણિકતા અને શરમ જ છે

આ પણ અજીબ વાત છે કે છોકરીઓ કુદરતી રીતે જ સાહસ લેવાનું પસંદ કરતી નથી. તેથી એવું ન સમજો કે તેઓ ડરપોક છે પરંતુ તે સાહસ એટલા માટે પસંદ નથી કરતી કે તેમને બેઆબરૂ થવું ખરાબ લાગે છે. તેમને કોઇનો ઠપકો ખરાબ લાગે છે. તો તેમને બાળપણથી જ સમજાવો કે ખરાબ લોકોને મિત્ર બનાવવામાં શું ખરાબી છે, તેમાં આબરૂનો ખતરો અને જીવનું

જોખમ હોય છે. તો જ્યારે આ રીતે છોકરીને સમજાવશો તો તે ખરાબ સંબંધ બનાવવાથી બચતી રહેશે. Unveiling the mystery of women`s soul નામનું એક પુસ્તક છે. આ પુસ્તકમાં લેખકે સ્ત્રીઓના સ્વભાવનું રહસ્ય ખોલ્યું છે તે લખે છે છોકરાઓને દર વખતે એવા વિચારો આવે છે કે મને જે જોઈએ છે તે મારી પાસે છે કે નહી? અને છોકરીઓને દર વખતે એ ફિકર સતાવે છે કે શું હું ગમું છું? તેનું કારણ એ છે કે જે ઘરોમાં છોકરીઓનો ઉછેર થાય છે, ત્યાં માત્ર સુંદરતાને મહત્વ આપવામાં આવે છે તો છોકરીઓના મહત્વનું કેન્દ્ર સુંદરતા જ બની જાય છે. જ્યારે છોકરી યુવાનીની વયે પહોંચે છે ત્યારે તેના અલગ અલગ જગ્યાએથી રિશ્તા (લગ્નનો સંદેશા) આવે છે. અને સામાન્ય રીતે મીડિયા, મેગેઝીન, ફિલ્મો, ડ્રામા તેને ખોટા નમૂના (આદર્શ) તરફ આકર્ષે છે. છોકરીઓ કાચા મનની હોય છે તે કોઈ મૉડેલને જુએ છે જે બહુ પ્રખ્યાત છે અને તેના આટલા બધા વખાણ થાય છે. તો તેને તે પોતાનો આદર્શ (નમૂનો) બનાવી લે છે. જો કે આ ફિલ્મી સ્ટાર સંપૂર્ણ આદર્શ નથી હોતા. આ સ્ત્રીનો વાસ્તવિક ચહેરો નથી હોતો, પરંતુ જે લોકો તેમાંથી પૈસા કમાનાર હોય છે તેઓ તેનો એક સાધન તરીકે ઉપયોગ કરે છે. તો આવી સ્ત્રીઓ જે પડદા પર અશ્લીલ ચેષ્ટા સાથે આવે છે અને ફિલ્મોમાં કામ કરે છે, તે ક્યારેય માનવીઓ માટે આદર્શ નથી બની શકતી. આ તો પૈસા કમાવવાની એક રીત છે તેથી મેગેઝીન વાંચીને છોકરીઓ એવું સમજે છે, Lindsay Loahan બનવું છે. Angelina Jolie બનવું છે, Lady Gaga બનવું છે. ભાઈ! તેમના તો નામ સાંભળતા જ માણસને એવું સમજાય છે કે થોડી પણ શરમ તેમની જિંદગીમાં હોતી નથી. સ્ત્રીની સાચી છબી તો એ છે કે તેની અંદર પ્રમાણિકતા, હમદર્દી, અલ્લાહનો ડર હોય આ જ માનવતાની સાચી છબી છે. જો કોઈને મોડલ બનાવવી જ હોય તો ઉમ્મહાતુલ મોમીનીન ને રોલ મોડલ કેમ ન બનાવીએ? આવો ખાતુને જન્નત હઝરત ફાતિમા (રદી)ને આપણા આદર્શ બનાવીએ, તેમની શાન જુઓ કે ફાતિમા(રદી) તે પિતા માટે રેહમત બની હતી, જે પોતે રહમતુલ્લીલ આલમીન (પુરા જગત માટે રહેમત) હતા. ફાતિમા(રદી) તે પતિ માટે અડધુ ઈમાન હતા જે પોતે કામિલુલ ઈમાન (સંપૂર્ણ ઈમાનવાળા) હતા. ફાતિમા(રદી)ના પગોમાં તે છોકરાઓની જન્નત હતી જેઓ પોતે જન્નતના નવયુવાનોના સરદાર હતા. આથી જીવનમાં નમૂનો બનવા લાયક તેઓ છે. માનવીએ પોતાના જીવનમાં તેમને નમૂનો બનાવવાનો અને તેમની જેમ રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ. એક

વખત નબી (સ.અ.વ.)એ સહાબા(રદી)ને પૂછ્યુ કે શ્રેષ્ઠ સ્ત્રી કઇ છે? દરેક અલગ અલગ જવાબ આપ્યો. હઝરત અલી(રદી) કહે છે કે હું ઉઠીને ઘરે ગયો અને ઘરે જઇને આ પ્રશ્ન હઝરત ફાતિમા(રદી)ને પુછ્યો કે શ્રેષ્ઠ સ્ત્રી કઇ છે? તેમણે કહ્યું કે જે સ્ત્રી પોતે પારકા પુરૂષને ન જુએ અને પારકા પુરૂષો તેને ન જોઇ શકે, તે સ્ત્રી શ્રેષ્ઠ છે. હઝરત અલી(રદી)એ નબી (સ.અ.વ.)ને આ જવાબ આપ્યો. તો નબી (સ.અ.વ.) આ સાંભળી બહુ ખુશ થયા અને કહ્યું, ફાતિમા મારા હૃદયનો ટુકડો છે, તો આ ખાતુને જન્નત હઝરત ફાતિમા (રદી) આપણા માટે આદર્શ નમૂનો બનવા લાયક છે. વળી સૌંદર્ય, કપડાં અને મેક–અપ વિશે છોકરીઓ માટે પ્રશંસાપાત્ર વાતો મળતી રહે છે, તો તેમને સમજાવો કે તને ક્યારેય જાળમાં ફસાવનાર લોકોને મોકો આપવો જોઇએ નહી. જયારે છોકરીને ખબર હશે કે જે રીતે માલના ડાકુઓ હોય છે તેમજ ઇજ્જતના લૂંટારા હોય છે. માલના ડાકુઓ હાથમાં બંદુક લઇને આવે છે જયારે ઇજ્જતના ડાકુઓ હાથમાં પ્રેમના શબ્દો લઇને આવે છે. જયારે પારકો પુરૂષ કહે છે કે ‘‘હું તને ચાહું છું’’, તો વાસ્તવિક રીતે તે કહે છે કે મને તારી જરૂર છે. તે તમને શારીરિક કામવાસનાનું સાધન સમજે છે. તે તમને એક માનવી નથી સમજતો. તો આવા માણસના હાથનું રમકડું બનવાની શું જરૂર છે? આ વાત તેમને સમજાવવાની જરૂર છે. નહીંતર આ છોકરીઓ નાની વયે સરળતાથી તેમની કામવાસનાનો શિકાર બની જશે. છોકરીઓ સ્વભાવે નરમ હોય છે, તેથી જો તે કોઇ વસ્તુ જીતી શકતી હોય તો તે નહી રમે કારણ કે તેમને હારનાર પર દયા આવતી હોય છે. તેમનો આ સ્વભાવ અલ્લાહ તઆલાએ બનાવ્યો છે. જેના કારણે તેઓ બીજાને હાંસીપાત્ર થતા જોઇ શકતી નથી. અલ્લાહ તઆલાએ તેમને આવી રહેમત આપેલ હોય છે.

## સારા શિક્ષણ માટે ફિકર કરવી

હવે આગળનો તબક્કો છોકરીના શાળા અને કોલેજના શિક્ષણ વિશે છે. મદ્રસા અને જામિઆનું શિક્ષણ બહુ સરળ છે. જો તમે છોકરીને કુર્આન શરીફ કંઠસ્થ કરાવવા ઇચ્છતા હોવ તો જયારે તે પાંચ વર્ષની થાય તો તેને જામિઆમાં મોકલો અને સૌ પ્રથમ તેને છેલ્લા ત્રણ સિપારા યાદ કરાવો. પછી પ્રિન્સીપાલ અને તેની શિક્ષિકાને મળો. જો તેની શિક્ષિકા કહે કે આ છોકરી હોંશિયાર છે, જલ્દી યાદ કરી લે છે અને છોકરી પોતે પણ યાદ કરવા માટે તૈયાર હોય તો હવે તેને બાકીના સિપારા યાદ કરવા માટે મોકો આપવો

જોઇએ. જેમ છોકરાને કુર્આન યાદ કરવા પાછળ દસ માનવીઓની સિફારીશ મળશે તેવી જ રીતે છોકરીને પણ મળશે. જે રીતે ઉમ્મતમાં છોકરાઓએ કુર્આન શરીફ યાદ કરીને કુર્આનની સેવા કરી, તે જ રીતે છોકરીઓએ પણ કુર્આન શરીફ કંઠસ્થ યાદ કરીને કુર્આનની હિફાઝત કરવામાં પોતાનો ભાગ ભજવ્યો. હઝરત આયશા(રદી) હાફિઝા હતા. હઝરત હફસા(રદી) હાફિઝા હતા. આ અલ્લાહની તે બંદીઓ હતી, જેમના હૃદયોમાં કુર્આનનું નૂર હતું. મુહમ્મદ ઇબ્ને સીરીન(રહ)ની એક બહેન હફસા હતી. એટલી સારી હતી કે જયારે મુહમ્મદ ઇબ્ને સીરીન(રહ) કોઇ હરફ પઢવામાં મુશ્કેલી પડતી તો તેઓ તેમની બહેન પાસેથી શીખતા હતા, તો સ્ત્રીઓએ પણ કુર્આને પાક સાથે પ્રેમની દાસ્તાનો નોંધાવી છે. જો છોકરીને શોખ હોય અને તેની શિક્ષિકા પણ કહેતી હોય તથા માતા–પિતા પણ ઇચ્છતા હોય તો આવી છોકરીને હાફિઝા બનાવવી જોઇએ, અને જો ત્રણ સિપારા યાદ કરવામાં છોકરીએ આળસ કરી હોય અથવા યાદ ન કરી શકી હોય તો હાફિઝા બનાવવું જરૂરી નથી. તેને આલિમા બનાવવી જોઇએ. જો હાફિઝા બની ગયા પછી આલિમા બની જાય પછી તો ઘણું જ સારૂ કહેવાય. જો છોકરીના હૃદયમાં ઇલ્મ(જ્ઞાન)નું નૂર હશે તો તેને ડગલે ને પગલે મસાઇલ (પ્રશ્નો) પૂછવાની જરૂર નહી પડે. ભવિષ્યમાં તેને તેનાં બાળકોની કેળવણી આપવી પડશે, તો તે દીન (ધર્મ) મુજબ તેમની કેળવણી આપી શકશે. તેથી આપણા અકાબીર (વિદ્વાનો) કહે છે કે જો કોઇના બે બાળકો હોય તેમાં એક છોકરો હોય અને એક છોકરી હોય અને તેની પાસે એટલી સુવિધા હોય કે માત્ર એક જ બાળકને પઢાવી શકે તેમ છે તો તે છોકરીને પઢાવે, કારણ કે છોકરાએ જ્ઞાન મેળવ્યું તો એક વ્યક્તિએ જ્ઞાન મેળવ્યું અને છોકરીએ જ્ઞાન મેળવ્યુ તો એક પેઢીએ જ્ઞાન મેળવ્યું. છોકરી તો આવનાર દિવસોમાં માતા બને છે. પછી તે સમગ્ર કુટુંબની તાલીમનું માધ્યમ બને છે. આમ છોકરીઓનું શિક્ષણ બહુ જ મહત્વ ધરાવે છે. પરંતુ છોકરીને શાળામાં મોકલતા પહેલાં અમુક વાતો તેને સ્પષ્ટ શબ્દોમાં કહેવાની જરૂર છે. તે વાતો તેને લખી આપો જેથી તે વારંવાર તેને વાંચે પછી તેને શાળામાં દાખલ કરો.

## છોકરીને વિશ્વાસ સાચવવાની સમજ આપો

સૌ પ્રથમ વાત કે છોકરીને કહો કે વિશ્વાસ અને ભરોસો રાખવો મહત્વની

વસ્તુ છે. જે છોકરીએ વિશ્વાસ ગુમાવી દીધો, તે પછી ભરોસાપાત્ર રહેતી નથી. માતા–પિતા જયારે તેને શાળાએ મોકલે છે તો તેઓ વિશ્વાસ રાખે છે કે મારી દિકરી ભણવા માટે જાય છે. તેથી ભણવા સિવાય તે કોઈ પણ કામમાં લાગશે નહી. તો તેમના આ ભરોસાને તે કયારેય હાનિ ન પહોંચે તેનું ઘ્યાન રાખે. છોકરીને સમજાવો કે જો એક વખત ભરોસો ન રહ્યો તો તે વિશ્વાસ બીજી વખત મળી શકતો નથી. અને આ વિશ્વાસ એક સાચો માનવી જ જાળવી શકે છે. જુઠ્ઠું ગમે તેટલું ઝડપી ચાલે, પણ સત્ય હંમેશા તેનાથી આગળ નીકળી જાય છે. તેથી છોકરીને સાચું બોલવા અને ભરોસાપાત્ર બનવા વિશે પાકા પાયે સમજાવો અને તેના મગજમાં બેસાડો.

# છોકરીની દેખરેખ રાખવી જરૂરી છે

બીજી વાત કે હંમેશા છોકરી પર ચકોર નજર રાખવી. અલ્લાહ તઆલા તેની મખ્લૂક (સૃષ્ટિ)ને જુએ છે અને તેમને ખબર પણ નથી હોતી. અલ્લાહ તઆલાનું ફરમાન છે કે ''અલ્લાહ તઆલા તમારી દેખરેખ કરી રહ્યા છે'' અને આપણને ખબર પણ નથી પડતી. માતા તે છે જે છોકરીની દેખરેખ એ રીતે કરે કે છોકરીને ખબર પણ ન પડે કે માતા મારી દેખરેખ કરે છે. આ જ સાચી દેખરેખ છે, તો માતા પાસે બાજનજર હોવી જોઈએ જેના દ્વારા તે છોકરીના ચાલચલગતને જોઈ રહી હોય.

છોકરીને સમજાવો કે પાક–સાફ નિર્મળ માણસ અલ્લાહને પણ પ્યારો હોય છે અને લોકોનો પણ પ્રિય હોય છે. જેથી તે તેના વ્યક્તિત્વને પાક સાફ રાખી શકે. જે વાત અંદર હોય તે જ બહાર હોય અને જે બહાર હોય તે જ અંદર હોય તેને નિર્મળતા કહે છે. આ નિર્મળતાને મેળવવા માટે માણસ મોટો થઈને ઝિક્રો–સુલૂક કરે છે જેથી મારું મન નિર્મળ (સાફ) થઈ જાય. હું એક પાક સાફ (નિર્મળ) વ્યક્તિ બની જાઉં.

# રોજિંદી વાતો જાણવી અને છોકરી સાથે થોડોક સમય પસાર કરવો

એક વાત જે શરૂઆતથી જ છોકરીને સમજાવવી જરૂરી છે કે માતા–પિતાના ઘરમાં છોકરીની કોઈ વાત ગુપ્ત હોતી નથી. તેથી કોઈ પણ વાત

એવી ન હોય કે તે સમજે કે આ વાત માતા પિતાને નથી કહેવી. માતા પિતાના ઘરમાં કોઈ પણ વસ્તુ ગુપ્ત નથી. જયારે લગ્ન થયા પછી પતિ–પત્નિનું જીવન શરૂ થાય છે, પછી શરીઅતે કહ્યું કે પતિ–પત્નિની અમુક વાતો તેઓ ગુપ્ત રાખે. તો ગુપ્ત વાતોની શરૂઆત તો શાદી પછી ચાલુ થાય છે. લગ્ન પહેલા જે કંઈ વાત હોય તે પોતાના માતા–પિતાને કહે. પછી પાંચમી વાત કે જયારે છોકરી શાળાએથી આવે તો માતાએ દરરોજ દસ મિનિટ તેની પાસે બેસવું જોઈએ અને તેને પૂછવું જોઈએ કે તારી આ બહેનપણીએ શું કહ્યું? બીજીએ શું કહ્યું? છોકરીઓ એટલી બધી ભોળી હોય છે કે તેઓ બધું જ કહી દેતી હોય છે. પરંતુ તેને સારી અને ખરાબ વાતો વચ્ચે ફરક કરતાં નથી આવડતુ, કારણ કે તેનો માનસિક વિકાસ થયેલ હોતો નથી, તેથી આ સારા અને ખરાબ વચ્ચેના તફાવતનું કામ માતા કરે. માતા તેને સમજાવે કે બેટા! આ વાત ખરાબ હતી. આ વાત સારી હતી તેને આમ કર, તેને આમ કર વગેરે. જેમ જેમ માતા કહેતી જશે તેમ તેમ વાત છોકરીના મગજમાં ઉતરતી જશે. ઘણ બધી સ્ત્રીઓ આ બાબતે સુસ્તી કરતી હોય છે. તેઓ શાળાનો રીપોર્ટ પણ પૂછતી નથી. તેઓ માત્ર એટલું જ પૂછી લે છે કે બેટા! કેવું રહ્યું? સારું રહ્યું? આવુ બિલકુલ ન કરવુ જોઈએ. સંપૂર્ણ માહિતી મેળવવાની જરૂર છે. આ કોઈ નાની અમથી વાત નથી કે છોકરી માતા પિતાથી દૂર રહીને છ કલાકનો સમય વિતાવીને આવી છે. આ છ કલાકમાં તેના મગજમાં કઈ કઈ વસ્તુઓ ગઈ તેની શોધ જરૂરી છે. પછી છોકરીનું શાળાનું વાર્ષિક સમયપત્રક દરેક માતા પિતા પાસે જરૂર હોવું જોઈએ. છોકરીઓ થોડીક મોટી થાય છે અને માતા પિતાને ખબર જ નથી હોતી, તે ઘરે કહીને જાય છે કે આજે શાળામાં પરીક્ષા છે અને ત્યાં શાળાની પરીક્ષા નહીં, પણ તેમના ઈમાનની પરીક્ષા થતી હોય છે. ત્યાં તે તેના મિત્ર સાથે સમય પસાર કરતી હોય છે. તો માતાએ આવી સુસ્તી કયારેય કરવી જોઈએ નહી. શાળાનું સમય પત્રક માતા પાસે હોવું જોઈએ અને તેની પૂરેપૂરી ખબર હોવી જોઈએ કે આજે શાળામાં કામના કલાક કેટલા છે અને કેટલા કલાક ખાલી (ફ્રી) છે. જે ખાલી સમય હોય છે તે મગજને વધારે બગાડનાર હોય છે. તેથી તેનું ધ્યાન રાખવું જોઈએ કે વધારે પડતી આઝાદી સુસ્તી અને બેધ્યાનીનું કારણ બને છે. માતા–પિતા કયારેય એવું ન સમજે કે અમે છોકરીને ખૂબ જ

આઝાદી આપીએ છીએ. આજે તેને ખૂબ આઝાદી આપશો તો કાલે છોકરી કહેશે કે મારા માતા પિતા મારા પ્રત્યે ધ્યાન જ ન આપ્યું. તો તેની અવગણના ન કરો. છોકરીને તમારી મદદની જરૂર છે તેથી તેની મદદ કરો. બીજો નિયમ કે છોકરીને ભણાવનાર શિક્ષક પૂરૂષ હોય તો તેની પાસે કુર્આન પણ ન પઢાવો. ઘણી બધી ઘટનાઓ એવી છે કે બાળપણમાં ધાર્મિક સંબંધોમાં પણ બાળકનું શોષણ થાય છે. તેથી આ નિયમ યાદ રાખો કે કોઇ પુરૂષ શિક્ષક તેને ન ભણાવે. જો છોકરીને ભણવું હોય તો શિક્ષિકા પાસે ભણે. સ્ત્રી પાસે ભણે જેથી પુરૂષ–સ્ત્રીના મેળાપની સમસ્યા ન થાય.

પછી આગળની વાત કે છોકરીને સારી રીતે સમજાવો કે તને શિક્ષિકા જે કંઇ કહે (શિખવાડે) તે અમને આવીને કહેવું. પછી જુઓ શિક્ષિકા તેની સાથે ભણતરની વાતો કરે છે કે પછી ભણતર સિવાયની વાત કરે છે. શયતાન તો દરેક જગ્યાએ હાજર હોય છે. તેથી છોકરી પાસેથી શિક્ષિકાના ભણાવવાનો રિપોર્ટ લેવો પણ જરૂરી છે, ભલે તે શિક્ષિકા હોય. વળી એક મહત્વનો મુદ્દો કે તે શિક્ષિકા અને છોકરીની માતાની મુલાકાત થતી રહે તે જરૂરી છે. માતા તે શિક્ષિકાને ફોન કરે, તેની સાથે સારી મિત્રતા રાખે અને તેની પાસેથી છોકરીના કામકાજની માહિતી મેળવતી રહે. જયારે છોકરી પાબંદીથી ઘરકામ ન કરતી હોય અને પરીક્ષામાં સારા માર્કસ લાવવાનું શરૂ ન કરે તો સમજવું કે કંઇક ને કંઇક ગરબડ છે.

## મોબાઇલ,ઇન્ટરનેટનો ઉપયોગમાં આઝાદી નહી

બાળપણમાં મીડિયા છોકરીને ઘણાબધા રસ્તાઓથી ભટકાવે છે. તેથી એવો નિયમ બનાવો કે તે ટી.વી. ન જુએ, ફોન ન હોય, તે ઇ–મેલનો ઉપયોગ ન કરે. આ વસ્તુઓની ભણતરમાં શું જરૂર છે? તેથી છોકરીને આ વસ્તુઓના ઉપયોગની જરૂર જ નથી. આ ફોન અને ઇ–મેલ લગ્ન પછી પતિ–પત્નિ જાણે. જે છોકરી શાળાએ જાય છે, તેને આ વસ્તુઓથી શું મતલબ? તો ટી.વી., ફોન, ઇ–મેલ, ફેસબુક જેવી વસ્તુઓથી છોકરીને દૂર રાખો. તેથી શરીઅતે કહ્યુઃ ......... કે એવી પાક દામન સ્ત્રીઓ જે ગાફેલ છે. ''ગાફિલાત'' શબ્દનો પ્રયોગ કરી તેમના એક ગુણ તરફ ઇશારો છે, તેનો અર્થ છે કે જેમને ગુનાહની ખબર જ નથી કે કેવી રીતે કરવા? તો સ્ત્રીઓને ખબર જ ન હોય કે પાપ(ગુનો) કઇ કઇ રીતે થાય છે.? આ

તેમનો ગુણ હોય છે કે તેઓ ભોળી હોય. તેવી જ રીતે ઇન્ટરનેટનો ઉપયોગ કરવામાં પણ સાવધાની રાખવી. પરંતુ જો તેને ઘરકામ કરવું પડે કેમ કે આજના જમાનામાં શાળાઓમાં ઇન્ટરનેટ પરથી શોધી લાવવાનું કામ આપવામાં આવે છે કે "આ શોધી લાવો" તો તે શોધી શકે છે. પરંતુ માતા પિતા કોમ્પ્યુટરમાં જે ખરાબ અને ગંદી વેબસાઇટ છે તેને બંધ કરવી જોઇએ. એવા પ્રોગ્રામ મળે છે, જેને કોમ્પ્યુટરમાં નાંખવાથી આવી વેબસાઇટ બંધ થઇ જાય છે. તેને ખોલી શકાતી જ નથી અને જો છોકરી ઇન્ટરનેટ પર કામ કરતી હોય તો કોમ્પ્યુટરને બેડરૂમમાં રાખવું જોઇએ નહી. એવી જગ્યાએ રાખવું જોઇએ કે જયાં વધારે લોકો હોય, જેથી સૌની સામે બેસીને કામ કરી શકે. વળી એવા પણ પ્રોગ્રામ હોય છે જે History ને Delete થવા દેતા નથી. તો આ પ્રોગ્રામ કમ્પ્યુટરમાં નાંખવા જોઇએ, જેથી જયારે છોકરી કામ કરતી હોય, તો માતા કમ્પ્યુટર પર બેસીને History વાંચી લે કે છોકરીએ શું જોયું છે? સામાન્ય રીતે બાળકોના રૂમના દરવાજાને તાળુ હોવું જોઇએ નહી. તેની શું જરૂર છે? છોકરીના રૂમમાં માતા કોઇ પણ સમયે જઇ શકે અને છોકરાના રૂમમાં બાપ કોઇ પણ સમયે જઇ શકે. માટે દરવાજા પર તાળું ન હોય. આ જ શ્રેષ્ઠ નિયમ છે. છોકરીને ઘરકામ કરવું હોય તો તેની મદદ જરૂર કરો. પણ બધું ઘરકામ પોતે કરીને ન આપવું જોઇએ. કારણ કે તેનાથી છોકરીની ટેવ બગડે છે. પછી છોકરીની સહેલીઓની પસંદગી પણ માતાએ કરી આપવી જોઇએ. ધારો કે છ છોકરીઓ છે અને તમારી છોકરી તેમાંથી કોઇને બહેનપણી બનાવવા ઇચ્છે છે, તો તે માતાને કહે. પછી માતા તેમાંથી પસંદ કરી આપે કે તેમાંથી કઇ છોકરીઓ તારી શ્રેષ્ઠ બહેનપણી બની શકે છે. જો તાલીમમાં આ વાતોનું ધ્યાન રાખવામાં આવે તો છોકરીઓ બહુ સારી તાલીમ મેળવી શકે છે. પછી છોકરીઓ માટે અમુક પ્રવૃત્તિઓ પણ હોવી જોઇએ. તો ઘરમાં માતા અને છોકરીનું એક ગૃપ હોવું જોઇએ. ઘરના જે અલગ અલગ કામ હોય છે, તે સાથે મળીને કરવા જોઇએ. દાખલા તરીકે જો છોકરી વાનગીઓ બનાવવામાં કુશળતા ઇચ્છતી હોય તો બહુ સારું અને જો બેકરીની વસ્તુઓ અને કેક બનાવવાનું શિખે, તો બહુ જ સારુ છે. જો તે ફૂલ છોડ ઉગાવતા શીખતી હોય તો પણ બહુ સારું. તેને એક પ્રવૃત્તિ મળી જશે. સામાન્ય રીતે વિશ્વમાં ફૂલોના જેટલા નવા પ્રકારો હોય છે, તે

સ્ત્રીઓ જ શોધતી હોય છે. કારણ કે આ કામ જ એવું છે કે સ્ત્રી ઘરમાં બેસીને બે છોડને ભેગા કરે છે. જેના કારણે નવી નવી સુગંધ અને સુંદર રંગોના ફૂલો બજારમાં આવે છે. જો રમવું હોય તો છોકરી માટે બેડમિન્ટન એક સારી રમત છે. આ રમતમાં ઘરેલુ કપડા જ હોય છે. અને છોકરી આ રમત ઘરમાં તેના ભાઇ, બહેન, માતા–પિતા સાથે રમી શકે છે. જો છોકરીને તરતાં શીખવું હોય તો તેની પણ છૂટ આપો પણ તરવાના કપડાં વ્યવસ્થિત હોય. છોકરીને કરાટેની તાલીમ જરૂર આપો. પરંતુ તેનો ટીચર સ્ત્રી હોય, પુરૂષ હોવો જોઇએ નહી. કારણ કે જીવનમાં સ્વરક્ષાની તાલીમ ખૂબ જ ઉપયોગી પુરવાર થાય છે. પછી કલા અને હસ્તકલાના પાઠ અને લેકચર અથવા સિલ્કના ફૂલ બનાવવાની પેન્ટિંગ અથવા ઘરેણાં બનાવવાના કલાસિસ પણ છોકરી માટે બહુ જ રસપ્રદ બાબતો હોય છે. વળી સિવણ અને વણાટના પાઠ અથવા જે દીની કાર્યક્રમો થાય છે. તેમાં સ્વૈચ્છિક રીતે હાજર રહેવાની પણ પ્રવૃત્તિઓ કરાવવી જોઇએ.

## છોકરી અને માતા વચ્ચેનો સંબંધ

હવે એક મહત્વની વાત છોકરી અને માતાનો સંબંધ. છોકરી માટે માતા પ્રથમ અને મહત્વનો નમૂનો છે. જયારે છોકરી આંખ ખોલે છે તો તેની સામે વાસ્તવિક નમૂનો તેની માતા હોય છે. જયાં સુધી માતા એવું સાબિત ન કરે કે હું વાસ્તવિક નમૂનો નથી અને તે આ સાબિતિ સ્વીકારે. તેના કામ અને બોલવાના વિરોધાભાસને કારણે આપે છે. જે માતાના બોલવામાં અને કાર્યમાં સમાનતા હોય છે, તે માતા છોકરી માટે વાસ્તવિક નમૂનો છે. છોકરી માટે માતાથી વધુ શ્રેષ્ઠ મિત્ર આ દુનિયામાં કોઇ હોઇ શકે નહી. આ માતા જ છે જે છોકરીના ગમમાં હોય છે, તકલીફ ઉઠાવે છે. મેં જોયું છે કે મોટા ભાગની સ્ત્રીઓ પતિનો ઠપકો સાંભળે છે અને લોકોનો પણ ઠપકો સાંભળે છે, કારણ કે આ તેના પ્રેમની વાત હોય છે. માતાનો પ્રેમ બહુજ અજીબ વસ્તુ છે. કોઇ કવિએ બહુ જ સારી પંક્તિઓ કહી છેઃ

કબર કી આગોશ મેં જબ થક કે સો જાતી હે મા  
તબ કહીં જા કર ઝરા સા સુકૂન પાતી હે મા  
ફિકર મેં બચ્ચોં કી કુછ ઇ તરહ ઘુલ જાતી હે મા  
નવજવાં હોતે હુએ બુળ્હી નઝર આતી હે મા

રૂહ કે જઝબોં કી યે ગહરાઇયાં તો દેખિયે
ચોટ બચ્ચોં કો હે લગતી ઔર ચિલ્લાતી હે મા
કબ જરૂરત હે મેરે બચ્ચે કો ઇત્ના સોચ કર
જાગતી રહેતી હે આંખેં ઔર સો જાતી હે મા
જબ પરેશાની મેં ઘિર જાતી હું પરદેસ મેં
આંસુઓ કો પૂંછને ખ્વાબો મેં આ જાતી હે મા
ચાહે હમ ખુશિયોં મેં અપની ભૂલ જાએ સારા કુછ
જબ મુસીબત સર પે આ જાએ તો યાદ આતી હે મા
શુક્રિયા હો હી નહી સકતા કભી ઉસ્કા અદા
મરતે–મરતે ભી દુઆ જીને કી દે જાતી હે મા
પ્યાર કહેતે હે કિસે ઔર મમતા કયા ચીઝ હે
યે તો ઉન બચ્ચોં સે પૂછો જિન કી મર જાતી હે મા
પૂછતા હે જબ કોઇ મુજ સે મુહબ્બત હે કહાં
મુસ્કુરા દેતા હું મે ઔર યાદ આ જાતી હે મા

તો માતાથી વધારે છોકરીનો હમદર્દ કોઇ હોય શકે નહી. કહેવામાં આવે છે કે એક છોકરી પરેશાન હતી. રડતાં રડતાં તેણે તેનું માથુ માતાના ખભા પર મૂકયુ અને કહેવા લાગી, મમ્મી! તું મને કયાં સુધી તારા ખભા પર માથુ મૂકવા દઇશ? તો માતાએ કહ્યું કે જયાં સુધી લોકો મને તેમના ખભા પર ઉઠાવીને કબ્રસ્તાન નહી લઇ જાય ત્યાં સુધી. આ રીતે છોકરીએ પોતાની માતા સાથે તેનો સંબંધ બહુ જ મજબૂત કરવો જોઇએ. તે જીવનની ઘણી બધી તકલીફોથી બચી જશે.

# છોકરી અને પિતાનો સંબંધ

હવે છેલ્લી વાત છે છોકરી અને બાપનો સંબંધ. છોકરીઓ તે છે જે જીવનમાં પિતાની શ્રેષ્ઠ મિત્ર બને છે. છોકરી પરદેશ હશે તો પણ તેના હૃદયમાં પિતાનો પ્રેમ હશે. તે પિતા માટે ઉદાસ થશે. છોકરી હંમેશા આ વાતનું ઘ્યાન રાખે છે કે મારા કારણે મારા પપ્પાને તકલીફ ન થાય. છોકરીના જીવનમાં આવનાર પ્રથમ પુરૂષ પિતા હોય છે. કારણ કે એક પુરૂષ સ્ત્રી સાથે કેવો વ્યવહાર કરે છે, તેનું પ્રથમ ઉદાહરણ પિતા હોય છે. સામાન્ય રીતે મેં જોયુ છે કે જયારે નવયુવાન છોકરીઓ ભેગી થાય છે, તો તેઓ

તેમના પિતા વિશે બહુ વાતો કરે છે. વૈજ્ઞાનિક સંશોધનોએ એ વાત સાબિત કરી છે કે પિતા માટે જરૂરી છે કે તે છોકરીના વધુ વખાણ કરે. અને એમ કહે કે છોકરી એક સુંદર રાજકુમારી છે. છોકરીઓ પિતા પાસેથી જ એવું જોવા માંગે છે કે પપ્પા મને કેટલો પ્રેમ કરે છે. માતા આ ખાલી જગ્યા (પિતાની) ને કયારેય પૂરી શકતી નથી. એક નિયમ યાદ રાખો કે માતા છોકરીઓની રક્ષા કરે છે જયારે પિતાના પ્રેમથી છોકરીમાં આત્મવિશ્વાસ પેદા થાય છે. જો આ સંબંધને જોવો હોય તો આવો, મોહસિને ઈન્સાનિયત હઝરત મુહમ્મદ (સ.અ.વ.)ના મુબારક જીવનમાં જોઈએ કે આપ (સ.અ.વ.)એ પોતાની દીકરી સાથે કેવો વ્યવહાર કર્યો હતો.

હદીષે પાકમાં છે કે આપ(સ.અ.વ.)એ તેમની દિકરીને એટલું માન આપતા હતા કે જયારે હજરત ફાતિમા(રદી) ચાલીને આવતાં, તો અલ્લાહના પયગમ્બર (સ.અ.વ.) ઉભા થઈને તેમને સલામ કરતા હતા. ઉભા થઈને તેમને આવકાર આપતા હતા. અલ્લાહુ અકબર! અને હજુ છોકરીનો સંબંધ જુઓ કે એક વાર હઝરત ફાતિમા (રદી)એ તેમના ઘરમાં દરેક માટે એક એક રોટલી બનાવી. એક રોટલી હઝરત અલી(રદી) માટે, એક હઝરત હસન (રદી) માટે, એક હઝરત હુસૈન (રદી) માટે અને એક રોટલી તેમના માટે બનાવી. જયારે તેઓ રોટી ખાવા લાગ્યાં, તો તેમને ખ્યાલ આવ્યો કે હું રોટલી ખાઉં છું અને ખબર નહી કે મારા પિતા હઝરત મુહમ્મદ (સ.અ.વ.)ને કશું ખાવા માટે મળ્યું હશે કે નહી? જયારે આવો વિચાર આવ્યો તો હઝરત ફાતિમા (રદી)એ રોટલીના બે ટૂકડા કર્યા અને એક પોતે ખાઇ ગયાં, જયારે બીજો ટૂકડો તેમની ચાદર (શાલ)ના ખૂણામાં લપેટી અને નબી (સ.અ.વ.) પાસે પહોંચ્યાં, નબી (સ.અ.વ.)એ તેમને આવકાર આપ્યો અને પૂછયું દિકરી! કેમ આવવાનું થયું? તો તેમણે કહ્યું કે અબ્બા! હું રોટલી ખાતી હતી અચાનક ખ્યાલ આવ્યો કે મારા પિતાએ ખાધુ હશે કે નહી? તેથી હું તમારા માટે અડધી રોટલી લાવી છું. સુબ્હાનલ્લાહ! અલ્લાહ તઆલા દરેકને આવી હમદર્દ દિકરી નસીબ કરે. તો તેમણે અડધી રોટલી આપી. હદીષ પાકમાં છે કે નબી (સ.અ.વ.)એ રોટલીનો ટૂકડો પોતાના મોઢામાં મૂકયો અને કહ્યું ફાતિમા! કસમ છે તે જાતની જેના હાથમાં મારા પ્રાણ છે, આજે ત્રીજો દિવસ છે તારા પિતાના મોઢામાં રોટલીનો ટૂકડો નથી ગયો. તો આ બાપ અને છોકરીનો સંબંધ એક અજીબ નેઅમત છે. પછી નબી (સ.અ.વ.)નો પણ

પોતે આ અમલ હતો. હદીષમાં છે, એક વાર નબી(સ.અ.વ.)ને બહુ ભૂખ લાગી હતી બહાર નીકળ્યા તો હઝરત અબુબક્ર(રદી) અને હઝરત ઉમર(રદી) પણ સાથે થઇ ગયા. નબી(સ.અ.વ.) એક સહાબીના ઘરે ગયા. તે સહાબી(રદી)એ ખજૂરના ઝુમખાં લાવીને આપ્યાં અને તેમને એક બકરી કાપી તેનું થોડુક માસ પકાવ્યું અને થોડુક માંસ શેકીને લાવ્યા. જયારે તેમને તે માંસ લાવીને આપ્યું તો નબી(સ.અ.વ.)એ તેની જાંઘમાંથી થોડુ માંસ કાપ્યું અને તે યજમાન સહાબી(રદી)ને કહ્યું કે મને ખબર નથી મારી દિકરીએ કશું ખાધું છે કે નહી, તમે આ માંસ મારા તરફથી તેને મોકલી દો. તો છોકરી બાપનું કેવું ઘ્યાન રાખે છે અને બાપ છોકરીનું કેવું ઘ્યાન રાખે છે. આ તે પ્રેમ છે જે અલ્લાહને પસંદ છે. જયારે આ પ્રેમનો સંબંધ મજબૂત થશે તો છોકરી કયારેય બાપને બદનામ નહી કરે. આજે છોકરીઓ એટલી હિંમતવાળી બની ગઇ છે કે તેમને સમજાવતા બાપના હોઠ ધ્રુજી જાય છે. કોઇએ કહ્યું,

વહ લફઝ ઢુંઢ રહા થા લરઝતે હોંઠો સે
ઝઇફ બાપ કો બેટી સે બાત કરની થી

## ઇજ્જત એવી વસ્તુ છે જે ગઇ તો પાછી મળતી નથી

આજે તો બાપ છોકરી સાથે વાત કરતાં પણ ડરે છે, આ છોકરી મારી ઇજ્જત કઇ રીતે બગાડે છે. કારણ કે છોકરીની એક ભૂલ બાપના માથા પરથી પાઘડી ઉછાડી દે છે. માતાના માથા પરથી ઓઢણી ઉતારી દે છે. ખાનદાન બદનામ થઇ જાય છે. છોકરીને સમજાવવાની જરૂર છે. માણસની દરેક વસ્તુ જતી રહે તો પાછી મેળવી શકાય છે પણ ઇજ્જત એવી વસ્તુ છે, જે જતી રહ્યા પછી પાછી મળતી નથી. ઇલ્મ(જ્ઞાન), દોલત અને ઇજ્જત એક જગ્યાએ ભેગી થઇ. જયારે આ ત્રણ વસ્તુઓ જુદી પડવા લાગી તો ત્રણેય વસ્તુઓએ એક બીજાને કહ્યું કે એ તો કહો કે હવે તમને શોધવાની જરૂર પડે તો કયાં મળશો? તો માલે (દોલતે) કહ્યુ કે હું જતો રહું અને કોઇ મને શોધવા માંગે તો હું બજારોમાં મળું છું એટલે કે કોઇ માણસનો માલ હાથથી જતો રહે તો બજારમાં જાય, વેપાર કરે તો માલદાર બની જશે. ઇલ્મ (જ્ઞાન)એ કહ્યું કે હું જતો રહુ અને કોઇ મને પાછું મેળવવા ઇચ્છે, તો મદ્રસાઓમાં અને ઉલમાની સોબતમાં શોધવાથી હું મળી જઇશ. આ રીતે ઇલ્મ અને માલે પોતાનું સ્થાન બતાવી દીધું, પરંતુ ઇજ્જત ચૂપચાપ ઉભી

હતી. તો માલ અને ઇલ્મએ કહ્યું કે તું અમને તારુ સ્થાન કેમ નથી બતાવતી? તો ઈજ્જતે કહ્યું કે હું એક વાર જતી રહું પછી કયારેય બીજી વાર મળતી નથી, તો છોકરીને આ વાત સમજાવવાની જરૂર છે કે કુટુંબની ઈજ્જત એક વાર જતી રહ્યા પછી પાછી મળતી નથી. જયારે આ વાતો તેના મનમાં ઉતારશો, તો છોકરી ઈજ્જતવાન બની જશે, નેક બનશે અને સદ્‌ગુણી બનશે. તે પોતાની ઈજ્જતની રક્ષા કરીને માતા–પિતાને પણ ખુશ કરશે અને અલ્લાહની મુસ્તજાબુદ્દઅવાત બંદીઓમાંથી થઇ જશે. અલ્લાહ તઆલા આપણી છોકરીઓને નેક બનાવે. આમીન...........

# નવયુવાન બાળકોની કેળવણી

## જીવનના ચાર તબક્કાઓ

માનવના જીવનમાં ચાર તબક્કાઓ હોય છે.

પ્રથમ તબક્કો શિશુઅવસ્થા, બીજો તબક્કો કિશોરાવસ્થા, ત્રીજો યુવાવસ્થા અને ચોથો પ્રૌઢ અવસ્થાનો છે. માનવ જીવનની શ્રેષ્ઠ વય યુવાવસ્થાની હોય છે. માનવ તેમાં સારો પણ બને છે અને બગડી પણ જાય છે. તેથી કયામતના દિવસે અલ્લાહ તઆલા પૂછશે કે જીવન કઇ રીતે વિતાવ્યું? પછી અલગથી જવાની વિશે પૂછશે કે તેં જવાની કેવી રીતે વિતાવી? યુવાની વિશે અલગ સવાલ થશે તે એવું સાબિત કરે છે કે જીવનનો આ તબક્કો બહુ જ નાજુક હોય છે. આ યુવાનીની શરૂઆત તરૂણાવસ્થાથી થાય છે. તેને અંગ્રેજીમાં Puberty (તરુણાવસ્થા) કહે છે.

## આજનો વિષય

અલ્લાહ તઆલાએ માનવીઓને બાકી રાખવા અને માનવજાતની આ ગાડીને આગળ વધારવા માટે દરેક માણસને આ નેઅમત આપી છે. તેમાં નવયુવાન છોકરા અને છોકરી બંનેનો વિષય અલગ અલગ છે. તો સૌ પ્રથમ નવયુવાન છોકરા વિશે વાત કરીએ.

## તરુણાવસ્થાની શરૂઆત, તેનાં લક્ષણો અને તબક્કાઓ

આ તબક્કો અગિયારથી બાર વર્ષની વયે ચાલુ થાય છે અને સોળથી સત્તર વર્ષ સુધીમાં પૂર્ણ થઇ જાય છે. સામાન્ય રીતે તેની નિશાની એ હોય છે કે સ્વપ્નદોષ દ્વારા (ફરજીયાત) ગુસલની જરૂરત પડે છે. આની પાછળ માણસના શરીરમાં રહેલ testosterone જવાબદાર હોય છે. તે હોર્મોન હોય છે, શરૂઆતમાં આ હોર્મોન વધતા હોય છે, તો છોકરા અને છોકરીના વ્યક્તિત્વમાં બહુ ફરક પડતો નથી. પ્રથમ વર્ષમાં થોડાક તફાવતની ખબર માતાને પડે છે પણ બહુ નહી. જયારે બાળક ત્રણ વર્ષથી ઉપર જાય છે પછી છોકરો અને છોકરીના વ્યક્તિત્વમાં સ્પષ્ટ ફરક દેખાય છે. કારણ કે ચાર વર્ષની વયે છોકરાના શરીરમાં testosterone ની માત્રા બમણી થઇ જાય

છે. જેથી તે દોડવું, લડવું અને મુશ્કેલીવાળી રમતો રમવાનું પસંદ કરે છે. તો જયારે બાળક આવાં કાર્યો કરે, તો ગુસ્સે ન થાઓ, પરંતુ એવું સમજો કે હવે તેના જીવનનો એક નવો તબક્કો શરૂ થયો છે. પછી જયારે સાત વર્ષની ઉંમર થાય છે તો આ testosterone ની માત્રા ખૂબ જ વધી જાય છે. આ સમયે છોકરો બીજા તેની ઉપર ધ્યાન કેન્દ્રીત કરે તેવું પસંદ કરે છે. તેથી તે હિરો બને છે, ટારઝન બને છે, લડાઇ ઝઘડાથી પોતાની જાતને અલગ બતાવે છે. માતા સમજે છે કે છોકરો ઝઘડાળુ બની ગયો, પરંતુ જો તેને માતા–પિતાનું સાચુ માર્ગદર્શન મળી જાય તો તે આવા કાર્યો નહી કરે. તે ઘણી વાર માતાને કહેતો પણ હોય છે કે તું અને પપ્પા મારી અવગણના કરો છો. તો આ ઉંમરમાં છોકરાને વધુ પ્રેમ બતાવવો અને તેને તમારી વધુ નજીક કરવો એ તેની જરૂરત હોય છે. ઘણા બધા માતા–પિતા આ તબક્કામાં છોકરા સાથે અન્યાય કરે છે. નાનાં બાળકોને પ્રેમ કરે છે અને મોટા બાળકોને ઠપકો આપે છે. તો છોકરો એવું સમજે છે કે મને અવગણી રહ્યાં છે. કેમ કે આ ઉંમરમાં તે બીજાઓના ધ્યાનને પોતાની ઉપર કેન્દ્રીત કરવા માંગે છે. મોટા ભાગના છોકરાઓ આ ઉંમરે જે ખરાબ લોકો હોય છે, તેમની સાથે ખરાબ સંબંધોમાં સંડોવાય જાય છે. કારણ કે તેઓ ધ્યાન ઈચ્છે છે અને જો નજીકમાં કોઈ પાપી વ્યક્તિ હોય તો તે બાળકની પ્રશંસા કરે છે, પછી બાળક તે જ કામ કરે છે જે તે વ્યક્તિ કહે છે. ઘણા આ ઉંમરે નાની વયના છોકરાઓ ખરાબ લોકોની કામવાસનાનો ભોગ બની જાય છે. તેથી આ છોકરાઓને ખરાબ લોકોથી એ રીતે દૂર રાખવા જોઈએ જેમ છોકરીને પુરૂષોથી દૂર રાખીએ છીએ. શરીઅતમાં તે છોકરાને ''અમરદ'' (સાત વર્ષની ઉંમરના સમક્ષને) કહે છે. આ શરીઅતની સુંદરતા છે કે શરીઅતે આગળથી ચેતવી દીધા અને પુરૂષોને સંબોધીને કહ્યું કે જેવી રીતે તમે પારકી સ્ત્રી પર નજર નથી પડવા દેતા, તેવી જ રીતે અમરદ ના ચહેરા પર પણ નજર ન નાંખો કેમ કે તેની ઉપર વાસનાની નજર પડે છે.

હવે ત્રીજો તબક્કો ચાલુ થાય છે જે અગિયારથી તેર વર્ષની વયમાં હોય છે. તેમાં testosterone ની માત્રા ૮૦૦ ગણી વધી જાય છે. તેના પગ અને હાથ મજબૂત થઇ જાય છે. પછી તે છોકરો પ્રેમી સ્વભાવનો બની જાય છે. દરેક છોકરો અગિયારથી તેર વર્ષની ઉંમરમાં પ્રેમી સ્વભાવ દર્શાવે છે. પરંતુ અલ્લાહ તઆલાએ આ બારી એટલા માટે બનાવી કે ખબર નહી તેને

માતા–પિતાની કેળવણી મળી કે ન મળી, તેને સારાં કાર્યો શીખવાડયા કે નહી, આ તબક્કામાં દાખલ થયા પછી તેણે પોતાનો કોઇ માર્ગદર્શક બનાવવો જોઇએ અને માર્ગદર્શક તેને અલ્લાહ તઆલાની મોહબ્બત શીખવાડે. તેથી આ વયે છોકરો માતા–પિતા સાથે વાત કરવામાં શરમ અનુભવે છે અને તેને કોઇ માર્ગદર્શકની જરૂર છે, જે તેને માર્ગદર્શન આપે. જો કોઇ મોટી વયનો છોકરો તેને મળી ગયો, તો તે તેને માર્ગદર્શક બનાવી લે છે. નહીંતર કોઇ શિક્ષકને માર્ગદર્શક બનાવે છે અને જો તેનું નસીબ સારું હોય અને માતા–પિતા અકલમંદ હોય તો તેઓ તે છોકરાને કોઇ શૈખ (સંત) સાથે જોડી દે છે. તો શૈખ તેની પ્રેમ કરવાની આ કાર્યક્ષમતાને અલ્લાહ તઆલા સાથે જોડી દે છે. તેનું ધ્યાન નેકી (સારા કાર્યો) તરફ ફેરવી દે છે. આ છોકરો કુદરતી રીતે તેનો પ્રેમ, તેની ઇચ્છાઓ અને તેનો સ્નેહ કોઇની ઉપર ખર્ચ કરવા માંગે છે. તે કોઇને તેના પ્રેમનું કેન્દ્ર બનાવવા ઇચ્છે છે. કોઇને તેના મનમાં વસાવવા ઇચ્છે છે. તો શરીઅતે કહ્યું કે તેને માર્ગદર્શક આપીને તેની આ બારીવાળો તબક્કાને ઉપયોગમાં લો અને સારા કાર્યો તરફ તેને લઇ જાવ. આ વયમાં છોકરો મહત્વના વળાંક પર ઉભો હોય છે. આ વળાંક શું છે? એક તરફ રહમાન (અલ્લાહ) તેને પોતાની તરફ આકર્ષે છે અને તેની અંદર અંતરાત્મા (ઝમીર) પેદા કરી દે છે. તેથી છોકરો જયારે કોઇ ખરાબ કામ કરે છે તો તેની અંતરાત્મા તેને ડંખે છે અને તે છોકરો નેકી તરફ જવા ઇચ્છે છે. હવે આવા સમયે શૈખ પણ મળી જાય તો આ છોકરાનું સારા કાર્યો તરફ આવવું ખૂબ સરળ બની જાય છે. બીજા રસ્તા તરફ શયતાન ઉભો હોય છે, તે પોતે પણ તેને ખરાબ કાર્યો તરફ બોલાવે છે સાથે સાથે તેના ચેલાઓને તે છોકરાની પાછળ લગાવી દે છે. જો તેને કયાંક છોકરી નજરે ચડી, સ્ત્રી નજરે ચડી ગઇ, ફોટો નજરે ચડયો અથવા કયાંક ખરાબ વિડીયો નજરે ચઢી ગયો તો આ વસ્તુઓ તેને ગુનાહ (ખરાબ કાર્યો) તરફ લઇ જાય છે. આ વળાંક પર આ છોકરાને માતા–પિતાની મદદની જરૂર હોય છે. જે માતા–પિતા નેક હોય છે તેઓ સારા કાર્યો કરવામાં છોકરાના મદદગાર બને છે. અને તેને સારા કાર્યોના રસ્તા પર લાવે છે. જેથી જે બાળકોના માતા–પિતા હોશિયારીથી કામ કરે છે તે છોકરાઓ હાફિઝ, આલિમ, મુફતી અને શૈખ બને છે. જીવનમાં દીન(ધર્મ)નું કામ કરનાર પણ તેઓ જ હોય છે. અલ્લાહના દીન (ધર્મ)નો ગમ ખાનાર પણ તેઓ જ હોય છે. જો માતા–

પિતા છોકરાને ત્રણ દિવસ અથવા ચાલીસ દિવસ તબ્લીગી જમાઅતમાં મોકલી દે, તો આ છોકરો દીન (ધર્મ) પ્રત્યે પોતાનું બધુ જ લુંટાવનાર બની જાય છે. રસ્તાની પસંદગી આ ઉંમરમાં થાય છે, જો આ ઉંમરમાં માતા–પિતા છોકરાને સારા કાર્યોથી રોકે, જેમ કે મેં જોયું છે કે છોકરો નમાઝી બની ગયો, માથે ટોપી પહેરવા લાગ્યો, ટી.વી. નથી જોતો તો બાપ તેને પોતાની પાસે બેસાડીને તેને ટી.વી. બતાવે છે અને કહે છે કે કશું નથી થતું. બહેન કહે છે કે તું પપ્પાને નારાજ કેમ કરે છે? માતા કહે છે જલ્દીથી દાઢી બનાવી આવ અને પોતાની પ્રથમ શકલમાં આવી જા. હવે માતા–પિતાનો આ દૂરાચાર છોકરાની દિશા તે જ દૂરાચારી તરફ ફેરવી લે છે. શયતાનના રસ્તા તરફ ફેરવી દે છે. આમ જ છોકરો ખરાબ કાર્યોનો રસ્તો અપનાવી લે છે. સારા કાર્યોવાળા રસ્તાથી પાછળ હઠી જાય છે. તો આ રીતે માતા–પિતા તેને એક એવા રસ્તા તરફ લઈ જાય છે, જેની મંઝીલ (અંત) અલ્લાહની નાફરમાની હોય છે.

ગલા તો ઘોંટ દીયા તેરે અકરબાને તેરા<br>
કહાં સે આયે સદાએ લા ઈલાહ ઈલ્લલ્લાહ

તેથી જયારે છોકરો પૂરું જીવન દુરાચાર કરશે તો તેનું કારણ તેના માતા–પિતા હશે, જેઓએ તેને નેક ન બનવા દીધો. ઉપરથી તેને ખરાબ કાર્યો તરફ લગાવી દીધો. અને કુર્આન મજીદમાં આ પણ છે કે કયામતના દિવસે નાફરમાન સંતાનો અલ્લાહ પાસે કેસ નોંધાવશે કે એ અલ્લાહ! અમે અમારા મોટેરાઓની વાત માની હતી, તેઓ કહેતા હતા કે વધારે નેક બનવાની જરૂર નથી. આવ, મારી પાસે બેસીને ટી.વી. જો, સમાચાર સાંભળ, માં કહેતી હતી દાઢી બનાવી ખરા અવતારમાં આવે, તેમની જ વાત માની હતી. અલ્લાહ તેમણે જ મને રસ્તા પરથી ભટકાવ્યો. અલ્લાહ તેમને બમણો અઝાબ આપો અને તેમની ઉપર ફીટકાર વરસાવી દો. મુફસ્સીરીન (કુર્આનના ભાષ્યકારો) એ લખ્યું છે કે سَادَتَنَا وَكُبَرَاءَنَا ની વ્યાખ્યામાં માતા–પિતા પણ દાખલ છે. તો માતા–પિતા આ નાજૂક વળાંક પર એક એવી ભૂલ કરી દે છે જેની ભરપાઈ થતી નથી. તેઓ સમજતા નથી કે આ ખૂલ્લી બારીમાં છોકરાના મગજમાં જે વાત બેસી ગઈ. આ છોકરો આખુ જીવન તેવાં જ કાર્યો કરશે. તેથી આ સમયે તેને દીનથી હટાવીને દુનિયામાં લગાવી દેતા હોય છે. આ છોકરો શયતાનના રસ્તા પર ચાલવા માંડે છે. પછી તે કોઈ છોકરીને તેની

પ્રેમિકા બનાવે છે અને નાજાઇઝ સંબંધોમાં તેને પકડી લે છે. પછી તે એક બે નહી પણ ઘણા ગુનાહો (ખરાબ કાર્યો) કરવા લાગે છે. માતા–પિતાને બદ્‌નામ કરવાનું કારણ પણ બને છે. પાછળથી માતા–પિતા ચિંતિત પણ થાય છે પરંતુ તેઓએ પોતે જ છોકરાને આ રસ્તા પર પહોંચાડયો હતો, પછી પરેશાન થઈને કહે છે કે લગ્ન કરાવી દઉં અને તેઓ લગ્ન પણ કરાવે છે. ઘરમાં જ તેની જરૂરીયાત પૂરી થઇ જાય છે પરંતુ તેની અંદર પારકી સ્ત્રીઓ તરફ વાસનાભરી નજરે જોવાની જે શેતાનીયત હતી તે તેને ચેનથી રહેવા દેતી નથી. તેથી આવા લોકો લગ્ન પછી પણ ખરાબ કાર્યોમાં સંડોવાયેલા રહે છે. ઘરમાં પત્નિ તેની રાહ જુએ છે અને તે બહાર બીજી છોકરીઓની શોધમાં હોય છે. અહીં સુધી કે એક બનાવ બને છે પછી બીજો બનાવ બને છે, માતા–પિતા પરેશાન થઇ જાય છે. પત્નિ પણ પરેશાન થઇ જાય છે. આવા લોકો બાળપણથી ઘડપણ સુધી પહોંચી જાય છે, પરંતુ આ ખરાબ ટેવ મનમાંથી નીકળતી નથી. તેનું કારણ એ હોય છે કે આ બારી ખુલવાના સમયે તેમને અલ્લાહ તરફ ન મોકલીને તેમને ખેંચીને શયતાનના રસ્તા પર લગાવી દેવામાં આવે છે. હવે આ બારીમાંથી જે વસ્તુ અંદર જતી રહી તે નીકળી શકતી જ નથી. તો આ બહુ જ નાજુક વળાંક છે અને તેનું મહત્વ માતા–પિતા સમજતા જ નથી. છોકરી આ ઉંમરમાં પહોંચીને નેકી કરવા ઇચ્છે છે, નમાઝ પઢે છે, નેકીની વાતો સાંભળે છે. માતા કહે છે જો આ કપડા પહેરી લે જો કેટલા સરસ લાગે છે. તો માતા તેને મોડર્ન કપડા પહેરાવે છે. જયારે આ બારી ખુલવાના સમયે છોકરીને તેની મમ્મીએ એક વખત ટી.વી. બતાવી દીધું, ફેશન કરતાં શીખવાડી દીધું અને એવી વાતો કે તું બહુ સુંદર લાગે છે. હવે જો છોકરી આ કાર્યોમાં પડી ગઇ અને તેની આ બારી બંધ થઇ ગઇ, તો છોકરીની અંદર આ બધું જ હશે. તે એક છોકરા સાથે સંબંધ બાંધશે, જો કોઇને ખબર પડી જશે તો પછી બીજા અને ત્રીજા સાથે પણ સંબંધ બનાવશે. ત્યાં સુધી કે માતા–પિતા તેને પરણાવી દેશે, પણ તે લગ્ન પછી પણ સંબંધો બનાવતી રહેશે. મારા અનુભવનમાં તો એવી વાતો પણ આવી છે કે બે ત્રણ બાળકોની માતા બની જાય છે અને સાથે સાથે બીજા (આડા) સંબંધો પણ ચાલુ હોય છે. અહીં સુધી કે તેના બાળકોના પણ લગ્ન થઇ જાય છે.

આવા તમામ કૃત્યો થવાનું કારણ એ છે કે અલ્લાહ તઆલાએ તેના

મગજમાં હક અને નાહકની કુદરતી બારી બનાવી હતી, સારાં કાર્યો અને ખરાબ કાર્યો પર જવા માટે તે સમયે માતા–પિતા તેને સારાં કાર્યો તરફ ના લઇ ગયાં અને તેને બદલે તેને ખરાબ કાર્યો તરફ લઇ ગયા. તેઓ એવું સમજતાં હતાં કે અમારી દીકરી અંગ્રેજી ભણશે, કોલેજમાં ભણશે, મોડર્ન બનશે, જયારે તેને આ રસ્તા પર લગાવી દીધી હવે આખુ જીવન રડવું નહી તો શું કરવું? તો આ ઉંમરની જે બારી છે તે ઘણું મહત્વ ધરાવે છે.

જે લોકો તેમના છોકરાને જમાઅતમાં કે મદ્રસામાં મોકલી દે છે અથવા કોઇ શૈખથી બયઅત કરાવી દે છે, તેવા છોકરાઓ સુરક્ષિત થઇ જાય છે તેમનું ભવિષ્ય અને આખિરત (પરલોક) સુરક્ષિત થઇ જાય છે. કારણ કે બાળકોનો ઉછેર એક એવા વાતાવરણમાં થઇ રહ્યો હોય છે, જયાં તેને દરેક જગ્યાએથી શયતાનના ચેલાઓ બહેકાવે છે. તે પોતાના અંતઃકરણમાં પોતાને જ ગુનેગાર સમજે છે, તે ખરાબ કાર્યોથી દૂર રહેવા ઇચ્છે છે, તે ખરાબ કાર્ય કરી લે, તો પણ તેનું અંતઃકરણ તેને ડંખે છે. તેથી માતા–પિતા અને શૈખની દુઆઓ આ ખરાબ કાર્યોના કાદવમાંથી બહાર કાઢી લે છે. તેથી જ કહેવાય છે કે આપણા મોટેરાઓની દુઆઓ આપણી આસપાસ ચોકીદારી કરે છે. જીવનના આ અગિયારથી તેર વર્ષ સુધીનો સમય પ્રેમની બારી ખૂલવાનો સમય છે. પ્રેમનો અર્થ દરેક સમયે કોઇ સ્ત્રીનો પ્રેમ એવો નથી થતો, પ્રેમનો મતલબ અલ્લાહની મોહબ્બત છે, પરંતુ ખબર ન હોવાના કારણે શયતાન તેની દિશા અલ્લાહ થી મખલૂક તરફ ફેરવી દે છે.

જયારે છોકરાની ઉંમર વીસ વર્ષ થઇ જાય છે, ત્યારે તે નવયુવાન છોકરામાં testosterone એટલા બધા હોય છે કે તેની અંદર એક પુરૂષત્વ આવી જાય છે. તેથી તેની અંદર સામનો કરવાની આદત આવી જાય છે. તે જીત પસંદ કરવા લાગે છે. કોઇ મુકાબલો થાય તો જીતવાનો પ્રયત્ન કરશે, કોઇ પરીક્ષા હશે તો પ્રથમ નંબર લાવવાનો પ્રયત્ન કરશે. તેની અંદર બે વસ્તુઓ આવી જાય છે એક નવી વસ્તુઓની પસંદગી અને જીતવાની પસંદગી. નવી વસ્તુઓની પસંદને creativity કહેવાય છે. તેથી છોકરો આ ઉંમરે વૈજ્ઞાનિક બનવા માંગે છે અને તે નવા નવા પ્રયોગ કરવાની ટેવવાળો બની શકે છે. અને બીજુ છે જીતની પસંદગી. એટલે કે તે કોઇપણ હરીફાઇમાં પહેલા નંબરે આવવાની કોશિશ કરે છે. પરંતુ વીસ વર્ષની ઉંમરમાં છોકરાને પોતાના વખાણ સાંભળવાનો શોખ થઇ જાય છે કે મારી સફળતા

પર મારી પ્રશંસા કરવામાં આવે. જો માતા–પિતા પ્રશંસા કરવાના બદલે તેને ઠપકો આપશે, વાતો સંભળાવશે, તો તે કોઇ છોકરી તરફ જતો રહે છે અને તે છોકરી તેને કહે છે કે જાનુ! તું તો ખૂબ સુંદર છે, આંખો કેટલી સુંદર છે? આમ તે છોકરીમાં લાગી જાય છે. તો આ ઉંમરે છોકરાને તેના વખાણ સાંભળવાની ઘેલછા હોય છે અને જે ખરાબ છોકરીઓ હોય છે તેઓ તેના વખાણથી તેને વધુ નજીક કરી લેતી હોય છે.

પછી જયારે છોકરો વીસ વર્ષથી ઉપર જાય છે, તો તેની અંદર હું જ શ્રેષ્ઠ છું તેવી લાગણી હોય છે. તે બીજા ઉપર કબ્જો કરવા માંગે છે. પછી લગ્ન તેની એક જરૂરત બની જાય છે. જેમ માનવી થાકી જાય તો આરામ જરૂરી છે, ભૂખ લાગે તો રોટલી ખાવી જરૂરી છે, તરસ લાગે ત્યારે પાણી પીવું જરૂરી છે. તેવી જ રીતે વીસ વર્ષથી ઉપરની ઉંમર યૌવનાવસ્થાની એવી વય છે કે લગ્ન તેની જરૂરીયાત બની જાય છે. જે સારાં માતા–પિતા હોય છે, તેઓ આ ઉંમરે છોકરા માટે સારી છોકરી શોધી તેનું લગ્ન કરાવી દે છે. તેનું શિક્ષણ પણ ચાલુ રહે છે, બાકીનાં કામો પણ ચાલતા રહે છે. તેને કોઇ રોકતુ નથી કે હવે તને ભણવાનું નથી. પરંતુ લગ્ન થઇ ગયેલ હશે, તો ત્યાર પછી પણ છોકરો ભણી શકે છે. પરંતુ તેની ઇજ્જત સુરક્ષિત રહેશે, ફીત્ના ફસાદમાં પડવાથી બચેલ રહેશે. આ છોકરો નેક બનીને જીવન વિતાવશે.

આજકાલની સમસ્યા એ છે કે માતા–પિતા કહે છે કે પહેલાં ભણતર પુરુ કરી લે પછી લગ્ન. હવે સી.એ. બનવા માટે ૨૬–૨૭ વર્ષ તેને કુંવારો રહેવુ પડે છે. જે છોકરો ૧૪ વર્ષે યુવાન થયો હોય તે શું ૨૬ વર્ષ સુધી તે બ્રહ્મચારી (પાકદામન) રહે શકશે? જયારે તે યુનિવર્સીટીની છોકરીઓને જોતો હોય અને ઘણી વખત તો માતા–પિતા તેને વિદેશ પણ મોકલી દેતા હોય છે, તો વિદેશ મોકલવાથી તેના માટે ગુનાહ કરવા વધુ સરળ થઇ જાય છે. આજે એક નવી મુસીબત છે કે યુવાન છોકરીઓને યુનિવર્સીટીઓમાં ભણવા માટે વિદેશ એકલી મોકલવામાં આવે છે. હવે તે પરાક્રમ નહી કરે તો શું કરશે? એ વાત અલગ છે કે તે આ પરાક્રમ એટલી સાવચેતીથી કરે છે કે માતા–પિતાને તેની ગંધ પણ નથી આવતી. જો વાસ્તવિકતાની ખબર પડી જાય, તો માતા–પિતાની હાલત રડી રડીને ખરાબ થઇ જાય કે અમે રૂપિયા ખર્ચ કરીને છોકરીને કેવી ગંદકીમાં નાંખી દીધી. અલ્લાહ તઆલા સત્તાર (છુપાવનાર) છે, તે સત્તારી કરી લે છે. તો આ વાતને ધ્યાનમાં રાખો કે

નબી(સ.અ.વ.) કહ્યું કે બાળક સાત વર્ષ સુધી તમારા હાથ નીચે છે. તેને નમાઝ શીખવો નવ વર્ષની ઉંમરે તેની પથારી અલગ કરી દેવી અને જયારે તે ચૌદ–પંદર વર્ષનું થાય તો યોગ્ય રિશ્તો શોધી તેના લગ્ન કરાવી દો. એક જ હદીષમાં નબી (સ.અ.વ.) જીવનના તમામ તબક્કાઓનું અર્થઘટન કરી દીધું. જયારે મેં આ હદીષને પઢી, તો હું અડધો કલાક વિચારતો રહ્યો કે હકીકતમાં માનવતાને કોઈ સમજયું હોય તો અલ્લાહના પયગમ્બર (સ.અ.વ.) સમજયા છે, તેમણે એવી વાતો બતાવી છે કે દુનિયા કરોડો ડૉલર ખર્ચ કરે છે હજારો લોકો તેમના મગજને દોડાવે છે, મહેનત કરે છે અને પછી એ પરિણામ સુધી પહોંચે છે, જે અલ્લાહના પયગમ્બર (સ.અ.વ.) આગળથી જ બતાવી દીધું છે. પછી ચાલીસ વર્ષની ઉંમરે આ યુવાનમાં યૌવનાવસ્થાની માત્રા ઘટવાનું શરૂ થાય છે. આ સમય વિચારોમાં પરિપકવતા આવવાનો સમય છે, પછી માનવીય વાસનાઓ તરફ ઘ્યાન આપ્યા વિના જીવનના સાચા લક્ષ્ય તરફ ઘ્યાન આપે છે. આ તે જ ઉંમર છે, જયારે નબી (સ.અ.વ.)ની નબુવ્વત જાહેર થઇ હતી. અને હદીષે પાકમાં છે કે જે માણસ ચાલીસ વર્ષ સુધી દૂરાચારના કાર્યો કરતો રહે છે, તો શયતાન આવીને તેના ચહેરા પર હાથ ફેરવે છે અને તેને કહે છે કે હવે તું મારો પાક્કો ચેલો છે. અલ્લાહુ અકબર!! આજે વિજ્ઞાન કહે છે કે ચાલીસ વર્ષની ઉમરે વિચારો પરિપકવ થઇ જાય છે. નબી (સ.અ.વ.)એ ચૌદ સો વર્ષ પહેલા કહ્યુ હતું કે જો ચાલીસ વર્ષ સુધીમાં શરીરમાં નેકી (સારા કાર્યોની ટેવ) ન આવી તો ત્યાર પછી નેક બનવાનો મોકો ઓછો રહે છે, તો આ યુવકના યૌવનના અલગ અલગ તબક્કાઓ છે.

તેમાં અમૂક વાતો પણ ઘ્યાનમાં રાખો કે જયારે છોકરો યુવાન (પુખ્ત વયનો) થાય છે, તો તેના શરીરના અલગ અલગ અંગો પર વાળ ઉગે છે. દાખલા તરીકે ચહેરા પર દાઢીના વાળ ઉગે છે, તેમજ બગલમાં, હાથ પર, સાથળ પર અને દૂંટી(નાભિ)ની નીચે વાળનું ઉગવું તે યૌવનાવસ્થાનો એક ભાગ છે. તેના શરીરમાં ખભા પહોળા થાય છે, તેના અંગો મજબૂત થઇ જાય છે. તેનું વજન વધી જાય છે. પછી તેના શરીરમાં એક ખાસ પ્રકારની સુગંધ આવે છે. આ સુગંધ દરેકના શરીરમાંથી આવે છે, તેનો સંબંધ શરીર સાથે હોય છે. આ જવાનીની એક લાક્ષણિકતા છે. તેનો અવાજ કઠોર બની જાય છે, અને ચહેરા પર ખીલ થાય છે. માણસના મગજમાં પ્રેમના ખ્યાલોની

ભરમાર હોય છે. જો આ બારીને અલ્લાહ તઆલા તરફ વાળી દેવામાં આવે તો તે અલ્લાહ તઆલાનો આશિક બની જાય છે. અને જો આ બારીને દુનિયા તરફ વાળી દેવામાં આવે, તો તે છોકરીઓનો આશિક (પ્રેમી) બની જાય છે. વિજાતીય સંબંધ તરફ તેનું લક્ષ્ય વધી જાય છે. આ તેની શારીરિક વૃધ્ધિની ઓળખ છે.

હવે તેની અંદર ભાવનાઓ અને લાગણી ઉત્પન્ન થાય છે. જયારે છોકરો યુવાવસ્થાની વચે પહોંચે છે તો તેની અંદર અમૂક સમય માટે ગુસ્સો વધી જાય છે, તે છોકરો માતા–પિતા સાથે ઓછું બોલવાનું રાખે છે. તે ઇચ્છે છે કે તેને કોઇ માર્ગદર્શક મળે, જેની સામે તે તેનું હૃદય ખોલી શકે. પછી તેને વિજાતીય આકર્ષણ વધે છે, તે છોકરીઓ સાથે સબંધો વધારવામાં અને લાગણીશીલ તથા છેડછાડ કરવા લાગે છે આ યુવાવસ્થાના લક્ષણો છે જે ધીમે ધીમે દેખાવા માંડે છે.

## છોકરીઓમાં યુવાવસ્થાની લાક્ષણિકતાઓ અને તેના તબક્કાઓ

છોકરીઓમાં યુવાવસ્થાની લાક્ષણિકતાઓ દસ અગિયાર વર્ષથી શરૂ થાય છે, પરંતુ પંદરથી સોળ વર્ષની ઉંમરમાં પૂર્ણ થઇ જાય છે. તેને પૂર્ણ થવાની નિશાની એ છે કે તેમને માસિક સ્ત્રાવ શરૂ થઇ જાય છે. સ્ત્રાવ ચાલુ થવાથી તે છોકરી યુવાન થઇ જાય છે. આ સ્ત્રાવ ચાલુ રહેવાનો સમયગાળો દરેક સ્ત્રી માટે અલગ અલગ હોય છે, તેનો સમયગાળો પાંચથી દસ દિવસ સુધી હોય છે. તેથી છોકરી માટે ગુસલ ફરજિયાત (નહાવવુ જરૂરી) થઇ જાય છે, નમાઝ–રોઝા તેની ઉપર ફરજિયાત થઇ જાય છે. પરંતુ આ દિવસો દરમિયાન નમાઝ–તિલાવત (કુર્આનનું પઠન) કરી શકતી નથી. તેની શરીઅતે મનાઇ કરેલ છે. છોકરી માટે આ યુવાનીની ઉંમરની નિશાનીઓ આ રીતે છે. તેની છાતીઓનું કદ વધી જાય છે, શરીરના અલગ અલગ અંગો પર વાળ આવી જાય છે. જેમ કે બગલમાં અથવા દુંટી(નાભિ)ની નીચે વાળ આવવા. તેના થાપાનું કદ વધી જાય છે, તેના સ્વભાવમાં ઉદાસીનાતની અસરો દેખાવવી અને વધુમાં તેના ચેહરા પર ખીલ વગેરે દેખાય આવે છે. છોકરીની ઇચ્છા શક્તિ પ્રભાવિત થાય છે. જવાનીની શરૂઆતથી જ તેના લક્ષ્યો બદલાઇ જાય છે. એક છોકરી ચોથા ધોરણમાં ભણતી હતી એટલે કે

નવ વર્ષની ઉંમર હતી તેને વર્ગમાં પુછવામાં આવ્યુ કે તુ શું બનીશ? તો તેણે જવાબ આપ્યો કે હું ડૉક્ટર બનવા ઈચ્છુ છું. તે જ છોકરી જયારે સાતમા ધોરણમાં આવી એટલે કે બાર વર્ષની થઇ તો તેને પૂછવામાં આવ્યું કે તુ શું બનીશ? તો તેણે જવાબ આપ્યો કે હું કોઇ ડૉક્ટરની પી.એ. (મદદનીશ) બનવા માંગુ છું એટલે કે તેની ઇચ્છા ડૉક્ટર બનવાની હતી તે હવે પી.એ. પર આવી ગઇ, પછી તે જ છોકરીને દસમાં ધોરણમાં પૂછવામાં આવ્યું જયારે તેની ઉંમર પંદર વર્ષની હતી કે તુ શું બનીશ? તો તેણે જવાબ આપ્યો કે હું એક સુંદર મૉડેલ બનવા ઈચ્છું છું. આમ સાબિત થાય છે કે જવાનીની ઉંમરમાં પગ મૂકતાં જ છોકરીના વિચારો બદલાઇ જાય છે. હવે તેને જીવનમાં કશું નથી બનવુ, પરંતુ કોઈની પ્રેમિકા બનવું છે આ તેનો પ્રાકૃતિક સ્વભાવ છે.

તેની ભાવનાત્મક નિશાનીઓ એ છે કે છોકરીમાં ગુસ્સો વધી જાય છે, અને ઉદાસીનતા પણ વધી જાય છે. છોકરીની અંદર ઉદાસીનતાની ટેવ આવી જાય છે. તેની ઉપર જવાબદારીઓના અનુભવનો કબ્જો થઇ જાય છે કે પહેલાં હું નાની છોકરી હતી હવે મારી ઉપર જવાબદારીઓ આવી ગઇ. તેમ છતાં જે છોકરી જવાબદારીઓ અનુભવતી હોય તે નેક છોકરી છે અને જે છોકરીઓનો ઉછેર કુફ્રના માહોલમાં થાય છે, તે તો સોળ વર્ષની ઉંમરે યુવાનીનો લહાવો માણે છે અને ત્યાર પછી તેમનું જીવન આઝાદ જીવન હોય છે.

યુવાનીના આ તબક્કાઓ મગજના હોર્મોનને કારણે હોય છે. ઘણી વાર આ યુવાની સમયથી પહેલા પણ આવી જાય છે. અમેરીકામાં ૧૫ ટકા છોકરીઓ સાત વર્ષની ઉંમરે યુવાન થઇ જાય છે. તેના અમૂક કારણો હોય છે જેમ કે તેલી પદાર્થવાળો ખોરાક, કસરત ન કરવી તેમજ કૌટુંબિક વારસો એટલે કે માતા–પિતા તરફથી અમૂક છોકરીઓ જલ્દી જવાન થઇ જાય છે. આમ જ જે કેમિકલ વાપરવામાં આવે છે Pesticide chemical (ખેતર અથવા બગીચામાંથી બિનજરૂરી ઘાસને દૂર કરવા વપરાતુ કેમિકલ) અથવા આવા બીજા કેમિકલો પણ છોકરીને જલ્દી યુવાન બનાવી દેતા હોય છે. ખુશ્બુમાં પણ એવાં કેમિકલ વપરાય છે, જે બાળકોમાં જાતીય ઉન્માદમાં વધારો કરે છે. અને આ કારણે છોકરીઓ જલ્દી યુવાન થઇ જાય છે. પછી જો છોકરીઓ મિડીયામાં ફિલ્મો અથવા ડ્રામા જુએ છે અને તેના મગજમાં યુવાનીના કામોનું ધ્યાન જમાવે છે તો તેના કારણે છોકરીઓ જલ્દી યુવાન

થઇ જાય છે. યુવાની જલ્દી આવે તો તેની પણ આડઅસરો થાય છે. જેમ કે બાળકોમાં ખાવામાં બેદરકારી આવી જાય છે અને લઘુતાગ્રંથિનો શિકાર થઇ જાય છે. વ્યવહારિક સમસ્યાઓ આવી જાય છે અને ઘણી છોકરીઓમાં છાતીના કેન્સરનો ભય વધી જાય છે. તેનું કારણ એ છે કે Estogen hormones થી પહેલો સામનો થઇ જાય છે. તો દરેક નવયુવાનને આ વસ્તુઓનો સામનો કરવો પડે છે.

## માતા–પિતા માટે જરૂરી માર્ગદર્શન

વૈજ્ઞાનિક સંશોધનોએ જે વાતો કહી છે તે પણ સાંભળી લો. બારથી વીસ વર્ષની ઉંમરને Adulescence કહે છે. આ ઉંમરમાં માતા–પિતાએ અમૂક કાર્યો કરવા જોઇએ. પ્રથમ વાત એ કે તેમને પુસ્તકો વાંચવા જોઇએ જેથી તેમને ખબર પડે કે નવયુવાન સાથે કેવું વર્તન કરવું જોઇએ? નાની વયની છોકરી સાથેના વ્યવહારનો મુદ્દો અલગ છે અને નવયુવાન સાથે વ્યવહાર કરવાનો મુદ્દો અલગ છે. માતા–પિતાએ આ વિષય પર આધારિત પુસ્તકો વાંચવા જોઇએ. પછી આ ઉંમરમાં બાળક આવે તેનાથી એક–બે વર્ષ પહેલા તેમને યુવાની વિશે વિસ્તૃત માહિતી આપવી જોઇએ. છોકરી હોય તો માતા તેને માહિતી આપે અને છોકરો હોય તો પિતા માહિતી આપે. ઘણા બધા માતા–પિતા એવા છે જે ભૂલ કરે છે કે તેમના બાળકો યુવાન થઇ જાય છે અને તેઓ તેમની સાથે કોઇ વાત પણ નથી કરતા. તો આ બાળકો પરેશાન થાય છે પછી તેઓ તેમની વાતો બહારના લોકોને કહે છે અને પૂછતા હોય છે કે મને શું કરવું જોઇએ? અને આ વાત બાળકોના વ્યક્તિત્વને ખરાબ કરે છે. આ ઉંમરમાં માતા–પિતાએ બાળક સાથે ધમકીભર્યો વ્યવહાર કરવો જોઇએ નહી. માતા–પિતા વિચારે કે જયારે હું આટલી ઉંમરમાં હતો તો મારો પ્રતિભાવ શું હતો? આનાથી પણ માણસ ધૈર્ય (માનસિક સ્વસ્થતા) સાથે તેમના કાર્યોને સહન કરી લે છે. જે ખૂબ ખરાબ કાર્યો હોય તેનાથી તો જરૂર રોકો જેમકે નશાવાળા પદાર્થોનું સેવન અને દુરાચારીના જે કાર્યો છે. પરંતુ નાની નાની વસ્તુઓ જેમ કે તે રમવા માટે આ વસ્તુ કેમ પસંદ કરી? ફલાણી વસ્તુમાં આ પસંદ કર્યુ? તો અમુક વસ્તુઓને નજર અંદાજ પણ કરવી પડે છે.

# માતા–પિતાએ શું નહી કરવુ?

એક વાત એ છે કે આ ઉંમરમાં છોકરો અથવા છોકરીને ગુસ્સો જલ્દી આવે છે અને તેને Brain of angry teen (એક નારાજ નવયુવાનનો મગજ) પણ કહે છે. અલ્લાહુ અકબર! ભલે આ ઉંમરમાં બાળક યુવાન થઇ જાય છે પરંતુ અપરિપકવ અને કાચું હોય છે, શરીર તો વધી જાય છે પરંતુ મગજ અપરિપકવ હોય છે. આ બાળકને માર્ગદર્શનની બહુ જરૂર હોય છે હવે આ જે નારાજ બાળક હોય તેને ધ્યાનમાં રાખી માતા–પિતાને અમૂક કાર્યો કરવા જોઇએ અને અમૂક ન કરવાં જોઇએ. માતા–પિતાએ તેમના ઉપર બૂમા–બૂમ કરવી જોઇએ નહી અને તેમને ઠપકાઓ આપવા જોઇએ નહી. તેમની ઉપર દોષારોપણ કરવુ જોઇએ નહી, તેમને શારિરીક સજા પણ ન કરવી જોઇએ. તેમની સાથે ઝઘડાની સંભાવના પણ પેદા થવા દેવી નહી, આ અમૂક વસ્તુઓ છે જે માતા–પિતાએ ન કરવી જોઇએ.

# માતા–પિતાએ શું કરવું જોઇએ?

શું કરવુ જોઇએ? એક તો એ કે પોતાની વાતચીતની શૈલી વધુ પ્રેમાળ બનાવવો જોઇએ. તે શૈલી હમદર્દીવાળી હોવી જોઇએ, પછી પોતે શાંત વલણ રાખવું જોઇએ. પોતાના ગુસ્સા પર નિયંત્રણ કરવું જોઇએ. બાળકે ભૂલ કરી દીધી, હવે જે થઇ ગયું તે થઇ ગયું. માતા–પિતાનો ગુસ્સો કામને વધુ બગાડશે. તો માતા–પિતાએ પોતાના ગુસ્સા પર કાબૂ રાખવો જોઇએ જયારે બાળક ખૂશ મિજાજમાં હોય તો સારી રીતે તેને ખરાબ કાર્યોના ખરાબ પરિણામ વિશે સમજાવવું જોઇએ, જેથી તે બાળક નેકી તરફ આવે. પછી આવા બાળક સાથે તેની સમસ્યાઓ વિશે ચર્ચા કરો. માતા દિકરી સાથેની ચર્ચાનો સમય વધારી દે અને પિતા દિકરા સાથેની ચર્ચાનો સમય વધારી દે આમ બાળક સમજી શકે છે.

# બાળકોને જીવનનું લક્ષ્ય સમજાવો

એક વાત એ છે કે જયારે બાળક આ ઉંમરમાં આવવા લાગે તેનાથી પહેલાં તેને સમજાવી દો કે તારા જીવનનું લક્ષ્ય આ છે. છોકરીને ખબર હોય કે મને નેક બનવાનું છે, આલિમા બનવાનું છે. છોકરાને ખબર હોય કે મને શાળામાં ભણીને એન્જિનીયર કે ડૉકટર બનવાનું છે. આમ, આ ઉંમરમાં

આવતાં પહેલાં માતા–પિતા તેમને લક્ષ્ય અને તેમનાથી માતા–પિતાની ઉમ્મીદોથી તેમને વાકેફ કરી દે જેથી બાળક તેના જીવનના લક્ષ્યને સમજી શકે.

## આ ઉંમરમાં બાળકના બગડવાની અમૂક નિશાનીઓ

આ ઉંમરમાં છોકરાની અમૂક ખતરાની નિશાનીઓ હોય છે. જેનાથી ખબર પડે છે કે આ છોકરો બગડી રહ્યો છે. પ્રથમ નિશાની એ છે કે કોઈપણ વસ્તુ વધારે પડતી થઇ જવી. તેનો શું અર્થ છે? તેનો અર્થ છે વધારે ઉદાસીનતા, વધારે જીદ્દીપણું, વ્યવહાર અને મિજાજની કેટલીક સમસ્યાઓ, શાળામાં ખૂબ જ ગેરહાજરી. તો આ જે ''વધારે પડતુ'' હોવુ દર્શાવે છે કે બાળક કંઇક ખરાબ કરી રહ્યું છે. પછી છોકરાનું વજન એકદમ ખૂબ જ વધી જવું અથવા ખૂબ ઘટી જવું એ પણ એક નિશાની હોય છે કે તેનાં કર્મો કેવાં છે. પછી છોકરીને ઉંઘની સમસ્યા, અનિદ્રા થવું, જે જવાન છોકરો રાત્રે ન સૂઈ શકે તો આ બાળકને કોઇને કોઇ સમસ્યા છે તેની નિશાની છે. પછી તેના વ્યક્તિત્વમાં ઝડપથી ફેરફાર આવે છે, પછી મિત્રોનો બદલાવ, આજે આ મિત્ર હતો, કાલે બીજો મિત્ર છે, ત્રીજા દિવસે ત્રીજો મિત્ર હશે. તો આ બધુ બતાવે છે કે કયાંક ને કયાંક ગરબડ છે અને આ છોકરો શાળામાં ખૂબ જ ગેરહાજર રહે છે. પછી તેના માર્કસ ઓછા થઇ જાય છે. એક નિશાની એ છે કે છોકરાને તમાકુ અથવા નશાવાળી વસ્તુઓની લત પડી જાય છે, તો સિગારેટ પીવી, નશો કરવો એ પણ તેની નિશાની છે. એક બીજી નિશાની એ છે કે છોકરો વાત વાતમાં, મજાક મજાકમાં આત્મહત્યાની વાત કરે છે. જે છોકરો વાતમાં, મજાકમાં, અને વાર્તાઓમાં આત્મહત્યાની વાતો કરે તેનો અર્થ એ છે કે આ બાળક સ્વાભિમાનનો કેદી છે. તે એવા કાર્યો કરે છે જેની ઉપર તેની સ્વાભિમાન તેને ઠપકો આપે છે. તેથી તે કયારેક કયારેક માતા–પિતા સામે અંદર છુપાયેલ ભાવનાઓને જાહેર કરે છે. ઘણી વાર છોકરામાં જાતિય બીમારી આવી જાય છે. માતાને તેમની ઉપર નજર રાખવી પડે છે. સામાન્ય રીતે જાતિય કામો પથારી અને બાથરૂમમાં વધારે થાય છે, તો જયારે છોકરો કે છોકરી નહાવા માટે જાય તો સમય નકકી કરો કે તને પાંચ મિનિટમાં બહાર નીકળવાનું છે. જો છોકરો અડધો કલાક બાથરૂમમાં બેસી રહેશે તો વાસ્તવમાં તે ખરાબ કાર્યોમાં ડુબશે.

આમ જ જો પથારીમાં પડયા રહેવાની ટેવ છે, છોકરી પથારીમાંથી ઉઠતી જ નથી, છોકરો પથારીમાંથી ઉઠતો નથી, તો આ બાબત પણ તેની નિશાની છે કે બાળક બગડી રહ્યું છે. બાથરૂમ અને પથારી આ બંને પર માતા-પિતાએ બાજનજર રાખવી જોઈએ. ધ્યાન રાખો કે છોકરો કે છોકરી ઉંઘમાંથી ઉઠયા પછી તરત જ પથારી પરથી બહાર આવ્યો/આવી કે નહી. બાળકોને આ વાત સમજાવો કે જયારે તમારી આંખ ખૂલી જાય પછી તમે પથારીમાં પડયા ન રહો. તમે સૂવા માટે એવા સમયે પથારીમાં જાઓ જયારે તમારી આંખમાં એટલી ઉંઘ હોય કે તમને ખબર પણ ન પડે કે તમે પહેલાં માથુ મૂકયું કે પહેલા ઉંઘ આવી? યુવાન બાળકનું આમ જ પથારીમાં પડયા રહેવુ તેને જાતિય રોગોમાં સપડાય જવાનું કારણ છે, તેની ઉપર નજર રાખો કે બાળકો સ્કીન પર શું જુએ છે? અને શું વાંચે છે? જયારે Adulesence (૧૨ થી ૨૦ વર્ષની ઉંમર) વિતી જાય છે ત્યાર પછી બાળકની અંદર જવાબદારીની ભાવના વધારે આવી જાય છે.

# છોકરાની યુવાની કેવી રીતે ચોખ્ખી બનાવવી

હવે આગળનો મુદ્દો છે કે છોકરો જવાન થઈ ગયો. આ ઉંમરમાં તેને પાકદામની (સદાચારી, સદ્‌ગુણતા, શુદ્ધતા) કેવી રીતે શીખવવી? જેથી તેની યુવાની પર ડાઘ ન લાગે. તેના કોઈ ઉસ્તાદ એવા હોવા જોઈએ જે તેને સુરએ યુસુફ પઢીને તેનો ભાવાર્થ, તેના મુદ્દાઓ વિસ્તૃત રીતે શીખવાડે. અને કહે કે જે સદાચારી (પાકદામન) હોય છે તેની સાથે અલ્લાહની મોહબ્બત હોય છે. યુસુફ(અલૈ)ને કુકર્મ (ઝિના, વ્યાભિચાર) કરવા માટે આમંત્રિત કરવામાં આવ્યા, પરંતુ યુસુફ (અલૈ)એ અલ્લાહનો ડર દિલમાં બેસાડયો અને આ ગુનાહથી બચી ગયા. તેનું પરિણામ શું આવ્યું? અલ્લાહ તઆલાએ તેમને દુનિયામાં ઈજજત આપી અને તેમને સફળ કર્યા. તેથી દુનિયામાં પરહેઝગાર પર અલ્લાહની રહેમતોનો છાંયડો હોય છે. અને આખિરતમાં તેને અર્શનો છાંયો નસીબ થાય છે. હદીષે પાકમાં છે કે જે નવયુવાન છોકરાને એવી સ્ત્રી તેની તરફ બોલાવે જે સુંદર અને ઉંચા ખાનદાનની સ્ત્રી હોય અને તે નવયુવાન કહે કે હું અલ્લાહથી ડરું છું. અલ્લાહ તઆલા તેને કયામતના દિવસે અર્શનો છાંયો નસીબ કરશે. માટે સદાચારી (પાકદામનીવાળુ) જીવન જીવનાર નવયુવાન દુનિયામાં અલ્લાહની રહેમતના છાંયડામાં હોય છે.

આખિરતમાં અલ્લાહના અર્શના છાંયડામાં હશે. આવા નવયુવાનને દુનિયામાં ઇજ્જતની ઉંચાઇએ બેસાડવામાં આવે છે અને આખિરતમાં અલ્લાહ તઆલા તેને નૂરના સિંહાસન પર બેસાડશે. તો આ વાતો તેને સમજાવવી જોઇએ જેથી છોકરાને ખબર પડે કે નેક માણસ સાથે અલ્લાહની મોહબ્બત કેવી હોય છે?

# યુવાવસ્થા નેકી તરફ જવાનો શ્રેષ્ઠ સમય

જવાનીનો સમય એવો સમય છે જેમાં માણસ નેકીના રસ્તા પર હોય તો તે દુનિયામાં ઘણું બધું કરી શકે છે. તમે વાકિઆત (કિસ્સાઓ) પર ઉંડાણ પૂર્વક વિચારો, દુનિયામાં જે કંઇ થયું છે તેની પાછળ તમને યુવાન નજર આવશે. જયારે હઝરત ઇબ્રાહીમ (અલૈ) બૂત (મૂર્તિઓ)ને તોડી હતી, ત્યારે કુર્આને કરીમ કહે છે કે તેઓ યુવાન હતા. અસ્હાબે કહફ અલ્લાહના મકબૂલ બંદાઓ હતા તેમના વિશે કહ્યુઃ તેઓ પણ યુવાન હતા, પછી નબી (સ.અ.વ.) ના જીવન તરફ જુઓ. જયારે નબી (સ.અ.વ.)એ નબુવ્વતનું એલાન કર્યુ ત્યારે આપની ઉંમર ૪૦ વર્ષ હતી. અબુબક્ર સિદ્દીક (રદી)ની ઉંમર ..... વર્ષ હતી. હઝરત ઉમર (રદી)ની ઉંમર હજુ થોડી ઓછી હતી. તે સમયે અલી (રદી) પણ યુવાન હતા. તો શરૂઆતમાં બધા સહાબા યુવાન હતા, જેમના દ્વારા અલ્લાહ તઆલાએ દુનિયામાં મોટાં પરિવર્તનો કર્યા. અને જો પાછળ જોવું છે તો તે લોકો જેઓ જવાન હતા અને નેકીના રસ્તા પર આવી ગયા તેઓ દુનિયામાં આગળ વધી ગયા. અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ(રદી), અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ(રદી) અને અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર(રદી) આ ત્રણેય નવયુવાન છોકરાઓ હતા, જેઓ નબી (સ.અ.વ.)ની ખિદમત (સેવા) કરતા હતા. નબી (સ.અ.વ.) તેમના માટે દુઆઓ કરતા હતા. તેમનામાંથી એક ઇમામુલ ફુકહા બન્યા, એક ઇમામુલ મુહદ્દીષીન બન્યા અને એક ઇમામુલ મુફસ્સીરીન બન્યા. આ જ જવાનીનીઉંમર હોય છે જો માણસ તેમાં નેકીના રસ્તા પર આવી જાય તો તે નેકીની બુલંદીઓ (ઉંચાઇઓ)ને સ્પર્શી લે છે, અને ત્યાર પછી ઇતિહાસ પણ જોઇ લો કે દુનિયામાં જેટલા પણ ક્રાંતિકારી લોકો આવ્યા અને તેમણે ઇસ્લામની સેવા કરી, તેઓ બધા જ યુવાન હતા. ઉમર ઇબ્ને અબ્દુલઅઝીઝ (રહ)નું જીવન યુવાનીમાં બદલાયું. મુહમ્મદ બિન કાસિમ(રહ)ના જીવનને જુઓ, તેઓ

સત્તર વર્ષની વયે ક્યાંથી નીકળ્યા અને ક્યાં સુધી ઈસ્લામને ફેલાવ્યો. એક કાફિર બાદશાહે એક મુસલમાન સ્ત્રીને પકડી લીધી અને તે સ્ત્રીએ કહ્યું કે મારી ઈજ્જતને બચાવનાર કોણ છે? ત્યારે મુહમ્મદ ઈબ્ને કાસિમ સત્તર વર્ષના હતા. હજ્જાજ ઈબ્ને યુસુફે તેમણે કહ્યું કે તમે જાઓ અને તે સ્ત્રીને છોડાવો. મુહમ્મદ બિન કાસિમે પોતે તેમની ફોજને તૈયાર કરી અને ચાલવા લાગ્યા. કહેવાય છે કે તેમની ઉપર આ વાતની એટલી બધી અસર હતી કે તેઓ બેઠા બેઠા ચોંકી જતા અને કહેતા કે ઓ મારી બહેન! હું હાજર છું. તેઓ પણ નવયુવાન છે, તેમની ઉંમર સત્તર વર્ષની છે, પરંતુ તેઓ એક મુસ્લિમ સ્ત્રીની ઈજ્જત બચાવવા માટે અલ્લાહના નામે ચાલી નીકળ્યા અને જુઓ તેમણે ક્યાંથી ક્યાં સુધી ઈસ્લામના ઝંડાને ઉંચો કર્યો. તેવી જ રીતે સુલતાન મુહમ્મદ ફાતેહના જીવનને જુઓ. નબી (સ.અ.વ.)એ કહ્યું હતું કે કેટલો સરસ તે અમીર (વડો) હશે અને કેટલું સરસ સૈન્ય હશે જે કુસ્તનતીનીયા(કોન્સ્ટેન્ટટીનોપલ) પર વિજય મેળવશે. અલ્લાહ તઆલાએ આ ખુશનસીબી કોઈ ઘરડા માણસને ન આપી. એક નવયુવાન હતો જેણે મેહબુબ (સ.અ.વ.)ની આ વાતને પૂરી કરી બતાવી અને સરસ અમીર બનવાની ખુશનસીબી મેળવી લીધી. હવે ઈલ્મના રસ્તા પર આવીને જુઓ, ઈમામ શાફિઈ(રહ) જયારે ઈમામ બન્યા, ત્યારે તેમની ઉંમર તેર–ચૌદ વર્ષની નજીક હતી. આ સમયે તેઓ હદીષના સિંહાસન પર બેસીને દર્સ (પાઠ) આપતા હતા. ઈમામ અહમદ બિન હમ્બલ(રહ)ના જીવનને જુઓ કે બિલ્કુલ યુવાનીની શરૂઆતમાં તેઓ ઈમામ અહમદ બિન હમ્બલ(રહ) બની ગયા હતા. આ તે જ યુવાની છે જેમાં માણસ પોતાને અલ્લાહની નજીક કરે છે અને દીનની સેવા કરનાર લોકોની હરોળમાં આવી જાય છે. ઉલમાએ દેવબંદના ઈતિહાસને જોઈ લો, હઝરત મૌલાના કાસિમ નાનોત્વી(રહ)એ જયારે દારૂલ ઉલૂમ દેવબંદનો પાયો નાંખ્યો, ત્યારે તેમની ઉંમર ૩૫ વર્ષની નજીક હતી. હઝરત ગંગોહી(રહ) ની ઉંમર ૩૮ વર્ષની નજીક હતી, મિયાંજી આબિદની ઉંમર તેમનાથી પણ ઓછી હતી, તો આ બધા નવયુવાન જ હતા, જેઓએ દીનની મોહબ્બત અને હમદર્દીમાં નિષ્ઠાપૂર્વક કદમ ઉઠાવ્યા. અલ્લાહ તઆલાએ તે લોકપ્રિયતા આપી કે આજે તે સંસ્થા (દારૂલ ઉલૂમ દેવબંદ) પૂરા વિશ્વમાં હિદાયતને ફેલાવવાનું કેન્દ્ર બની ગઈ છે. તો આ જવાનીની જ

ઉંમર હોય છે જેમાં માણસ અલ્લાહના દીનનો ખાદીમ (સેવક) પણ બને છે અને જો આ ઉંમરમાં અલ્લાહ તઆલાની મોહબ્બત તેના હૃદયમાં આવી જાય, તો પછી તે પોતાની જાન અને દૌલત અલ્લાહના દીન પર કુર્બાન કરવા માટે તૈયાર થઇ જાય છે. અલ્લામા ઈકબાલે જંગે યર્મુકના નવયુવાનોનો કિસ્સો કવિતા સ્વરૂપે લખ્યો છે તેઓ કહે છે,

સફ બસ્તા થે અરબ કે જવાનાને તેગ બંધ
થી મુન્તઝિર હિના કી ઉરૂસે ઝમીને શામ
એક નવજવાન સિરતે સીમાબે મુઝતરિબ
આ કર હુવા અમીરે અસાકિર સે હમ કલામ
એ બુઉબેદા રૂખ્સતે પેકાર દે મુજે
લબરેઝ હો ગયા હે મેરે સબ્રો સુકુન કા જામ
બે-તાબ હો રહાં હું ફિરાકે રસૂલ મેં
એક દમ કી ઝિંદગી ભી મુહબ્બત મે હે હરામ
જાતા હું મેં હુઝૂરૈ રિસાલત પનાહ મેં
લે જાઉંગા ખુશી સે અગર હો કોઈ પયામ
યે ઝોકો શોક દેખ કર પુરનમ હુઇ વો આંખ
જિસ કી નિગાહથી સિફતે તેગે બે નિયામ
બોલા અમીરે ફોજ કે વો નવજવાં હે તુ
પીરો પે તેરે ઇશ્ક કા વાજિબ હે એહતેરામ
પૂરી કરે ખુદાએ મુહમ્મદ(સ.અ.વ.) તેરી મુરાદ
કિત્ના બુલંદ તેરી મુહબ્બત કા હે મકામ
પહોંચે જો બારગાહે રસૂલે અમીં મે તુ
કરના યે અર્ઝ મેરી તરફ સે પસ અઝ સલામ
હમ પર કરમ કિયા હે ખુદાએ ગય્યૂરને
પૂરે હુએ જો વઅદે કિએ થે હુઝૂરને

આ નવયુવાન હતા જેઓ પોતાનું જીવન દીન માટે આ રીતે વિતાવતા હતા. આ તે લોકો હતા, જેમને શરૂઆતથી જ સારું માર્ગદર્શન મળ્યું. તેમને માતા-પિતા પણ નેક મળ્યા, ઉસ્તાદ પણ નેક મળ્યા અને તેમને મોહબ્બતની બારી ખૂલતા જ અલ્લાહને મહબૂબે હકીકી બનાવી લીધો. તેમને

પોતાની ક્ષમતા (કાબેલિયત) દીન પર લગાવી દીધી. એક આજનો યુગ છે જેમાં મોહબ્બતની બારી ખૂલતા જ માતા–પિતા તેમને દીનથી એક તરફ કરીને દુનિયામાં લગાવી દે છે. તેથી બાળક શયતાનનો ચેલો બનીને સમગ્ર જીવન પસાર કરે છે આ વાત નવયુવાન છોકરા વિશે હતી.

## છોકરીની યુવાની સુશીલ બનાવવાના સોનેરી નિયમો

હવે આગળની વાત સાંભળો, જે ખૂબ જ મહત્વની છે કે જયારે છોકરી પર યુવાવસ્થાનો સમય આવે છે, ત્યારે છોકરીની યુવાની નિષ્કલંક રહે તે માટે માતા–પિતાએ ખૂબ જતન કરવા પડે છે. સૌ પ્રથમ વાત છોકરી વિશે ધ્યાનમાં રાખો કે જયારે છોકરી માતા–પિતા સાથે હોય તો તે એકલા રહેવાની સરખામણીમાં વધુ સુરક્ષિત હોય છે, એકલતામાં તે શિકાર થઇ શકે છે. જો તે માતા–પિતાની સાથે હશે તો સુરક્ષિત હશે. તેથી માતા એવો પ્રયત્ન કરે કે તે દરેક સમયે ફરિશ્તાની જેમ છોકરીની સાથે રહે, જેથી તે સુરક્ષિત રહી શકે. બીજી વાત છોકરી પરદામાં હશે તો વધુ સુરક્ષિત રહેશે, પરદા વગર હશે તો અસુરક્ષિત હશે. તો છોકરી તેના સમયે પરદો કરી લે. ત્રીજી વાત છોકરી ઘરમાં હશે તો વધુ સુરક્ષિત રહેશે. ઘરથી બહાર નીકળશે તો અસુરક્ષિત રહેશે. આ ત્રણ વાતોનું ધ્યાન રાખવું માતા–પિતા માટે જરૂરી છે.

## બીજી જરૂરી બાબતો

હજુ અમુક વાતો છે જે અનુભવ પર આધારિત છે. પરંતુ ઘણી બધી સ્ત્રીઓને વધુ અનુભવ હશે અને તેમના મગજમાં આનાથી વધુ મુદ્દાઓ આવી શકે, તો જે સારા મુદ્દા હોય તેને પોતે અપનાવવા જોઈએ. દાખલા તરીકે જો છોકરીને કહેવામાં આવે કે અરીસા સામે વધુ સમય પસાર ન કરે, કારણ કે કુમારી હોવાથી તેને અરીસાની જરૂર નથી. જો તમે જુઓ કે છોકરી દસ મિનિટથી અરીસા સામે ઉભી છે તો તે તેની માનસિક હાલતને જાહેર કરે છે. આમ જ છોકરીને કહો કે ટી.વી., ઈન્ટરનેટ અને ફેસબુકથી દૂર રહો. તેને Online safety કહે છે. આજ કાલ ઘણા બધા પુરૂષો છોકરી બનીને ઈન્ટરનેટ પર વાતચીત ચાલુ કરે છે અને જયારે છોકરી પાસેથી બધી માહિતી કઢાવી લે પછી તેને બ્લેક મેલ કરે છે કે હું તો પુરૂષ છું. તુ મને મળવા આવ નહિંતર તે જે ફોટો મોકલ્યા છે તે youtube પર મૂકી દઇશ. અને કેટલીક છોકરીઓ એવી છે જે આવા કારણોસર પારકા પુરૂષોનો શિકાર બની જાય

છે. છોકરીઓને આ વાત સમજાવવી જોઇએ કે જો તું કોઇને ઇ–મેલ મોકલે તો બીજા લોકોને તારું સરનામું મળી જાય છે. તુ કોઇને ફોટો મોકલે છે. કમ્પ્યુટરમાં એવા પ્રોગ્રામો પણ છે કે જેમાં જયાંથી ફોટો આવ્યો હોય તેનું એડ્રેસ મળી જાય છે અને આ સરનામુ કોનું છે? ત્યાં સુધી કે તેના ઘરનું સરનામું પણ શોધી શકાય છે. તો જે છોકરીએ તેનો ફોટો એક વાર પણ કોઇને મોકલી દીધો, તેને તેના ઘરનું સરનામું પણ તે માણસને બતાવી દીધું. જીવ પણ જોખમમાં અને ઇજ્જત પણ જોખમમાં મુકાઇ જાય છે. તો આજે માતા પોતાની છોકરીને Online safety વિશે કશું શીખવાડતી નથી. છોકરી ભૂલ કરી બેસે છે અને તેના ખરાબ પરિણામો માતા–પિતાને પણ ભોગવવા પડે છે. મિશ્ર પ્રસંગોમાં છોકરીને ન લઇ જાઓ, તેમાં ખૂબ જ ખતરો હોય છે. શરૂઆતથી જ એવો પ્રયત્ન કરો કે છોકરી પરદામાં રહે અને પારકા છોકરાઓ કે પુરૂષો સાથે તેની વાતચીત ન થાય. જો મિશ્ર પ્રસંગોમાં જશે તો તે બચી નહી શકે. છોકરો અને છોકરી એક બીજા સાથે સંપર્ક કરી લે છે.

મિયાં આશિક વ માશુક ઝમરેસ્ત
કિરામન કાતિબીન રા હમ ખબર નેસ્ત

એક બીજા પાસે ખબરો પહોંચી જાય છે અને તેની ખબર ફરિશ્તાઓને પણ નથી પડતી, તો માતા–પિતાને શું ખબર પડશે? કુમારી છોકરી ડ્રાઇવિંગ ન કરે એ જ સૌથી શ્રેષ્ઠ છે. જો જરૂર પડે તો પિતા લઇને જાય અથવા માતા લઇને જાય જે પણ વ્યવસ્થા કરી શકતા હોય તે કરવી. એકલી છોકરીનું ડ્રાઇવિંગ સૌથી ખતરનાક બાબત છે. પછી છોકરીને સમજાવો કે પુરૂષો પર કયારેય પણ ભરોસો ન કરવો. આગળથી જ વાત છોકરીના મગજમાં નાંખી દો. પુરૂષો કુદરતી રીતે જ તકસાધુ હોય છે, જયાં તેને તક મળશે તે જાતિય ફાયદો મેળવવાનો પ્રયત્ન જરૂર કરશે. જો ન કરે તો તે કોઇ સારી કેળવણી મેળવેલ માણસ હશે. નહીંતર ૯૯.૯ ટકા પુરૂષો જયાં તક મળશે તેઓ જરૂર જાતિય સતામણી કરશે, તેથી પુરૂષો પર ભરોસો કરવો જોઇએ જ નહી. તે સગો ભાઇ પણ કેમ ન હોય. છોકરીને આ વાત પણ જરૂર સમજાવવી જોઇએ. જો છોકરીના હાથમાં નાનું બાળક હોય અને તે કોઇ પુરૂષના હાથમાં આપવું હોય તો તેને સીધું હાથથી તે પુરૂષના હાથમાં ન આપો પરંતુ નાના

બાળકને ખભા પરથી પકડીને લટકાવો તે પુરૂષને ઉંચકવુ હોય તો ઉંચકી લેશે. તેને હાથમાં ન પકડાવો. આ નાના બાળકને પકડવું એ જ પુરૂષ માટે જાતિય શમનનું કારણ બને છે. કયારેક તે છાતી પર હાથ લગાવી દે છે, તો કયારેક હાથને દબાવી દે છે અને તેનો સંદેશો આપી જાય છે. છોકરીને સમજાવો કે કુમારી હોય તેવામાં વાળ ખુલ્લા રાખવા ખરાબ ટેવ છે, તેને ઢાંકી રાખવા જોઈએ. બધાને વાળ બતાવવાની શું જરૂર છે કે મારા વાળ લાંબા છે, મારા વાળ વાંકડિયા છે, મારા વાળ બહુ જ ચમકદાર છે. આ વસ્તુ છુપાવવી જોઈએ. કુમારી છોકરીની સુંદરતાવાળી કોઈપણ વસ્તુ છુપાયેલી હોય તે ખૂબ શ્રેષ્ઠ છે. તમે વિચારો કે તમારી પાસે પૈસા હોય તો તમે તેને હથેળીમાં રાખીને સૌને બતાવતા તો નથી! કેમ કે ખબર છે કે કોઈક લૂંટી શકે છે, ખેંચી શકે છે. તમારી સુંદરતાને છુપાવો, અલ્લાહ તઆલાએ આ સુંદરતા પતિ માટે બનાવી છે. જયારે તમે તેને છુપાવશો, તો તમારી ઈજ્જત બચી રહેશે. આવી જ રીતે કુમારી છોકરી માટે રાતના ભોજનનું આમંત્રણ અસ્વીકાર્ય. લખી લો કે કુમારી છોકરીને રાતના ભોજનમાં કયાંય પણ ન લઈ જાઓ. તમારા ઘરે .... આવશે અને કહેશે કે મારી બહેનપણીનો જન્મ દિવસ છે તેણીએ રાતના ભોજન (Dinner) નું આમંત્રણ મોકલ્યુ છે. આ જે Dinner છે તે Killer (મારી નાંખનાર) બની જાય છે, તેથી કુમારી છોકરીની Dinner ની દાવત બિલકુલ ન કરવી જોઈએ. જો તેને તેની બહેનપણીઓ સાથે ભોજન લેવું હોય તો તેના બે નિયમો છે. પ્રથમ નિયમ કે દાવત હંમેશા પોતાના ઘરમાં હોય, માતા તેને કહે કે તું તારી બહેનપણીઓને આપણા ઘરે બોલાવી લે, હું જમવાનું બનાવું છું. તારી બહેનપણીઓ આપણા ઘરે આવીને Lunch (બપોરનું ભોજન) ખાશે એટલે કે કુમારી છોકરીની Lunch દાવત માત્ર બપોરના ભોજનની હોવી જોઈએ અને તે પણ પોતાના ઘરમાં હોવી જોઈએ. આ સૌથી વધુ સુરક્ષિત રીત હોય છે. એક વાત એ પણ છે કે કુમારી છોકરીને માસીના ઘરે એક પણ દિવસ સુવાની પરવાનગી ન આપો, કાકાના ઘરે પણ નહી, તેનાથી તેને રોકવી જોઈએ. ઘણી બધી છોકરીઓ સગા-સંબંધીઓના ઘરે સુવાનું બહાનું કાઢીને પારકા છોકરાઓ સાથે તેમનો સંબંધ જોડતી હોય છે, તે છોકરાઓના હાથનું રમકડુ બની જાય છે. તે જ રીતે કુમારી છોકરીને Gym Centre (કસરત કરવાનું સ્થળ) પર જવાની પરવાનગી ન આપો. જો તેને કસરત કરવી હોય તો ઘરમાં

કસરત કરે તમે તેને કસરતનો સામાન લાવી આપો. દોડવું, કૂદવું, બેડમીન્ટન રમવું હોય તો ઘરમાં રમે, જીમખાનામાં નહી. જે છોકરીઓ જીમખાનામાં જાય છે તેઓ કસરત પછી બીજું બધું કરતી હોય છે. જેમની ઘટનાઓ છુપાયેલી નથી. આ નિયમ બનાવી લો કે છોકરી માતા સાથે જ બજારમાં જશે. તે બહેનપણી સાથે બજાર જવા માંગતી હોય, તો તેની પરવાનગી ક્યારેય ન આપો. આ શોપિંગ મોલ તેમના માટે બીજા છોકરાઓ સાથે સંબંધનું કારણ બની જાય છે. યાદ રાખો કે છોકરી કમજોર મનની હોય છે, તે એકલી ગુનાહ કરી શકતી નથી, તેને કોઇકની જરૂર હોય છે. તેથી બે છોકરીઓ સાથે મળીને સલાહ કરીને પછી આગળ પગલું વધારે છે, તેઓ એકબીજાની મદદ કરે છે. પહેલી છોકરી બીજીને તેના બૉયફ્રેન્ડ સાથે મિલાપ કરાવવામાં અને બીજી પહેલીને તેના બૉયફ્રેન્ડ સાથે મિલાપ કરાવવામાં મદદ કરે છે. તેથી બહેનપણી સાથે ખરીદી કરવાનું બિલકુલ બંધ કરવું જોઇએ. જો છોકરીને બહેનપણી સાથે ખરીદી કરવાની ઇચ્છા થાય, તો માતાએ સાથે જવું જોઇએ ભલે પછી માતા તેમનાથી પાંચ દસ ફુટ દૂર રહે. પરંતુ સાથે જ રહે જેથી છોકરીઓ ખરીદી જ કરે અને દિલના સોદા ન કરે. છોકરીઓને શરૂઆતથી જ આ વાત સમજાવો કે મોટી ઉંમરવાળી સ્ત્રીઓની મહેફીલમાં ન બેસે. આ વસ્તુ પણ બહુ જ નુકસાનકારક હોય છે. મોટી ઉંમરવાળી સ્ત્રીઓ જયારે બેસે છે તો તેમની મજાક પણ એવી જ હોય છે તેઓ માહિતી પણ એવી રીતે આપે છે કે છોકરીઓમાં જાતિય સંબંધો તરફનું આકર્ષણ વધી જાય છે. તેથી યુવાન છોકરીને મોટી ઉંમરની સ્ત્રીઓની મહેફીલમાં બેસવાથી રોકવી જોઇએ. તે ચા આપીને પાછી જતી રહે, પાણી આપીને પાછી જતી રહે પણ તેને મોટી ઉંમરની સ્ત્રીઓ સાથે બેસવાની પરવાનગી ક્યારેય પણ આપવી જોઇએ નહી. છોકરી યુવાન થઇ જાય તો તેને પાકિટ ખર્ચ તો જરૂર આપવા જોઇએ પરંતુ તેને જેટલી જરૂર હોય તેટલા આપવા, એટલા બધા પૈસા ન આપો કે જેનાથી ગીફ્ટ (ભેટ) ખરીદી તેના મિત્રોને આપી શકે, તે રકમનો તે કોઇ ખરાબ ઉપયોગ કરતી હોય. જો તે કોઇ બહેનપણીને ભેટ આપવા માંગતી હોય તો માતા દ્વારા આપે, માતા પોતે આ ભેટ આપી દે તો બરાબર છે, નહીંતર ભેટ આપવાની રજા ન આપો. છોકરીને કપડા સીવવાં વગેરે વસ્તુઓ શીખવાડવી જરૂરી છે તેમ છતાં તેને સમજાવો કે છોકરીની સદાચારી કેટલી જરૂરી છે, તેને તેની ઉપર કેટલો સવાબ મળે છે.

# આ ઉંમરમાં છોકરીઓની બગડવાની નિશાનીઓ

આ અમુક નિશાનીઓ છે જેનાથી ખબર પડી જાય છે કે છોકરી કેવી પરિસ્થિતિમાં છે. જે છોકરી કોઇના પ્રેમમાં હોય છે તે એકલતાને પસંદ કરનાર બની જાય છે. સામાન્ય રીતે તે તેની સારા સારા ફોટાઓ ફોનમાં સાચવી રાખે છે અથવા બનાવડાવીને સાચવી રાખે છે. છોકરીમાં ફોટા પડાવવાની ટેવનું હોવું તે ખતરાની નિશાની છે, જે છોકરી પ્રેમમાં પડેલ હોય છે તે રાત્રે જાગે છે, તેને ઉંઘ આવતી નથી અને તેની એક સરળ નિશાની તે છે કે તેની ફજરની નમાઝ કઝા થઇ જાય છે. જે છોકરીની ફજરની નમાઝ કઝા (છુટી) જતી હોય, તો સમજી લો કે દાળમાં કંઇક કાળું છે. પછી જે છોકરી કોઇના પ્રેમમાં પડી જાય છે, તે બહુ જ defensive (બચાવ કરનાર) અને sensitive (સંવેદનશીલ) બની જાય છે. તે માતાને કહે છે કે તું મને કેમ પૂછે છે? પૂછવાની શું જરૂર છે? તે તેનો બચાવ કરવા લાગે છે. અને સંવેદનશીલ એટલે કે નાની વાતમાં નારાજ થઇ જાય છે. મોઢું બગાડે છે. તેનો અર્થ એ છે કે તેની અંદર કંઇક છે, જેને તો છુપાવવા માંગે છે. તેથી તે માતા સામે તે જાહેર કરવા માંગતી નથી. તેની એક નિશાની એ પણ છે કે જે છોકરીઓ આવી હોય છે ઇબાદતમાંથી તેમનો રસ પૂરો થઇ જાય છે. ન નમાઝ પઢવી ગમે છે અને ન તો તિલાવત કરવી ગમે છે. પરંતુ મુસલ્લા (નમાઝ પઢવાની જગ્યા) પર આવવું પણ તેના માટે એક મુસીબત બની જાય છે. એક નિશાની એ છે કે છોકરી એકલતા ઇચ્છે છે અને તે ઇચ્છે છે કે મારી પાસે ઇન્ટરનેટ હોય, તેની એકલતા અને ઇન્ટરનેટ એ વાતની દલીલ છે કે કયાંક ને કયાંક તેનો સંબંધ છે. જેમ ડૉકટર રોગના લક્ષણોથી રોગ ઓળખે છે, તેવી જ રીતે માતા પણ છોકરીની આ લાક્ષણિકતાઓ વડે તેના મગજની લાગણીઓ ઓળખી લેતી હોય છે.

છોકરીને શીખવવું જોઇએ કે જે છોકરી સદાચારી જીવન વિતાવે છે અલ્લાહ તઆલા તેની દુઆઓને સંતોની દુઆઓની જેમ કબૂલ કરે છે. કયામતના દિવસે પુરૂષોની મગ્ફિરત (મુક્તિ) તેમની ઇબાદત અને દીનની સેવાના કારણે થશે જયારે સ્ત્રીઓની મગ્ફિરત તેમની સદાચારને કારણે થશે. તેથી જ તો કહેવામાં આવ્યું કે જે નેક સ્ત્રી સદાચાર જીવન વિતાવે અને તેનું મૃત્યુ એવી હાલતમાં થયું કે તેનો પતિ તેનાથી ખુશ હોય તો તેના

માટે જન્નતના તમામ દરવાજા ખોલી દેવામાં આવશે.

## સ્ત્રીઓનું સૌથી મોટું જિહાદ – ઈજ્જતની સુરક્ષા

એક વાત જે વારંવાર છોકરીને સમજાવવી જોઈએ કે પુરૂષોનું જિહાદ દુશ્મનો સાથે તલવાર વડે થાય છે અને સ્ત્રીનું જિહાદ ઘરમાં પારકા પુરૂષોથી પોતાની ઈજ્જતની સુરક્ષા કરવાથી થાય છે. તેથી નબી (સ.અ.વ.) પુરૂષો પાસેથી જિહાદ કરવા માટે બયઅત (વાયદો) લીધો હતો અને સ્ત્રીઓ પાસેથી પોતાની ઈજ્જતની સુરક્ષા કરવા માટે બયઅત (વાયદો) લીધો હતો. જરા વિચારો.....

મુજાહિદ (જિહાદ કરનાર)

સદાચારી (પાકદામન) સ્ત્રી

* મુજાહિદનું જિહાદ ઘરની બહાર થાય છે
સ્ત્રીનું જિહાદ ઘરમાં રહીને ઈજ્જતની સુરક્ષા કરવાથી થાય છે
* મુજાહિદનું જિહાદ દુશ્મન સાથે થાય છે.
સ્ત્રીનું જિહાદ પારકા પુરૂષોથી પોતાની ઈજ્જત બચાવવાથી થાય છે.
* મુજાહિદ દુશ્મનોને દેશની સરહદથી દૂર રાખે છે
સ્ત્રી પોતે પારકા પુરૂષોથી દૂર રહે છે.
* મુજાહિદ દુશ્મનોને દેશમાં એક ઇંચ પણ ઘુસવાની છુટ નથી આપતા.
સ્ત્રી પારકા પુરૂષોને પોતાના શરીર પર એક આંગળી પણ લગાડવાની છૂટ નથી આપતી.
* મુજાહિદ દુશ્મનો પર ભરોસો નથી કરતા.
સ્ત્રી પારકા પુરૂષો પર ભરોસો કરતી નથી.
* મુજાહિદ મોરચા સંભાળીને દેશની રક્ષા કરે છે.
સ્ત્રી ઘરની ચાર દિવાલો વચ્ચે રહીને ઈજ્જતની રક્ષા કરે છે.
* મુજાહિદ સમજે છે કે દુશ્મનોએ મને જોઈ લીધો તો જીવનું જોખમ છે
સ્ત્રી સમજે છે કે પારકા પુરૂષ મને જોઈ લીધી તો ઈજ્જત અને આબરૂનો ખતરો છે.
* મુજાહિદ દુશ્મનને દૂર રાખીને સૈનિકનો હોદ્દો મેળવ્યો.
સ્ત્રીએ પારકા પુરૂષને દૂર રાખીને અલ્લાહની નજીક મુજાહિદનું બિરૂદ મેળવ્યું.

* મુજાહિદ દુશ્મનથી છુપાઇને કામ કરે છે.
સ્ત્રી ગેરમેહરમથી છુપાઇને કામ કરે છે.
* મુજાહિદ દુશ્મનના હુમલાથી બચવા માટે બખ્તર પહેરે છે.
સ્ત્રી પારકા પુરૂષની નજરથી બચવા માટે બુરખો પહેરે છે.
* મુજાહિદને સફળતા દુશ્મન સામે દ્રઢતા બતાવવાથી મળે છે.
સ્ત્રીને સફળતા પારકા પુરૂષ સામે દ્રઢતા બતાવવાથી મળે છે.
* મુજાહિદને રાત–દિવસ સરહદની ચોકી કરવાથી સવાબ મળે છે.
સ્ત્રીને રાત–દિવસ પારકા પુરૂષથી સાવચેત રહેવાથી સવાબ મળે છે.
* મુજાહિદ દુશ્મનને તેની કડક ચાલ દ્વારા તેની કમજોરી ખબર પડવા દેતો નથી.
સ્ત્રી પરદા દ્વારા તેની સુંદરતાની ખબર પારકા પુરૂષને પડવા દેતી નથી.
* મુજાહિદને જિહાદના કારણે અલ્લાહનું સાંનિધ્ય પ્રાપ્ત થાય છે.
સ્ત્રીને પાકદામનીને કારણે અલ્લાહનું સાંનિધ્ય પ્રાપ્ત થાય છે.
* મુજાહિદને દુશ્મન તરફથી ખતરો હોય તો મોમીન મિત્ર તરફથી મદદ મળે છે.
સ્ત્રીને પારકા પુરૂષોથી ખતરો હોય તો તેના મહેરમ પુરૂષોથી હુંફ (મદદ)મળે છે.
* મુજાહિદને દુશ્મનના હુમલાનો બરાબર જવાબ આપવો જોઇએ.
સ્ત્રીએ પારકા પુરૂષોની વાતનો કડકાઇથી જવાબ આપવો જોઇએ.
* મુજાહિદે તેના દેશની સુરક્ષાથી પ્રેમ કરવો જોઇએ.
સ્ત્રીએ તેની ઇજ્જતની સુરક્ષાથી પ્રેમ કરવો જોઇએ.
* મુજાહિદની દુઆઓ અલ્લાહના દરબારમાં કબૂલ થાય છે.
સદાચારી સ્ત્રીની દુઆઓ અલ્લાહના દરબારમાં કબૂલ થાય છે.
* મુજાહિદને આંતરિક દુશ્મનોથી વધુ ભય હોય છે.
સ્ત્રીને ગેરમહેરમ સગાંઓથી વધુ ભય હોય છે.
* મુજાહિદ દેશની રક્ષા કરતાં મૃત્યુ પામે તો શહીદનો દરજ્જો મળે છે.
જો સ્ત્રી પોતાની ઇજ્જતની સુરક્ષા કરતાં કરતાં મૃત્યુ પામે તો અલ્લાહના દરબારમાં શહીદ હોય છે.
* મુજાહિદે સફળતા માટે અલ્લાહથી દુઆઓ માંગવી જોઇએ.
સ્ત્રીએ પણ પોતાની ઇજ્જતની સુરક્ષા માટે અલ્લાહથી દુઆઓ માંગવી જોઇએ.

# આવી જ રીતે

દુશ્મન

પારકા પુરૂષો

* દુશ્મન મુજાહિદ પર ગોળીઓ વરસાવે છે.

પારકા પુરૂષ સ્ત્રી પર તેની નજરોના તીર વરસાવે છે.

* દુશ્મન મુજાહિદના દેશ પર કબ્જો કરવા ઇચ્છે છે.

પારકા પુરૂષો સ્ત્રીના શરીર પર કબ્જો કરવા માંગે છે.

* દુશ્મન મુજાહિદના દેશના સ્ત્રોતોથી ફાયદો ઉઠાવવાનો પ્રયાસ કરે છે

પારકા પુરૂષ સ્ત્રીના શરીરથી સુખ મેળવવાનો પ્રયાસ કરે છે.

* દુશ્મન મુજાહિદના દેશને લૂંટી લે છે.

પારકા પુરૂષ સ્ત્રીની ઇજ્જત આબરૂને લૂંટી લે છે.

* દુશ્મન મુજાહિદ સાથેની ચર્ચાનો ચાલબાજી તરીકે ઉપયોગ કરે છે.

પારકા પુરૂષ સ્ત્રી સાથેની વાતચીતનો ચાલબાજી અને જાળ તરીકે ઉપયોગ કરે છે.

* દુશ્મન મુજાહિદના દેશમાં જાસૂસ મોકલે છે.

પારકા પુરૂષ સ્ત્રી તરફ કોઇ સંદેશ લઇ જનાર મોકલે છે અથવા સંદેશ અથવા ફોન કરે છે.

* દુશ્મન મુજાહિદના રસ્તામાં સુરંગો પાથરે છે.

પારકા પુરૂષ સ્ત્રી તરફ ભેટ મોકલીને તેના માટે માનસિક સુરંગો બિછાવે છે.

* આંતરિક દુશ્મન મુજાહિદને તેના હથિયારો મૂકી દેવા માટે મજબૂર કરી દે છે.

સ્ત્રીને તેની મનેચ્છા પારકા પુરૂષ સામે નરમ થઇ જવા માટે મજબૂર કરી દે છે.

# પારસ્પરિક સંબંધોના ત્રણ દરજ્જાઓ

હવે એક છેલ્લો મુદ્દો જેને બહુ જ સ્પષ્ટ સમજવો જોઇએ. ત્રણ શબ્દો છે, એક છે liking (પસંદ કરવું), બીજુ છે loving (પ્રેમ કરવો) અને ત્રીજુ છે lusting (જાતિય સંબંધની ઇચ્છા હોવી) આ ત્રણેય અલગ અલગ શબ્દો છે. ત્રણેયની હદો અલગ અલગ છે.

liking શરૂઆતનું પગથિયું છે, loving તેનાથી થોડી ઉંચી બાબત છે અને lusting છેલ્લા દરજ્જાનું પગથિયું છે. liking એટલે કોઇકની સારી ટેવના કારણે કોઇને કોઇ સારું લાગે. કોઇ ખેલાડી સારો લાગે, કોઇ વક્તા સારો લાગે અથવા કોઇ એવો માણસ જેનો લેખ સારો લાગે. કોઇની શાયરી સારી લાગે તેને liking કહેવાય છે. છોકરીના મગજમાં liking કોઇના વિશે પણ હોય શકે છે. જેમ કે મને અલ્લામા ઇકબાલની શાયરીઓ પસંદ છે, મને ફલાણાનાં લેખો પસંદ છે, ફલાણાનાં પુસ્તકો પસંદ છે, આ liking એક સામાન્ય વસ્તુ છે. માણસને અમૂક વસ્તુઓ સારી લાગે છે. તેને liking કહે છે. એક છે loving, તેનો દરજ્જો liking કરતાં મજબૂત હોય છે. આ દરજ્જો મહેરમ પુરૂષો માટે હોય છે. જેમ કે ભાઇથી પ્રેમ હોય, બાપથી મોહબ્બત હોય, પોતાના પુત્રથી મોહબ્બત હોય અથવા દીનની મોહબ્બત જેનો મતલબ અલ્લાહ સાથેનો સંબંધ છે. નબી (સ.અ.વ.)થી પ્રેમ, સહાબા (રદી)થી પ્રેમ, અવલીયાએ કિરામથી પ્રેમ, શૈખથી મોહબ્બત, આ બધુ love છે. પરંતુ તેમાં અલ્લાહનું જોડાણ હોય છે. તો આ દરજ્જો મોહબ્બત સુધી પહોંચી શકે છે. દાખલા તરીકે કોઇ સ્ત્રી એવું કહે કે મને મારા શૈખથી મોહબ્બત છે. હવે આ મોહબ્બતમાં કયાંય પણ જાતિયતા નથી આવી શકતી, કારણ કે જોડાણ અલ્લાહનું છે. આ સંબંધ નબી (સ.અ.વ.)ના પ્રતિનિધિ હોવાના કારણે હોય છે, તો આ કારણોસર આગળ પ્રેમની શકયતા પણ હોય શકે છે. ઉલમાથી મોહબ્બત હોવી અલ્લાહ માટે છે, દીનના દાઇથી મોહબ્બત હોવી અલ્લાહ માટે છે. આ છે loving, તો liking પહેલો દરજ્જો છે અને loving બીજો દરજ્જો છે.

ત્રીજો દરજ્જો lusting કહેવાય છે. શારિરીક સંબંધ સ્ત્રી માટે માત્ર તેના પતિ સાથે હોય છે. આ વાતને છોકરીના મગજમાં સારી રીતે બેસાડી દો કે શારિરીક સંબંધની જે વાત છે તેનો સંબંધ માત્ર પતિ સાથે હોય છે તેના સિવાય બીજે કયાંય હશે તો માણસ અલ્લાહનો ગુનેગાર બનશે. તો આ ત્રણેય અલગ અલગ વસ્તુઓ છોકરીના મગજમાં ઉતારવી જોઇએ. તેને ચોખ્ખી ખબર હોય કે મારો સંબંધ કોની સાથે કેવો રહી શકે છે. તો એક liking, બીજુ loving, અને ત્રીજુ lusting હોય છે. lusting ને અલ્લાહ તઆલાએ ખાસ પતિ માટે બનાવી દીધું છે, તેથી કોઇ પણ માણસ ભલે તે મહેરમ હોય કે પછી દીનના સંબંધવાળો હોય, જો તે lustful (કામવાસના)ની

કોઈ વાત કરે. તો તેનો અર્થ એ છે કે તે તેની હદથી આગળ વધી રહ્યો છે. સ્ત્રીઓને તેનાથી સ્વજાતને દૂર રાખવાની જરૂર છે. તો આ ત્રણેય દરજ્જાઓ છોકરીને બતાવવા જોઈએ. પ્રથમ liking, બીજો loving, અને ત્રીજો lusting છે. અને ત્રીજો દરજ્જો માત્ર પતિ માટે છે. આ બધાનો મુખ્ય નિયમ તે છે કે જો છોકરીને દોસ્તી કરવાની બીમારી હોય તો તે ગમે તેટલી હોશિયાર કેમ ન હોય તે મધ દરિયામાં નાવડી ડૂબાડી દેશે. અને જો તેને દોસ્તી કરવાની બીમારી ન હોય તો ગમે તેટલી નિરુદ્યમી કેમ ન હોય તે હંમેશા દરિયો પાર કરી દેશે. તેથી માતા–પિતાએ દુઆ પણ કરવી જોઈએ. અલ્લાહ તઆલા યુવાન છોકરા–છોકરીઓને એવી યુવાની આપે જે સ્વચ્છ અને સુશીલ હોય. અલ્લામા ઈકબાલે કેટલું સુંદર કહ્યું છે,

હુઈ ન ઝાગમે પૈદા બુલંદ પરવાઝી<br>
ખરાબ કર ગઈ શાહીન બચ્ચેકો સોહબતે દાગ<br>
હયા નહી ઝમાને કી આંખ મેં બાકી<br>
ખુદા કરે કે જવાની તેરી રહે બે દાગ

અલ્લાહ તઆલાથી દુઆ છે કે અલ્લાહ તઆલા આપણી છોકરીઓ અને છોકરાઓને તેમની જવાની બે–દાગ (દાગ વગરની) રાખવાની તૌફીક આપ. આમીન............

# બાળકોનું માનસિક પાલનપોષણ

## આજનો મુદ્દો

બાળકોના પાલન પોષણ વિશે આપણા ઘણા બધા મહત્ત્વપૂર્ણ મુદ્દાઓ પૂરા થઇ ગયા છે. આજનો વિષય છે ''બાળકોની માનસિક સમસ્યાઓ''. અલ્લાહ તઆલાએ મનુષ્યને બે ભેટો આપી છે. એક હૃદય અને બીજુ મગજ. આ બંને વસ્તુઓ માતાના પેટમાં જ કામ કરવાનું શરૂ કરી દે છે. હૃદય પણ માતાના પેટમાં કામ કરવાનું શરૂ કરી દે છે. બાળકના હૃદયના ધબકારા સાંભળી શકાય છે અને મગજ પણ માતાના પેટમાં કામ કરવાનું શરૂ કરી દે છે. તેથી જયારે બાળકનો જન્મ થાય છે તો ડૉક્ટર કોઈ બટન દબાવી તેના મગજને ચાલુ નથી કરતા, પરંતુ મગજ આગળથી જ કામ કરવા માટે તૈયાર હોય છે. જેવું બાળક જન્મ લે છે કે તરત જ રડે છે, હાથ–પગ હલાવે છે આ તે વાતની સાબિતી છે કે તેનું મગજ પહેલેથી જ આ કામ કરતું હતું. બાળકના મગજને સતેજ બનાવવાની જે રીતો છે, તેના વિશે લોકો બહુ જ ઓછું જ્ઞાન ધરાવે છે. વૈજ્ઞાનિક સંશોધનોએ ઘણી બધી બાબતોનાં રહસ્યો ખોલ્યા છે.

## બાળકની બુદ્ધિ (બાળકની વિચારશક્તિ)

આજે બુદ્ધિ વિશે અમુક વાતો જાણી લો, જેથી બાળકના મન (વિચારો)ને સમજવુ સરળ બને. વૈજ્ઞાનિકો એવા પરિણામ સુધી પહોંચ્યા છે કે Babies are smarter than our think (બાળકો આપણી કલ્પના કરતા પણ વધારે હોંશિયાર હોય છે.) They can add before they count (તેઓ ગણવાથી પહેલા જોડવા લાગે છે) તેઓ બોલતાં પહેલાં ૧૦૦ શબ્દો સમજવા લાગે છે. તેથી અંદાજો લગાવો કે બાળકનું મગજ કેટલી ઝડપથી કામ કરતુ હશે. ત્રણ વર્ષની ઉંમરે તેમની યાદશક્તિ આપણી કલ્પના કરતા પણ વધુ હોય છે. તેથી બાળકનું મગજ બહુ જલ્દી બાબતોને ગ્રહણ છે. એ અલગ વાત છે કે આપણે તે વસ્તુને સમજી શકતા નથી. તેથી એક ડૉક્ટર કે જે તેના ઘરથી પરેશાન હતો, તેને તેના બાળકના મગજ પર શોધ કરી અંતે તે આ પરિણામ સુધી પહોંચ્યો કે, બાળકનું મગજ એક

મહાન ભેટ છે. બીજું એ કે તે ૨૪ કલાક શરીરના બધા અંગોને સંકેત આપે છે અને સંકેત સ્વીકારે પણ છે. ત્રીજુ પરિણામ એવું લખ્યું કે મગજ જન્મથી લઇને લગ્ન કરવા સુધી કામ કરે છે. ચાર વર્ષથી પહેલા બાળકનું મગજ બહુ ઝડપથી વિકાસ પામે છે. બાલવાડીમાં પહોંચતા પહેલા તેનું મગજ પુખ્ત વયની વ્યક્તિના ૯૦ ટકા જેટલુ વિકાસ પામે છે.

## નવુ નવુ શિખવાની ઉત્કંઠાની બારી

બાળકના જીવનમાં એક સમય એવો આવે છે કે બાળક કુદરતી રીતે કંઇક શીખવાનું પસંદ કરે છે. જેના કારણે દાણા ગણવા, વસ્તુઓને તોલવું/માપવું આવાં હલન–ચલનવાળા કાર્યો તેને સારાં લાગે છે. સંશોધનો પરથી એવુ સાબિત થાય છે કે ત્રણ વર્ષ સુધીમાં બાળક બોલવા માટેના જરૂરી શબ્દો શીખી લેતુ હોય છે. બાળક કોઇ વસ્તુને પોતાના હાથમાં પકડીને મોઢામાં નાંખીને અથવા નીચે ફેંકીને શીખે છે. આવા સમયે માતા એવું કહે છે કે હું આ કામ કરી લઉં અને જો બાળક સામેથી એવું કહે કે તે કામ હું કરી દઇશ તો તે બાળક કંઇક નવુ શિખવા માટે ઉત્સુક છે, તેવું દર્શાવે છે. જેમાં બાળક પોતે શીખવા માંગે છે. મગજ પર સંશોધન કરનાર વૈજ્ઞાનિકો કહે છે કે જન્મથી છ વર્ષની વય સુધી બાળકના મગજનું વાયરીંગ થતુ હોય છે અને તે છ વર્ષ સુધીમાં પૂર્ણ થઇ જાય છે. તેથી આ સમયગાળો ઘણું મહત્ત્વ ધરાવે છે. અને નવાઇની વાત એ છે કે આ ઉંમરમાં બાળકને નાદાન સમજીને અવગણવામાં આવે છે. માતા–પિતાની આ ભૂલ છે કે તેઓ બાળકને તેની વાતનો સાચો જવાબ નથી આપતા. ઘણી વખત માતા કામમાં મગ્ન હોવાથી તેની વાત સાંભળતી જ નથી. બાળક તેની જાતે બોલે છે, તો તેને ચૂપ કરી દે છે. તેથી એક બાળકે ખાતી વખતે કહ્યું મમ્મી! મમ્મી! તો માતા તેની પર ગુસ્સે થઇ અને કહેવા લાગી ચુપ થા. દરેક સમય બોલ–બોલ કરે છે. જયારે ખાઇ રહ્યા પછી માતાએ છોકરાને પૂછયું, હવે બોલ શું કહેતો હતો? તેણે કહ્યું કે મમ્મી જે દાળ તુ ખાઇ રહી હતી તેમાં માંખી હતી. બાળકો ખૂબ જ તાર્કિક હોય છે. પરંતુ તેમની માતા તેમને બહુ જ અતાર્કિક જવાબ આપી દે છે બાળકો ડરી જાય છે, ગભરાઇ જાય છે અને ચૂપ થઇ જાય છે. પરંતુ તેમને સંતોષ થતો નથી. તેમનું મગજ ઝડપી કમ્પ્યુટરની જેમ કામ કરે છે. તેથી એક બાળકે તેની બહેનને પૂછયું કે બહેન! આ વરસાદનું પાણી કયાં જાય છે? બહેન ગુસ્સામાં હતી. તેણે કહ્યું કે મારા માથામાં જાય છે. તે

બાળકે કહ્યું હાં! એટલે જ તને દરરોજ શરદી થઇ જાય છે. એક બાળકે તેની માતાને પુછયું કે મમ્મી! પપ્પાના માથા પર વાળ કેમ નથી? તો માતાએ કહ્યું કે બેટા! જે લોકો હોંશિયાર હોય છે, જેના વિચારો ઉંચા હોય છે, તેના માથાના વાળ ખરી જાય છે. તો બાળકે કહ્યું, મમ્મી તારા માથા પર આટલા બધા વાળ કેમ છે? એક બાળકે તેની માતાના માથા પર બે-ત્રણ સફેદ વાળ જોઇને તેની મમ્મીને પૂછયું કે, તારા માથામાં બે-ત્રણ સફેદ વાળ કેમ છે? તેણીએ જવાબ આપ્યો કે જો બેટા! જયારે બાળક તેની મમ્મીને હેરાન કરે છે તો માથામાં સફેદ વાળ આવી જાય છે. તો બાળકે કહ્યું મમ્મી, તો પછી નાનાનું પુરૂં માથુ સફેદ કેમ છે?

# બાળકોની માનસિકતા અને વૈજ્ઞાનિક સંશોધનો

અમુક વાતો જે વિજ્ઞાને સાબિત કરી છે.

* જે બાળકની મજાક ઉડાડવામાં આવે છે તે ડરપોક બની જાય છે.

* જે બાળકને મારપીટ કરવામાં આવે છે તેના કૌશલ્યો (આવડતો) દબાઇ જાય છે. તેનો માનસિક વિકાસ બંધ થઇ જાય છે.

* જે બાળક પર ભરોસો કરવામાં ન આવે તે ધોકેબાજ બની જાય છે.

* જે બાળકની વધુ આલોચના (ટીકા) કરવામાં આવે તે પ્રયત્ન કરવાનું છોડી દે છે.

* જે બાળકની પ્રશંસા કરવામાં ન આવે તે સારી વસ્તુઓ પસંદ કરવા લાયક રહેતું નથી.

હવે, આ એટલી ગંભીર વાત છે પરંતુ મોટા ભાગની સ્ત્રીઓ તેનાથી અજાણ હોય છે. જેમ બાળક માટે ભોજન જરૂરી છે, તેવી જ રીતે તેના મગજના વિકાસ માટે તેની આંખોમાં આંખો મેળવવી, તેની સામે હસવું, તેને ઉચકવું  આ બધું જરૂરી છે. તેથી વિજ્ઞાન એવું સાબિત કરે છે કે જે અનાથ બાળકો હોય છે જયારે તેમના મગજને તપાસ કરવામાં આવે છે તો તેમના મગજના એક ભાગનો વિકાસ થતો જ નથી. હવે સમજાય છે કે અલ્લાહના રસૂલ(સ.અ.વ.)એ કહ્યુ કે જે માણસ યતીમ બાળકના માથા પર દયાનો હાથ મૂકે છે તે હાથના નીચે જેટલા વાળ હોય છે અલ્લાહ તઆલા તેટલી નેકીઓ તેના નામ-એ-આમાલમાં મૂકી દે છે.

નાના બાળકો બાળપણથી જ બીજાના ઈરાદાઓ સમજી લે છે. તેવું સમજે છે કે આ ખુશ થઈને વાત કરે છે, તે હસીને વાત કરે છે કે નારાજ

થઈને વાત કરે છે. ફ્રાન્સના લોકો કહે છે કે બાળક સામે શાંતિ રાખવામાં આવે તો બાળકોની અંદર ધીરજ આવે છે. એક મહત્વની વાત એ છે કે જયારે બાળક માનસિક તણાવમાં હોય છે તો આ તણાવ Cartisol hormone પેદા કરે છે. અને આ હોર્મોન માનસિક વિકાસને અવરોધે છે. તેથી નાનું બાળક જયારે તણાવમાં હોય છે તો પરિણામે તેના મગજનો વિકાસ ધીમો થઈ જાય છે. છોકરીઓના બોલવાનું માનસિક બંધારણ છોકરાઓ કરતા બમણું હોય છે. તેથી જ કુદરતી રીતે પુરૂષો ઓછું બોલે છે. જયારે સ્ત્રીઓ વધારે બોલવાનું પસંદ કરે છે. તેમની પાસે દરેક વાતનો જવાબ હોય છે. એક પુરૂષે તેની પત્નિને કહ્યું કે હું તારી રોજ રોજની માંગણીઓથી કંટાળી ગયો છું. હું આત્મહત્યા કરવા જાઉં છું, તો પત્નિ કહેવા લાગી તો પછી મને બે–ત્રણ જોડી કપડાં લાવી આપો, હું ઈદ્દત દરમિયાન તેને પહેરીશ. પુરૂષે કહ્યું તુ બહુ સુંદર છે, તુ લાખોમાં એક છે પરંતુ તુ જૂઠું વધારે બોલે છે. તો સ્ત્રીએ જવાબ આપ્યો કે શું કરૂં? મારી બહેનપણીઓ સામે તમારા વખાણ કરવા જ પડે છે, તો તેમની પાસે દરેક વાતનો જવાબ હોય છે. કારણ કે તેમનું બોલવાનું માનસિક બંધારણ પુરૂષો કરતાં બમણું હોય છે.

## બાળકો નકલ કરવાની અદ્‌ભુત કાર્યક્ષમતા ધરાવે છે

૨૦૦૬માં એક નવું સંશોધન બહાર પડયું, જેણે દુનિયાને આશ્ચર્યમાં નાંખી દીધી. તે સંશોધન એવું હતું કે બાળકના મગજમાં અરીસા જેવા (સ્પષ્ટ ચિત્રવાળા) ચેતાકોષો હોય છે. તો આ ચેતાકોષો જે વાત સાંભળે છે તેને નકલ કરી લે છે જેમ તમે કાગળની ઝેરોક્ષ બનાવો છો તો પળભરમાં તેની કોપી બની જાય છે. બાળકનું મગજ પણ વાત કરનારની વાતની તરતજ એવી જ રીતે કોપી કરી લે છે. તો બાળકો આપણે કરીએ છીએ તેવું શીખી શકે છે. તેને Mirror learning કહે છે. મને આ વાતનો અનુભવ થયો, જયારે મારા પૌત્ર મુહંમદ સરમદ પાસે હું ઘણા સમય પછી ગયો તો મેં એક હાલરડું બનાવ્યું મેં તેને સંભળાવ્યું,

મુહમ્મદ સરમદ બચ્ચા હૈ    બાતકા બડા સચ્ચા હૈ
મુહમ્મદ સરમદ પ્યારા હૈ    મેરી આંખ કા તારા હૈ
દેખો મેરે રબ કી શાન    મુહંમદ સરમદ મેરી જાન

જેવું મેં આ હાલરડું પુરૂ કર્યુ, મુહમ્મદ સરમદે તેને ફરીથી બનાવ્યું અને કહ્યું,

દાદા અબ્બુ બચ્ચે હૈ બાત કે બડે સચ્ચે હૈ
દાદા અબ્બુ પ્યારે હૈ મેરી આંખ કે તારે હૈ
દેખો મેરે રબ કી શાન દાદા અબ્બુ મેરી જાન

અમે આશ્ચર્યમાં પડી ગયા કે આટલુ નાનું બાળક તેને ફકરો બનાવતાં અને બદલતાં પણ આવડી ગયું અને તેને યાદ પણ થઇ ગયું. અલ્લાહુ અકબર!

તો આ વાતથી અંદાજો લગાવી શકાય કે બાળકની અંદર શીખવાની કાર્યક્ષમતા અરીસાની જેમ હોય છે. આ વાત એવું સાબિત કરે છે કે બાળકો માટે ટી.વી. સારી વસ્તુ નથી. કારણ કે જયારે ગંદી અને બેકાર વસ્તુઓ તેના મગજમાં દાખલ થશે તો બહાર પણ એવી જ વસ્તુઓ નીકળશે. તેથી એક વિખ્યાત મનોવૈજ્ઞાનિક હેલી નું મંતવ્ય છે કે દસેક જેટલાં સંશોધનો પછી એવું પરિણામ આવ્યું કે સાત વર્ષ સુધીની ઉંમરના બાળકો પર જે વસ્તુ સૌથી ખરાબ અસર કરે છે, તે કમ્પ્યુટર છે. અમેરીકામાં બાળકોના મનોવિજ્ઞાનના જાણકાર લોકોની ટુકડીએ એવી સલાહ આપી છે કે બે વર્ષ સુધીની ઉંમરના બાળકો ટી.વી., કમ્પ્યુટર, લેપટોપ કોઇ પણ સ્ક્રીન બતાવવામાં ન આવે. તેનાથી અંદાજો લગાવી શકાય કે આ સમય દરમિયાન બાળકના મગજમાં કેટલું બધુ સીધે સીધુ જાય છે.

હવે અહીંયા એક મહત્ત્વપૂર્ણ વાત સમજો કે જે નવયુવાન ઇસ્લામી દેશથી બહાર જાય છે અને વિદેશના લોકોનું નગ્ન જીવન જુએ છે, તો તેઓ ખૂબ જલ્દી સીધા રસ્તા પરીથી હઠી જાય છે. તેઓ ખરાબ સંબંધોમાં ઘેરાઇ જાય છે. સુવ્વર પણ ખાવાનું ચાલુ કરી દે છે, દારૂ પણ પીવા લાગે છે, કલબમાં ડાન્સ કરવાનું પણ શરૂ કરી દે છે, તેઓ જીવનને ખૂબ બદલી નાંખે છે. પરંતુ આટલી બધી ગફલતભર્યુ જીવન વીતાવવા પછી પણ અમે જોયું છે કે તેમના હૃદયમાં ઈમાનની ચિનગારી હોય છે, ભલે તેઓ કોઇને તેની ખબર ન પડવા દેતા હોય. એક વાર અમેરીકામાં એક માણસ સાથે મુલાકાત થઇ તો મેં તેને પૂછયું કે તમારું નામ શું છે? તેણે કહ્યું મો., મેં કહ્યું કે મો.નો અર્થ શું છે? તેને કહ્યું મારા માતા–પિતાએ મારૂ નામ મુહંમદ રાખ્યું હતું, પરંતુ હું અહીંયા આવીને ખૂબ જ ગંદા કામોમાં પડી ગયો, મારી આજુબાજુ ગેર મુસ્લિમ છોકરા–છોકરીઓ રહે છે તો તેઓ મારું નામ સાંભળી હસતા હતા આથી મેં મુહમ્મદના બદલે મો. કરી નાંખ્યું. જેથી કોઇને ખબર ન પડે કે હું મુસ્લિમ છું કે બિનમુસ્લિમ. હવે જુઓ જે માણસ આટલી હદે પડી ગયો કે દરેક ગંદુ કાર્ય કરે છે પરંતુ તે મને કહેવા લાગ્યો કે આ દરમિયાન પણ મારું

અલ્લાહ પર, દીન પર, નબી (સ.અ.વ.) પર ઈમાન પાક્કું છે. તો હું ખૂબ વિચારવા લાગ્યો કે તેઓ દરેક વસ્તુ લુંટાવી દે છે પરંતુ દીન (ધર્મ) પર અડગ રહે છે અને છોડતા નથી. ત્યારે મારી સમજમાં વાત આવી કે તેમને દીન બાળપણમાં માતાના ખોળામાં શીખ્યું હોય છે, તો અલ્લાહનું ધ્યાન તેમની રગોમાં હોય છે, તેઓ ગમે તેટલા ખરાબ માહોલમાં જતા રહે પણ તેઓ અલ્લાહ પરનું ઈમાન છોડતા નથી અને આમાલ, આદતો મોટા થઈને શીખે છે તેથી તેને જલદી છોડી દે છે.

## બાળપણમાં શીખેલ વાત ઘડપણમાં પણ સુરક્ષિત રહે છે.

એક ડૉકટર સ્ટેનરએ કહ્યું કે બાળપણની વાત ઘડપણમાં પણ નથી ભૂલાતી. તો જે વાતો જે વસ્તુઓ બાળકની આ બાળપણની વચે તેમના મગજમાં નાંખી દેવામાં આવે છે તે સમગ્ર જીવન તે માણસની સાથે રહે છે તે ભૂલાતી નથી. બાળકો પીગળેલી ધાતુની જેમ હોય છે. તેઓ પોતાના માતા–પિતાની નકલ કરે છે. તેથી વિજ્ઞાને એવું સાબિત કર્યુ કે ત્રણ વર્ષની ઉંમરથી પહેલા વાંચન કરતા બોલવાથી બાળકને વધારે ફાયદો થાય છે. એટલે કે માતા બાળક સામે બોલે, તેમને શીખવાડે. તેથી આપણા બુઝુર્ગો બાળકોને સુવડાવવા માટે હાલરડા બનાવતા હતા. તેના દ્વારા તેઓ બાળકને એક સંદેશ આપતા હતા. જેમ કે ''હસ્બી રબ્બી જલ્લલ્લાહ, મા ફી કલ્બી ગયરૂલ્લાહ'' આ એક સંદેશ બાળકના મગજમાં મોકલે છે અને બાળક આ વચે હાલરડું સાંભળીને ખુશ પણ થાય છે અને તેના મગજમાં એક સંદેશો પણ સુરક્ષિત થઈ જાય છે. તેથી દરેક સ્ત્રીએ કોઈને કોઈ હાલરડું યાદ કરીને બાળકની સામે તે ગાવું જોઈએ, સૂતા સમયે ગાવું જોઈએ. જો તમે કોઈ હાલરડાં બની જશે.

આઠ મહીનાથી લઈને ત્રણ વર્ષની ઉંમર સુધીમાં આ હાલરડાં બાળકના મગજમાં સારી રીતે બેસી જાય છે. તેથી અમૂક હાલરડાં હું તમને સંભળાવું છું જેથી તમારી સામે ઉદાહરણ હોય અને પછી તમે પોતે આ રીતે હાલરડાં બનાવી શકો.

I am Sarmad brave & strong — હું બહાદુર અને તાકતવર સરમદ છું
Come you listen to my song — તમે મારી કવિતા સાંભળવા આવો
Will love Allah all life long — હું અલ્લાહ સાથે જીવનભર પ્રેમ કરીશ
Never ever will do wrong — હું કયારેય પણ ખરાબ કાર્યો નહી કરું

હવે જયારે તમે તેની સામે આ પઢશો તો તેને સંદેશો મળશે કે મારે જીવનમાં કયારેય ખરાબ કાર્ય કરવાનું નથી અને આખુ જીવન મને અલ્લાહથી પ્રેમ કરવાનો છે.

હજુ એક હાલરડું છે,

| | |
|---|---|
| Sleep Rabab sleep | સુઇ જા રબાબ સુઇ જા |
| Mama says dont weep | માતા કહે છે રડવું નહી |
| we will wake up next day | આપણે કાલે ઉઠી જઇશું |
| And then will go to play | અને પછી આપણે રમવા જઇશું |
| With Sarmad, saad, Hanana | સાથે હશે સરમદ, સાદ અને હનાના |
| but for now I have to say | પણ અત્યારે માત્ર એટલું જ કહેવા |
| Sleep Rabab sleep | સુઇ જા રબાબ સુઇ જા |

હજુ એક છે,

| | |
|---|---|
| Suad Suad my little star | સઆદ, સઆદ મારો નાનો સઆદ |
| Allah made you as you are | બનાવ્યો અલ્લાહે તને કેટલો વ્હાલો |
| Shining high over the tree | ઝાડની આડમાંથી ડોકયુ કરે છે |
| A little star you will be | મારા વ્હાલા તને તારો બનવાનું છે. |

અને છેલ્લુ છે

| | |
|---|---|
| પ્યારી હનાના, પ્યારી હનાના | અલ્લાહ પાકકો ખૂબ મનાના |
| સબસે પ્યાર કરને વાલી | અલ્લાહ પાક સે ડરનેવાલી |
| સીધી સીધી જન્નત જાના | પ્યારી હનાના, પ્યારી હનાના |

આમ આ હાલરડાંઓથી બાળકના મગજ અને હૃદયમાં દીન (ધર્મ) બેસે છે. અલ્લાહનું ધ્યાન, અલ્લાહ રબ્બુલ ઇઝ્ઝત સાથે મુહબ્બત, આ વસ્તુઓ આપણે તેમના મગજમાં બેસાડીએ છીએ, તેથી આ વસ્તુ તરફ સ્ત્રીઓ જરૂર ધ્યાન આપે. યુરોપના દેશોમાં finland ના બાળકો ગણિતમાં બહુ પાવરધાં હોય છે. તેનું કારણ શું છે? કારણ કે તેઓ ઔપચારિક ભણતર ૭ વર્ષની ઉંમરે ચાલુ કરે છે. તેઓ ૭ વર્ષની વયે શાળાએ જાય છે. જયારે તેમના મગજનું સંપૂર્ણ બંધારણ થઇ ગયેલ હોય છે. જર્મનીમાં પબ્લિક સ્કૂલનાં હજારો બાળકો પર પ્રયોગ કરવામાં આવ્યો, તેના પરિણામે એવું સાબિત થયું કે ૭ વર્ષની વયે શાળામાં જતા બાળકો ૫ વર્ષથી શાળા શરૂ કરનાર બાળકો કરતાં સારુ પ્રદર્શન કરી શકે છે. એટલે કે જે બાળકોએ ૭ વર્ષથી ભણવાનું ચાલુ કર્યુ તેઓ ૫ વર્ષની ઉંમરે ભણવાનું ચાલુ કરનાર

બાળકો કરતાં ખૂબ આગળ નીકળી ગયા. કારણ કે બાળક પર તણાવ આવે છે ને તેના મગજનો વિકાસ રુંધાય છે. એલબર્ટ આઈન્સ્ટાઈનને એક સ્ત્રીઓ પૂછયુ હતુ કે મારો છોકરો ગણિતમાં શ્રેષ્ઠ કઈ રીતે બની શકે? તેણે જવાબ આપ્યો કે તેણે વાર્તાઓ સંભળાવો તે હોંશિયાર અને બુદ્ધિશાળી બની જશે. તો કોઈકે પૂછયું કે વાર્તાઓ સંભળાવવાથી બુદ્ધિશાળી કઈ રીતે બનશે? તેણે કહ્યું કે જયારે વાર્તા સંભળાવવામાં આવે છે તો બાળકનું મગજ તેના વિશે વિચારે છે. તેના મગજમાં વિચારવાની પ્રક્રિયા શરૂ થઈ જાય છે અને વૈજ્ઞાનિક તે જ બને છે જેમાં વિચારવાની કળા વિકસી હોય. તેથી બાળકની દરેક ક્રિયાને ગમ્મત મય બનાવો અને તેને દરેક બાબતમાં વાર્તાઓ સંભળાવીને તેની પાસે કામ કરાવો.

ચાર વર્ષનું એક બાળક તેના પેશાબ પર નિયંત્રણ કરી શકતું ન હતું. અંગ્રેજો તો ઉભા ઉભા જ પેશાબ કરે છે. હવે તેના બાપે તેને કહ્યું કે જો Water fall ને સીધું commode (પશ્ચિમી રીતનું સંડાસ)માં નાંખ. આ શબ્દ સાંભળ્યા પછી તે છોકરાએ પેશાબના છાંટાને પણ બહાર પડવા ન દીધી. લોકો ઘણા બધા પ્રકારના કિસ્સાઓ બનાવે છે અને આપણી પાસે તો કિસ્સાઓનો મોટો સંગ્રહ છે. એક છોકરો સ્નાન કરતી સમયે શેમ્પુ લગાડવાથી ડરતો હતો. એક વાર તેની માતાએ તેને કિસ્સો સંભળાવ્યો કે એક રીંછ હતુ તેના વાળ બહું મોટા હતા, તેના વાળ ગંદા થઈ ગયા, તો મામાએ તેને શેમ્પુ લાવી આપ્યુ. જયારે રીંછે શેમ્પુથી સ્નાન કર્યુ તો તેના વાળ બહુ સુંદર થઈ ગયા. હવે કિસ્સો સાંભળીને બાળકે હંમેશા શેમ્પુથી નહાવાનું શરૂ કરી દીધુ. બાળકો નાના હોય છે તેઓ વાર્તાઓથી બહુ જલ્દી શીખી લે છે. અને વાર્તાઓ સંભળાવ્યા પછી તેનો બોધ પણ સંભળાવો. ઘણી બધી એવી વાર્તાઓ છે જે બાળકોને સંભળાવી શકાય છે. પરંતુ વાર્તાઓ સંભળાવવામાં અમુક વાતોનું ધ્યાન રાખવું. સૌ પ્રથમ નાની નાની વાર્તાઓ સંભળાવો, પછી મોટી મોટી વાર્તાઓ સંભળાવો, શરૂઆતમાં ગમ્મતવાળી વાર્તાઓ હોય પછી ગંભીરતાવાળી હોવી જોઈએ, શરૂઆતમાં પોતાના ક્ષેત્રની(સ્થાનિક) વાર્તાઓ પછી આંતરરાષ્ટ્રીય હોવી જોઈએ, સૌ પ્રથમ સાદી વાર્તાઓ હોવી જોઈએ પછી જટીલ વાર્તાઓ સંભળાવો, એવી જ રીતે શરૂઆતમાં સામાન્ય અને પછી ખાસ ખાસ વાર્તાઓ તેવી જ રીતે શરૂઆતમાં વાસ્તવિક વાર્તાઓ અને પછી કાલ્પનિક વાર્તાઓ સંભળાવવી જોઈએ. આપણી પાસે જન્નત અને જહન્નમનું એટલુ સુંદર ધ્યાન છે કે

જેટલું પણ ઇચ્છો, બાળકને સંભળાવો. તેથી બાળકની અંદર વિચારવાની પ્રક્રિયા શરૂ થઇ જશે.

અમે અનુભવ કર્યો છે કે બાળકો વિચારતા રહે છે. આ વિશે બાળકોને માતા–પિતા મહત્ત્વ આપતા નથી. અમને ખબર એવી રીતે પડી કે હમણાં રમઝાન માસમાં અમે મદીના મુનવ્વરામાં હતા. હનાના તેની ફોઇથી નારાજ થઇ ગઇ, તો હનાનાએ કહ્યું કે ફોઇ હું હુઝૂરે પાક (સ.અ.વ.)ને તમારી ફરિયાદ કરું છું. તેની ફોઈએ કહ્યું કે કેમ ફરિયાદ કરીશ? બસ હું ફરિયાદ કરીશ, તેની ફોઇએ કહ્યું કે શું કરીશ? હુઝૂરે (સ.અ.વ.) તમને પાણી (કૌષરનું પાણી) નહી આપે. તેની ફોઈએ કહ્યું કે હું મારી જાતે ઝમઝમ ભરીને પી લઇશ. હનાનાએ કહ્યું આ પાણી નહી, તે પાણી જે હુઝૂર (સ.અ.વ.) કયામતના દિવસે સૌને પીવડાવશે, તે તમને નહી આપે. ત્યારે વાત સમજમાં આવી કે છોકરીના મગજમાં કયામતના દિવસે નબી (સ.અ.વ.) જે આબે કૌષર પીવડાવશે, તેનું ધ્યાન હતુ. તો આપણે અંદાજો નથી લગાવી શકતા કે આ જે વાકિઆત ‘‘કસસુલ અકાબીર’’(વડવાઓની જીવનકથાઓ), ‘‘કસસુલ અંબિયા’’ (નબીઓની જીવનકથાઓ) સંભળાવવાથી બાળકના મગજ પર શું અસર થાય છે.

## માણસના મગજના બે ભાગ હોય છે

હવે ‘‘બાળકોના મગજ’’ વિશે વધુ વાતો જાણી લો, જેથી હું મારી વાતને મારા લક્ષ્ય સુધી પહોંચાડી શકું. માનવીના મગજના બે ભાગ હોય છે. દરેક ભાગનો મગજ પોતાનું કામ કરે છે. જે મગજ બાળકની ડાબી બાજુ નો ભાગ હોય છે, તે પ્રેમ કરે છે અને કોઇ વસ્તુની ઇચ્છા વ્યકત કરે છે. બાળકની એવી ઇચ્છા હોય છે કે મને કોઇ મોટું કામ કહે અને હું તે કરું. આ ભાગ logical (બુદ્ધિશાળી, તાર્કિક), literal (સારા શબ્દોવાળું), linguistic (કાબિલીચતવાળું) and linear (વંશપરંપરાવાળુ) હોય છે. તે ઇચ્છે છે કે માતા–પિતા મને કામનું એક લિસ્ટ આપી દે અને હું તે કરી બતાઉં તે કોઇ પણ વાતની ઝીણવટ સુધી પહોંચવાનો પ્રયત્ન કરે છે. તેથી જ તમે તેની સાથે વાત કરશો તો તે કહેશે કે, I did not show her, I pushed her (મેં આ વસ્તુ જોઇ નથી. હું જોઇ લઉં) એટલે કે તે વાતની ઝીણવટ સુધી જશે.

અને આવી જ રીતે Right side (મગજનો જમણી બાજુ) નો ભાગ

છે. તેનું કામ એ છે કે તે બીજી વ્યક્તિઓ સાથે માહિતીની લેવડ–દેવડ કરે છે જેમ કે માનવીના ચહેરાની અસરો, આંખો વડે વાતચીત કરવી, વાત કરવાની રીત, અંદાજ વગેરે આ બધી વસ્તુનું નિયંત્રણ જમણી બાજુથી થાય છે. ઉંડાણભરી વિગતોમાં ગયા વિના તે (જમણી બાજુનું મગજ) મહત્વની બાબતને ધ્યાનમાં રાખે છે. કોઇ ફોટો ઓળખવો, ભાવનાઓ અને પોતાની યાદશક્તિને સમજવું, અમને આ ભાગમાંથી ઉંડી ભાવનાઓ મળે છે. જેમ કે મગજમાં અચાનક વિચારો આવી જાય છે આ મગજના જમણા ભાગનું કામ છે.

# બાળકના મગજ અને બુદ્ધિનો વિકાસ

જેમ શરીરના વિકાસ માટે ખોરાકની જરૂર હોય છે, તેવી જ રીતે માણસને તેના મગજના વિકાસ માટે ખોરાકની જરૂર હોય છે. આ વાત લખીને રાખો કે દરેક બાળકને સાત વસ્તુઓ જોઇએ છે, જેથી તેના મગજનો વિકાસ સારી રીતે થઇ શકે. પ્રથમ વસ્તુ છે તેને માતા–પિતાનું "ધ્યાન" (Attention) જોઇએ છે. જયાં સુધી માતા–પિતા ધ્યાન નહીં આપે બાળકનો વિકાસ બરાબર નહી થાય.  બીજી વસ્તુ છે Acceptance (સ્વીકાર) કે બાળકને એવું લાગે કે ઘરમાં મારો સ્વીકાર થાય છે. ત્રીજી વસ્તુ Respect (માન આપવું) બાળક એવું અનુભવે કે મને ઘરમાં માન આપવામાં આવે છે. ચોથી વસ્તુ છે Belonging (જોડાયેલ હોવું) કે બાળક પોતાની જાતને ઘરનો સભ્ય હોય તેવું સમજે તેને એવુ ન લાગે કે હું અલગ છું. પાંચમી વસ્તુ Love (પ્રેમ) બાળકને લાગે કે કોઇ તેને પ્રેમ કરે છે આમ બાળકને પ્રેમના એહસાસની જરૂર હોય છે. છટ્ઠી વસ્તુ Achievement (કાર્ય સિદ્ધિ/સફળતા) કે બાળકને એવા નાના–નાના કામ આપો, જેને તે કરી શકે અને તેની અંદર એક ખુશી આવે કે મેં કામને પૂરું કર્યુ. આ ખુશી બાળકની અંદર આત્મવિશ્વાસ પેદા કરે છે. સાતમી વસ્તુ છે Friendship (મિત્રતા) કે બાળકને મિત્રતાની પણ જરૂર હોય છે, તેથી ઘરના સંબંધીઓના નાના બાળકો સાથે તેનું મળવું, બેસવું, રમવું આ પણ બાળકના માનસિક વિકાસ માટે જરૂરી બાબત છે. જો મગજને આ બધી વસ્તુઓ ન મળે તો મગજના વિકાસમાં ખામી રહી જાય છે અને આ વસ્તુને વર્તનની ખરાબી કહે છે. તેનો અર્થ માણસનું જે નકારાત્મક વર્તન હોય છે તેના ઘણા કારણો હોય છે. આ ઉંમરમાં સાંસ્કૃતિક ભૂમિકા, જીવન જરૂરી વસ્તુઓ, તંદુરસ્તી, ઘર અને

શાળાનો માહોલ તથા આજુ બાજુના લોકો અને તેમનો ભૂતકાળ આ બધી બાબતો બાળકના વ્યક્તિત્વ પર અસર કરે છે.

## બાળકો સાથે હકારાત્મક વર્તન

તેથી જો તમે એવું ઇચ્છતા હોવ કે બાળકનું મગજ વધારે વિકાસ પામે, તો સામાન્ય રીતે 'ના' કરતાં 'હાં' કહેવાનું રાખો. આ ખૂબ મહત્વપૂર્ણ વાત છે. દાખલા તરીકે બાળકે મીઠાઇ માંગી તો તેને એવું ન કહો કે હમણા નહી આપું પરંતુ એવુ કહો કે મીઠાઇ આપીશ, પણ ખાધા પછી. અથવા આ સમયે આપીશે. જુઓ! વાત એ જ છે પણ 'ના' કરતા 'હાં' કહી રહ્યા છો. વૈજ્ઞાનિકોએ એવું પરિણામ મેળવ્યું છે કે જો માતા બાળકને એક વાર 'ના' કહે તો તેને તેના બદલામાં ત્રણ થી પાંચ વાર 'હાં' કહેવું જરૂરી છે ત્યારે બાળકનું મગજ હળવુ થશે, નહીંતર તેના મગજમાં 'ના' ની અસર આવી જશે, તે નકારાત્મક લાગણી અનુભવશે. હવે સ્ત્રીઓ જરા વિચારે કે તેઓ આખા દિવસમાં બાળકને કેટલી વાર 'ના' કહે છે. દરેક બાબતમાં 'ના–ના' તો ભૂલ આપણે કરીએ છીએ પછી બાળકનું મગજ વિકાસ નથી પામતું અને મોટું થઇને બાળક જયારે માનસિક બીમારીનો ભોગ બને છે. પછી આપણે કહીએ છે કે દુઆ કરજો કે મારા બાળની બીમારીની સમસ્યા છે. હકીકતમાં બાળકને તેની માતા માનસિક રીતે બીમાર બનાવે છે. અને ખાસ કરીને જયારે છોકરો Teenage (૧૨ થી ૧૯ વર્ષની ઉંમરે) પહોંચી જાય છે. આ વયે તેની અંદર શક્તિ પણ આવી જાય છે. will power ઇચ્છા શક્તિ પણ પહેલાંથી વધુ સશક્ત બની જાય છે. અને જો આ ઉંમરના બાળકના માનસિક વિકાસમાં કોઇ ક્ષતિ રહી જવા પામે ત્યારે તે અંતિમકક્ષાનું Extrime કામ કરી બેસે છે. Statistics સર્વેના આંકડા એવું દર્શાવે છે કે દુનિયાના જે મોટા મોટા ગુનાહ હોય છે તે ૧૪ વર્ષથી ૨૪ વર્ષની ઉંમરમાં થાય છે. કોઇની હત્યા કરવી, બેંકમાં લૂંટ કરવી અને આવા જે ગેરકાનૂની કામ હોય છે તે ૧૪ વર્ષથી ૨૪ વર્ષની વચ્ચે થાય છે. વિજ્ઞાન એવું કહે છે કે વિશ્વમાં જેટલી છોકરીઓ ઘર છોડીને ભાગી જાય છે, તેમની ઉંમર ૧૪ વર્ષથી ૨૪ વર્ષની વચ્ચે હોય છે. વિશ્વમાં જેટલા લોકો આત્મહત્યા કરે છે, તેમાં વધારે પડતા લોકોની ઉંમર ૧૪ વર્ષથી ૨૪ વર્ષની વચ્ચે હોય છે. આ યુવાનીની ઉંમર છે અને તે ખૂબ જ સંવેદનશિલ છે. પરંતુ તે જેટલી સંવેદનશિલ હોય

છે માતા–પિતા એટલા જ દુર્લક્ષ હોય છે, પરંતુ આ બાળકો જયારે પોતાની મરજી મુજબની વસ્તુઓ જોતાં નથી તો પછી તેઓ Acute depression (ખુબ જ ઉદાસી)નો શિકાર થઇ જાય છે.

Acute depression ના અમુક લક્ષણો નીચે મુજબ છે.

* શાળામાં સમસ્યા
* દરેક વસ્તુથી દૂર ભાગવું
* નશો કરવાની ટેવ
* આત્મવિશ્વાસની કમી
* ઇન્ટરનેટની વધુ પડતી ટેવ
* લાપરવાહીથી વાહન ચલાવવું
* મારપીટ, દાદાગીરી પૂર્વકનું વર્તન
* મોટાઓની વાત ન માનીને પોતાને વિજેતા સાબિત કરવું

## છોકરાઓ અને આત્મહત્યાઃ અમુક લક્ષણો

આ બાળકો ભાવનાત્મક હોવાના કારણે અને તેમના વિચારો ઉગ્ર હોવાના કારણે તેઓ વાત–વાતમાં આત્મહત્યા તરફ પ્રેરાઇ છે. જે ખૂબ જ ગંભીર છે. હવે અમૂક નિશાનીઓ (લાક્ષણિકતાઓ) બતાવું છું જેનાથી ખબર પડી જશે કે બાળક આત્મહત્યા કરવા તરફ તો નથી જતું.

* પહેલી નિશાની : Talking or joking about comitting suicide (આવો છોકરો જયારે વાત કરશે અથવા મજાક કરશે તો તે બાજુ ઇશારો કરશે) દાખલા તરીકે મરી જાઉં તો વધારે સારુ અથવા હું કયાંક ગુમ થઇ જાઉં તો સારું અથવા મમ્મી! મારી સમસ્યાઓનો કોઇ ઉકેલ નથી. આ બધી વાતો દર્શાવે છે કે આ છોકરો કોઇ મિશન પર છે. તેવી જ રીતે બહેનને કહેશે હું મરી જઇશ તો તું મને ખૂબ યાદ કરીશ.

* બીજી નિશાની : મોત વિશે કોઇ શાયરી અથવા વાર્તા લખશે.

* ત્રીજી નિશાની : તે લાપરવાહીથી વાહન ચલાવશે જેથી અકસ્માત થઇ જાય.

* ચોથી નિશાની : તેની પાસે જે કિંમતી ભેટો અથવા શાળામાંથી જીતેલ ઇનામો હશે અને આવી બીજી બધી વસ્તુઓ જે જીવનની મૂડી હશે, તે બીજાને સુપ્રત કરશે જેમ કે તેને તેની કોઇ જરૂર ન હોય, જીવનથી

એકદમ ઉદાસ થઇ જશે.

* પાંચમી નિશાની : મુલાકાત વેળા અથવા કયાંક જતી સમયે માતા–પિતાની સાથે એવી રીતે મુલાકાત કરશે જેમ કે હંમેશા માટે જઇ રહ્યો હોય, મિત્રોને પણ કહેશે કે કદાચ હવે આપણી મુલાકાત ન થાય.

આવો છોકરો સામાન્ય રીતે જે ઝેરી દવાઓ હોય છે તેની માહિતી મેળવે છે. હથિયાર વિશે વિચારે છે જેથી તે આત્મહત્યા કરી શકે. આ બધી તેની નિશાનીઓ છે.

## માનસિક તણાવમાંથી બાળકને કઇ રીતે બહાર કાઢવું

હવે આ તણાવનો ઉકેલ એ છે કે જો કોઇ યુવાન આવા તણાવમાં જતો રહે તો માતા–પિતાએ તેની મદદ કરવી જોઇએ અને તેની વાતને નરમીથી સાંભળવી જોઇએ.

* પહેલો ઉકેલ : તેની સાથે નરમ વલણ અપનાવવું.

* બીજો ઉકેલ : તેને માત્ર સાંભળો એટલે કે તેને કશું ન કહો માત્ર તેને સાંભળતા રહો જેથી તેના મનનો ઉભરો બહાર ઠાલવી નાંખે.

* ત્રીજો ઉકેલ : તેને દરેક વાતમાં સમર્થન આપો. હાં! તુ બરાબર કહે છે, તે બિલ્કુલ સાચુ વિચાર્યુ, બરાબર છે (આવા શબ્દોનો પ્રયોગ કરવો) જે તેને સમર્થન આપશે તેને તે બધું કહેશે.

* ચોથો ઉકેલ : તે બાળકને કોઇ રમતમાં લગાડી દો. જયારે બાળક રમતમાં લાગી જાય છે તો તેના વિચારો પર નિરાશા અને અંતિમવાદ છવાયેલો હોય છે, તે સામાન્ય થઇ જાય છે.

આમ, જે બાળક તણાવમાં હોય તમે તેની મદદ કરી શકો છો. તણાવમાં આવેલ બાળકની ધમકીને કયારેય પણ હળવાશથી ન લો. જો તે એવું કહે કે હું બારીમાંથી કૂદકો મારી દઇશ, તો તેને એવું ન કહો કે મારીને બતાવ. જો છોકરાએ આવી વાત કરી હોય તો તે ૯૦ ટકા કુદકો મારશે અને જો છોકરીએ કહી હોય તો ૫૦ ટકા હશે, કેમકે છોકરીઓ વાત ધમકી આપવા માટે કરે છે જયારે છોકરાઓ કરી બતાવવા માટે વાત કરતા હોય છે.

## બાળકોની માનસિક બીમારીઓ અને તેનો ઉપાય

હવે, બાળકોની અમુક માનસિક સમસ્યાઓ જે તેમની બીમારીઓ છે તે પણ જાણી લો. એકનું નામ છે Attention deficit hyperactivity

disorder આ બીમારી જે બાળકોમાં હોય છે તેઓ ભાવનાત્મક બાળકો હોય છે. આવા બાળકો કોઈ વસ્તુ પર ધ્યાન નથી આપતા, આરામ વગર સતત કામ કરતા હોય છે અને વારંવાર નિર્ણયો બદલતા હોય છે. તેઓ બીજા લોકોને ખુબ હેરાન કરે છે. તેમને લાઈનમાં પોતાના નંબરની રાહ જોવી ખુબ મુશ્કેલ લાગે છે, શાળામાં ભણવામાં તેમને જરા પણ રસ નથી હોતો. તેમને મિત્રો સાથે દરેક સમયે ઝઘડો થાય છે. તેમને વડીલોની વાત ન માનીને પ્રસન્નતા મળે છે અને આવા બાળકોને ઉંઘ પણ નથી આવતી, જયારે આવા લક્ષણો હોય તો આ બીમારીના લક્ષણો હોય છે. આ બીમારી ચાર વર્ષની ઉંમરથી શરૂ થાય છે, પરંતુ સાત વર્ષ સુધીમાં સંપૂર્ણ રીતે જાહેર થાય છે. હવે જે માતા સમજદાર હશે, તે ચાર વર્ષની ઉંમરથી જ તેની હરકતોથી સમજી જશે કે બાળકમાં બીમારીના લક્ષણો છે, તો જેટલી જલદી બીમારીની ખબર પડશે, તેનો ઈલાજ એટલો જલદી થશે. અને જો માતાને ખબર જ ન હોય તો જયારે બીમારી તેની હદ પર પહોંચશે, ત્યારે બાળકની ટેવોની ખબર પડશે અને જયાં સુધી ડૉકટર સુધી વાત પહોંચશે ત્યાં સુધી ખૂબ જ નુકસાન થઈ ગયું હશે. તેથી માતાને આ વસ્તુઓનું જ્ઞાન હોવું જરૂરી છે. આવા બાળક માટે બે કામ કરો, તેને ઘરમાં માતા પણ સમજાવે અને શિક્ષકને પણ વિનંતી કરો કે તમે પણ તે જ વાત સમજાવે. જેથી ઘરમાંથી પણ તે જ સંદેશો મળે અને શિક્ષક તરફથી પણ તે જ સંદેશો મળે. આમ તો એક ગોળી Retalin છે જે સવાર–સાંજ એક–એક આપવાથી તેનો ઉન્માદ શમી જશે.

બીજાનું નામ છે Disruptive behaviour disorder આવા બાળકો ગુસ્સાવાળા હોય છે. તેમને વાત–વાતમાં ગુસ્સો આવે છે. તેઓ ગુસ્સામાં વાસણો તોડી નાંખે છે વસ્તુઓ ફેંકી દે છે, બીજા લોકો સાથે લડાઈ–ઝઘડો કરે છે. જો બાળપણમાં ખબર પડે તો આ પણ ઈલાજ કરવા લાયક બીમારી છે. એક છે Mood disorders આ પણ એક બીમારી છે, જે બહુ જ ખતરનાક છે. જે બાળકો બેવડા સ્વભાવવાળા હોય છે, તેઓ થોડી વારમાં દોસ્ત અને થોડીવારમાં દુશ્મન બની જાય છે, તેમનો સ્વભાવ બેવડો હોય છે. એવું જોવા મળ્યું છે કે જે બાળકો આ બીમારીમાં સપડાયેલા હોય છે. તેઓ જાતિય ગુનાહ બહુ કરે છે, એટલે કે ઝિના (વ્યભિચાર)નો ગુનોહ

આવા છોકરા–છોકરીઓમાં ખૂબ જ જોવા મળે છે. સામાન્ય રીતે આવા લોકો બીજાની હત્યા પણ વધારે કરે છે અને આત્મહત્યા પણ વધુ કરે છે.

હજુ એક બીમારી general depression (ઉદાસી) છે. કહેવાય છે કે આવા બાળકોનો માનસિક વિકાસ બરાબર નથી થતો. તેઓ ઉદાસ અને ચૂપચાપ રહે છે.

* ચોથી બીમારી છે Anxiety disorder એટલે કે બહુ જ બેચેન રહેવું, તો બાળકમાં એક બીમારી હોય છે જેનું નામ છે Separation enxiety disorder તેમાં છોકરીઓને ગુમ થવાનો ડર રહે છે, આવી છોકરી માતાની સાથે જ રહે છે કે કયાંક હું પાછળ ન રહી જઉં, હું ગુમ ન થઇ જાઉં, હું દૂર ન જઇ જાઉં આવા બાળકોને સામાન્ય રીતે અપહરણ થઇ જવાનો ડર હોય છે. એક બીમારી હોય છે Social phobia આવા બાળકો લોકો સાથે બેસી શકતા નથી, પરંતુ તેઓ એકલતા પસંદ કરનાર બની જાય છે. એક હોય છે obsersive compulsive disorder કે બાળકો વહેમી બની જાય છે, આવા બાળકો જયારે હાથ ધોવાનું શરૂ કરે છે તો હાથ જ ધોયા કરે છે. વુઝૂ કરવા બેસે છે તો અડધો કલાક પાણી ચાલુ રહેશે, પણ તેમને શાંતિ પ્રાપ્ત થતી નથી, તો આવાં બાળકો વહેમી કહેવાય છે. એક છે post traumatic stress disorder કે બાળકને દુઃખ થાય છે અને ત્યાર પછી બાળકની અંદર આ બીમારી આવી જાય છે. એક બીમારી generalised anxiety disorder કે તબીયત જ ફિકરમંદ હોય છે કોઇ વાત તમે કરો તો બાળક તેના માટે પરેશાન જ થઇ જાય છે.

આ તમામ માનસિક બીમારીઓનો ઉપાય બે વસ્તુઓ છે. એક તો જન્મ થી છ વર્ષ સુધીમાં બાળકની સારી રીતે કેળવણી કરો, જેવી રીતે આ બયાનોમાં વિસ્તૃત ઉલ્લેખ કરવામાં આવ્યો કે તેમના મગજમાં અલ્લાહનું ધ્યાન, દીનનું ધ્યાન, અલ્લાહની મોહબ્બત, દીનની મોહબ્બત નાંખવામાં આવે અને સારી વાતો તેના મગજમાં નાંખવામાં આવે. બેકાર અને નકામી વાતોને તેની અંદર જવાથી રોકવામાં આવે. બીજી વાત કે બાળકને અલ્લાહનો આશિક બનાવવામાં આવે. જે બાળક બાળપણમાં માતાની કેળવણીથી અલ્લાહનો આશિક બની જાય છે, પછી તેને દુનિયામાં કોઇ ગમ નથી રહેતો. કીડી મંકોડા ત્યાં સુધી રહે છે, જયાં સુધી અંધારુ હોય અને સૂર્ય પ્રકાશ આવતાંની સાથે જ કીડી–મંકોડા તેમના દરોમાં પેસી જાય છે. આપણા

જીવનની પરેશાનીઓ (સમસ્યાઓ) ત્યાં સુધી સમસ્યાઓ છે જયાં સુધી અલ્લાહની મોહબ્બતનો સૂર્ય જીવનમાં ઉગી ન જાય. જયારે આ સૂરજ ઉગે છે ત્યારે તે બધા ગમોને દૂર કરી દે છે.

ઝબાં પે શીકવ–એ– રંજો અલમ લાયા નહી કરતે
નબી કે નામ લેવા ગમ સે ઘબરાયા નહી કરતે

તો માતા બાળપણથી જ અલ્લાહ અને તેના હબીબ (સ.અ.વ.)ની મુહબ્બત બાળકના હૃદયમાં નાંખે. જો માતાની જ ટેવ ટી.વી. અને ડ્રામા જોવાની અને મ્યુઝીક સાંભળવાની હોય, તેના માથા પર ઓઢણી પણ ન હોય અને નમાઝ પણ યાદ ન હોય, કયારેય તિલાવત ન કરતી હોય તો આવી માતા પોતાના બાળકોને કયાંથી દીનદાર બનાવી શકશે?

હમ ઈલ્ઝામ ઉનકો દેતે થે
કસૂર અપના નિકલ આયા

તેનો સુંદર ઉપાય નબી (સ.અ.વ.)એ કહ્યું લોકો સામાન્ય રીતે પોતાની પત્નિઓને તેમની સુંદરતા, ખાનદાન અને તેમના માલના કારણે પસંદ કરે છે. તમે તમારી પત્નિઓને તેમની દીનદારીના કારણે પસંદ કરો. હવે જે નવયુવાનો પોતાની પત્નિની પસંદગી દીનદારી પર કરશે, આવી પત્નિ જયારે માતા બનશે, તો પોતાના બાળકોને દીન શીખવાડશે. પત્નિની પસંદગી તો સુંદરતા જોઈને કરો છો તો શું તે બાળકોની કેળવણી કરી શકશે? જયારે તે પોતે દીનદાર નહી હોય.

જિસ સે આંચલ ભી નહી સર કા સંભાલા જાતા
ઈસ સે કયા ખાક તેરે ઘર કી હિફાઝત હોગી

તેથી છોકરાઓએ માત્ર સુંદરતાને સુંદરતા ન સમજવી જોઈએ, પરંતુ વ્યક્તિત્વની સુંદરતાને સુંદરતા સમજવી જોઈએ. પોતાના અંદર સારા ગુણો પેદા કરો, નેકી (ભલાઈ) પેદા કરો, લજજા પેદા કરો, સચ્ચાઈ અને ઈમાનદારી પેદા કરો, સેવા કરવાનો ગુણ પેદા કરો, આ ગુણો છે જે માતાને એક સારી માતા બનાવે છે. પછી આવી માતા તેના ખોળામાં જન્મ લેનાર બાળકને મોમીન બનાવે છે, અલ્લાહનો દોસ્ત બનાવે છે. અલ્લાહ તઆલા અમને બાળકોની સારી કેળવણી કરવાની તૌફીક આપે...આમીન

# બાળકોની કેળવણી

## (કેટલીક દવાઓ અને દુઆઓનો ઉલ્લેખ)

## આજનો મુદ્દો

બાળકોના શારીરિક તથા માનસિક પાલનપોષણ વિશેની લગભગ વાતો આપણે કરી ચૂકયા છીએ, તે સંબંધિત આજનો આ છેલ્લો લેખ છે. બાળકોને શારિરીક બીમારીઓના કારણે દવાઓની જરૂર પડે છે અને લગભગ સ્ત્રીઓ આ બાબતે મૂંઝવણ અનુભવે છે. તેથી તેમને અમૂક એવી વાતો યાદ હોવી જોઇએ કે જેના વડે તેઓ નાની મોટી સમસ્યાઓ પોતે ઉકેલી શકે. અમે અલગ–અલગ ઉંમરની સ્ત્રીઓના અનુભવ જે લગભગ દોઢસોથી બસ્સો જેટલા હતા તે ભેગા કર્યા પછી અલગ–અલગ ડૉકટરો પાસેથી તે વિશે સલાહ લીધી. તેમાંથી અમુક વાતો એવી હતી જે તે સ્ત્રીઓએ પણ સ્વીકારી અને ડૉકટરોએ પણ સ્વીકારી હતી. કારણ કે તીર ધારેલા નિશાન પર વાગે ત્યારે જ હેતુ સિધ્ધ થાય. મતલબ કે બીમારીને યોગ્ય રીતે પારખવામાં આવે, તો નિદાનમાં આસાની રહે છે અને અમે માત્ર એવી જ બાબતો સમાવી છે જે પ્રમાણિત છે. અને આજની આ મહેફીલમાં ઈન્શાઅલ્લાહ તે સંબંધિત થોડીક ચર્ચા કરીશું. તમે આ વસ્તુઓને કોઈ પણ શક વગર વિવિધ સમયે ઉપયોગમાં લઈ શકો છો.

## તંદુરસ્તીનો આધાર ત્રણ બાબતો પર

કોઈ વ્યક્તિના જીવનનો આધાર વારસાગત પણ હોય છે જે કુટુંબમાંથી આવે છે. પછી તેના આહાર અને તેના કર્મો પર પણ હોય છે. જો ટેવો સારી હોય તો જીવન લાંબુ હોય છે અને જો ટેવો ખરાબ હોય ગુનાહિત હોય તો જીવન ટુંકુ થઇ જાય છે. એટલે કે સામાન્ય રીતે જીવન વારસાગત, પોષણ અને કર્મો પર આધારિત છે. જે લોકો સંતુલિત ખોરાક લેતા હોય અને સારા કર્મોને અનુસરતા હોય છે તેમની તંદુરસ્તી, કદ (મોટાપણુ), ચામડી અને તેમના સમગ્ર જીવનનો સમયગાળો આદર્શ હોય છે.

કહેવાય છે કે your health is what you eat તંદુરસ્તીનો આધાર

તમારા આહાર પર છે. એક માતા તરીકે દરેક સ્ત્રીને ‘‘સ્વાસ્થયુક્ત ખોરાક’’ (એટલે કે એવો ખોરાક જે પોષણયુક્ત પણ હોય અને અમુક બીમારીઓનો ઈલાજ પણ હોય) ના વિશે જ્ઞાન હોવું જરૂરી છે. તેના વિશે પુસ્તકો પણ મળે છે કે કયું ફળ ખાવાથી કઈ બીમારીનો ઈલાજ અને કઈ વસ્તુ ખાવાથી કઈ બીમારીથી છુટકારો મળે છે. પછી આ વિષય હેઠળ જ અલ્લાહના પ્યારા રસૂલ (સ.અ.વ.) આપણી ઉપર ઉપકાર કર્યો કે અલગ–અલગ બીમારીઓ વિશે અમૂક પાયાની વાતો કહી છે. જેને ‘‘ઈલાજે નબવી’’ અને ‘‘તિબ્બે નબવી’’થી ઓળખવામાં આવે છે. તેના વિશે પણ પુસ્તકો ઉપ્લબ્ધ છે. ડૉ.ખાલિદ ગઝનવી પાકિસ્તાનના એક ડૉકટર છે. તેમના કુટુંબમાં બીજા ડૉકટરો પણ છે. આ બધા ડૉકટરોએ મળીને તિબ્બે નબવી જે ઉર્દૂ ભાષામાં છે, તેના ઉપર ઘણી શોધો કરી છે અને બહુ સારી–સારી વાતો તેમણે કહી છે. બાળકોને યુવાવસ્થામાં પહોંચ્યા પછી કેલ્શીયમયુક્ત અને પોષણયુકત આહારની જરૂર હોય છે. માટે તેમને એવો ખોરાક આપવો જોઈએ જેમાં આ બંને વસ્તુઓ વધુ પ્રમાણમાં હોય. એ વાત ધ્યાનમાં રાખો કે માનવ–પ્રકૃતિ એવી છે કે મોઢાથી પહેલા આંખો ખાય છે. તો ઘણી વાર બાળકને ખોરાક સારો ન દેખાય તો તે ખાવાની ના પાડી દે છે, તો જે પણ ખોરાક બનાવો તે એવો બનાવો કે બાળક ખોરાક તરફ આકર્ષાય જાય.

## ઈસ્લામમાં શારીરિક તંદુરસ્તીના નિયમો

હારૂન રશીદના દરબારમાં એક ખ્રિસ્તી ડૉકટર આવ્યો અને તેણે કહ્યું કે મારું સંશોધન માનવીઓની શારીરિક બીમારીઓ વિશે છે, તમે મારા બે પ્રશ્નોના જવાબ આપો. એક પ્રશ્ન કે શું કુર્આનમાં માણસની શારીરિક તંદુરસ્તી વિશે કોઈ નિયમ છે? તો હારૂન રશીદે આ બાબતે ઉલમાને પૂછયું. એક વિદ્વાને જવાબ આપ્યો કે હા, કુર્આનમાં શારીરિક તંદુરસ્તીનો એક નિયમ છે જેનો અર્થ થાય છે કે તમે ખાઓ અને પીવો પરંતુ અતિરેક ન કરો. તે આશ્ચર્યચકિત થઈ ગયો કે સારા સ્વાસ્થય માટે આનાથી શ્રેષ્ઠ નિયમ કોઈ હોઈ શકે નહી. પછી તે ડૉકટરે પુછયુ કે હવે કહો, શું તમારા નબી (સ.અ.વ.)એ આ બાબતે કશું કહ્યું છે? તો તેમણે એક હદીષ રજૂ કરી જેનો અર્થ છે કે ‘‘જઠર દરેક બીમારીઓનું ઘર છે, તમારા શરીરને તે વસ્તુ ખવડાવો જેની જરૂર છે અને પરહેજી ઈલાજ કરવાથી વધુ સારી છે.’’ તે ખ્રિસ્તી ડૉકટર થોડી વાર કંઈક વિચારતો રહ્યો અને પછી કહેવા લાગ્યો કે હું મારા આખા જીવનના અનુભવોના આધારે એવું કહી શકું છું કે આ બંને

નિયમોએ તબીબી ક્ષેત્રે કોઇ પણ ઉણપ (કમી) છોડી નથી. જે આ નિયમોને અનુસરશે, તેની શારીરિક તંદુરસ્તી હંમેશા સારી રહેશે.

# બાળકોની શારીરિક બીમારીઓ અને તેનો ઇલાજ

પ્રથમ બીમારી છે Sore throat (ગળુ છોલાવવું) આ વસ્તુ સામાન્ય રીતે બાળકોને થાય છે. જો બાળક ત્રણથી ચાર વર્ષની ઉંમરનું હોય, તો તે માટેનો શ્રેષ્ઠ ઇલાજ આ છે કે એક ચમચી લીંબુનો રસ અને એક ચમચી મધ મેળવીને ૨૦ સેકન્ડ Microwave (ઓવન)માં રાખો પછી બાળકને પીવડાવો. તેનાથી બાળકને સ્વાદ પણ આવશે અને sore throat (ગળુ છોલવવું) એટલુ જલદી દૂર થઇ જશે કે વ્યક્તિ આશ્ચર્યમાં પડી જશે. બીજી બીમારી ખાંસીની છે. બાળકોને સામાન્ય રીતે ખાંસી થઇ જ જાય છે. એક વર્ષથી ઓછી વયનાં બાળકોને મધ આપવું કે નહીં તે હજુ પ્રયોગથી સાબિત થયું નથી. તેથી એક વર્ષથી ઓછી ઉંમરના બાળકોને મધ આપવું નહીં. પરંતુ એક વર્ષથી વધુ વયના બાળકોને તમે નિશ્ચિંત થઇને મધ આપી શકો છો. ખાંસી માટે માત્ર મધ જ પૂરતું છે, કારણ કે તેની અંદર રોગપ્રતિકારક શક્તિ વધુ હોય છે. જયારે બાળક રાત્રે સૂવા પડે ત્યારે તેને એક ચમચી મધ ખવડાવી દો તેનો ફાયદો માર્કેટમાં મળતી ખાંસીની દવાઓ કરતાં ખૂબ વધુ થાય છે તથા બાળકને ઉંઘ પણ આવી જાય છે અને જો તેમાં આદુનો રસ નાંખવામાં આવે તો વધુ ફાયદાકારક છે. હોમિયોપેથીકની Chestal નામની એક દવા છે, તે ખાંસી માટે એટલી ફાયદાકારક છે કે એક વાર ખાવાથી ખાંસી જાદુઇ રીતે દૂર થઇ જાય છે. ત્રીજી બીમારી જે સામાન્ય રીતે બાળકોને થાય છે તે પેટની ચૂંક છે. આ બીમારી માટે હોમિયોપેથિકમાં એક Chammomila નામની દવા છે તે શ્રેષ્ઠ છે, દિવસમાં ત્રણ ટીપા બાળકો માટે પૂરતી છે. અને આ દવા બાળકોના આંતરડાને રાહત પહોંચાડે છે અને તેમને શાંત રાખે છે. ચોથી બીમારી છે જંતુઓનું કરડવું. બાળકોને અમુક વાર કીડી–મંકોડા કરડી જાય છે. ત્યારે એક ચમચીમાં થોડું પાણી લઇ તેમાં સોડા નાંખી દો અને મિશ્રણ બનાવીને કરડેલા/ઘા પર લગાવવાથી બાળકને દુખાવો તરત જ ઓછો થઇ જાય છે. પાંચમી બીમારી છે નસકોરી ફુટવી, જો બાળકોને આ તકલીફ હોય તો શિમલા મરચ તેના માટે બહુ ફાયદાકારક હોય છે. બાળકના નાકને ત્રણ મિનિટ સુધી પકડી રાખો પછી લીલા રૂ પર દળેલી મરચી લગાવીને તેના નાકમાં મૂકી દો તો બાળકના નાકમાંથી નીકળતુ લોહી બંધ થઇ જાય છે. હોમિયોપેથિકમાં એક દવા Nitric acid છે. જો તે

૧૨ અથવા 30ની માત્રા (અંતઃ શક્તિ)માં મળી આવે, તો તેનાં ત્રણ ટીપાં હંમેશા માટે નાકમાંથી નીકળતા લોહીનો ઉપચાર છે. છઠ્ઠી બીમારી પેટનું ખરાબ થઈ જવું છે. બાળકનું પેટ ખરાબ થઈ જાય છે, તેને ઝાડા થઈ જાય છે. તેના માટે આદુ સૌથી વધુ ફાયદાકારક છે. સાતમી બીમારી એ છે કે બાળકને શરદી થઈ જાય છે તેના માટે સફરજન બહુ ફાયદાકારક છે. સાતમી બીમારી એ છે કે બાળકને શરદી થઈ થાય છે તે માટે સફરજન બહુ જ ફાયદાકારક છે. અહીંયા એક વાત ધ્યાનમાં રાખો કે બાળકને જે ગામ(શહેર) માં એલર્જી થઈ હોય તે ગામ કે શહેરનું એક ચમચી મધ બાળકને ખવડાવવું જોઈએ. કારણ કે જે તે શહેરની મધમાખીઓ તે શહેરના શાકભાજી, ફળ અને ફૂલોમાંથી રસ લઈને મધ બનાવે છે. તો આ શહેરના સંયુકત પોષણ માટે તે શહેરનું મધ જાદૂઈ કામ કરે છે. આઠમી બીમારી ઝાડા થઈ જવાની છે. તેના માટે દહીંનો ઉપયોગ શ્રેષ્ઠ છે. થોડાક દહીમાં કેળુ અને મધ મિશ્ર કરી ખાવાથી ઝાડા તરત બંધ થઈ જાય છે. અને બાળકો આવી વસ્તુ ખાવાનું પસંદ પણ કરે છે. સ્વીડનના લોકોમાં આ એક સામાન્ય પ્રથા છે કે ત્યાં ઝાડા બંધ કરવા માટે કોઈ દવા લેવામાં નથી આવતી. માત્ર દહીં, કેળાં અને મધનું મિશ્રણ કરીને ખાવામાં આવે છે. તો આ તેનો શ્રેષ્ઠ ઉપચાર છે. પછી બાળકોને દાંતનો દુખાવો થાય છે. દાંતના દુખાવામાં લવિંગનું તેલ શ્રેષ્ઠ હોય છે. દાંતના દુખાવામાં જો લસણ અથવા કાજુ ઘસવામાં આવે તો પણ ફાયદો થાય છે. નવમી બીમારી Aczema (શરીર પર ફોલ્લીઓ અને સોજા સાથે ખંજવાળ આવવાની એક બીમારી) આ બીમારીમાં જો ચામડી પર કોપરેલ લગાવવામાં આવે તો ચામડીના રોગો મટી જાય છે. એક બીમારી ear infection (કાનની બીમારી) છે. જો બાળકની ઉંમર બે વર્ષથી વધુ હોય તો જૈતુનનું તેલ પાંચ–છ ટીપા ગરમ કરીને કાનમાં નાંખવાથી કાનનો દુખાવો દૂર થાય છે. જો બાળકની ઉંમર ૧૨ થી ૧૯ વર્ષની હોય તો સાત ટીપાં નાંખવાથી વધુ ફાયદો થશે. એક બીમારી Reducing fever (તાવ આવવો) છે. જો આ તાવ હોય તો કાચી ડુંગળી કાપીને બાળકના પગના તળિયા પર માલિશ કરવાથી આ તાવ દૂર થાય છે. કયારેક બાળકના માથામાં ખોડો થઈ જાય છે. તો દહીં અને મરીનું મિશ્રણ કરીને જૈતુનનું તેલ વાપરવાથી ખોડો દૂર થાય છે અને જો એક ચમચી લીંબુનો રસ અને કોપરેલ આ બધું મિશ્રણ કરીને માથામાં લગાવવાથી ખોડો બિલકુલ દૂર થઈ જાય છે.

દાંત નીકળવાની પ્રક્રિયા દરેક બાળકમાં થાય છે. આ સમયે બાળકને ખૂબ જ બેચેની અને અકળામણ થાય છે. તેના માટે કેળાં પર બરફ થીજી

જાય તે રીતે ફ્રીજમાં મૂકી રાખી બાળકને આપો, તેને ચુસવાથી બાળકને રાહત થશે. દૂધ અથવા પાણી ભરવાની બોટલમાં પાણી ભરીને ફ્રીઝમાં મૂકી દો. પછી બરફ બની જાય તો તે બરફ બાળકને ચૂસવા માટે આપો જેનાથી જડબામાં થતી અકળામણ અને તેના સોજામાં રાહત થાય છે. અથવા બાળકના રૂમાલમાં થોડુક બરફ મૂકી દો અને તે રૂમાલ બાળકને ચુસવા માટે આપો અથવા લીલું રૂમાલ ફ્રીજમાં મુકીને બાળકના મોઢામાં આપો તે પણ સારુ રહે છે. અથવા ચમચીને ફ્રીજમાં ઠંડી કરી બાળકને આપો તેને મોઢામાં લેવાથી બાળકને રાહત મળશે અથવા સફરજનના ટૂકડા એક જાળીવાળા કપડામાં રાખીને ફ્રીજમાં મૂકીને બાળકને આપો જેથી બાળકના ગળામાં ફસાય ન જાય તો આ પણ બહુ સારુ રહે છે. અથવા ગાજરના નાના ટુકડાને બાળકના મોઢામાં મુકી દો જેને બાળક મોઢામાં દબાવશે. પરંતુ આ વસ્તુઓમાં તેના મોઢામાં તૂટી જાય એવી કોઈ વસ્તુ ન હોય. સારી વાત એ છે કે તેને જાળીવાળા કાપડમાં બાંધીને આપો જેથી તેના ગળામાં તે અટકી ન જાય. આ વાતનું ખુબ જ ધ્યાન રાખવુ જોઈએ, પછી જડબાને પંપાળવાથી પણ ફાયદો થાય છે. તેની સરળ રીત એ છે કે નરમ અને સાફ આંગળીથી માલિશ કરો. સૌ પ્રથમ પોતાની આંગળીને સારી રીતે ધોઈ લો, જેથી આંગળી સાથેના કીટાણુઓ અંદર જઈને બાળકને નુકસાન ન પહોંચાડે. પછી બાળકને કોઈ મોટી વસ્તુ આપી દો જે સાફ સુથરી હોય, જેથી બાળક તેને મોઢામાં દબાવી શકે. આ દુખાવાને દૂર કરવામાં લવિંગનું તેલ પણ ઘણુ ફાયદાકારક હોય છે. પરંતુ તેનો વધુ પડતો ઉપયોગ કરવો જોઈએ નહી. બરફના નાના ટુકડા પણ બાળકને આપી શકાય. તે પણ ઘણું સારું રહે છે અને બાળક તેને મોઢામાં દબાવી શકે છે અને બરફ ઓગળે છે. તેથી બાળકને સારું લાગે છે. તો દાંત નીકળવાના સમય દરમિયાન આ બધી વસ્તુઓનો ઉપયોગ કરી શકાય છે જે ખૂબ જ અકસીર હોય છે.

એક બીમારી છે મુસાફરી દરમિયાન ઉલટી થવી. મુસાફરી કરવી હોય અને બાળકને ઉલ્ટી થવાની સમસ્યા હોય, તો તાજા આદુની ચા બનાવીને બાળકને એક કપ પીવડાવી દો. બે વર્ષથી વધુ વયના બાળક માટે આ બહુ સારો ઈલાજ છે. તેની રીત એ છે કે એક ચમચી દળેલુ આદુ લઈ તેને ચાર ઔંસ (લગભગ ૧૩૦ ગ્રામ) પાણીમાં પાંચ મિનિટ સુધી ગરમ કરો. પછી તેમાં મધ મેળવીને મુસાફરીથી એક કલાક પહેલા બાળકને પીવડાવી દો તો બાળકને મુસાફરી દરમિયાન ઉલ્ટી નહી થાય. જો બાળકને હલકો સોજો હોય તો બીટના ઠંડા ટુકડાને તે જગ્યા પર થોડી વાર માલિશ કરો તો તેનાથી

સોજો ઉતરી જાય છે. જો બાળકનું ગળુ ખરાબ થઇ ગયુ હોય તો મીઠાવાળા પાણીના કોગળા કરાવવાથી પણ રાહત થાય છે. જો બાળકને કબજિયાત થતો હોય તો દિવેલના તેલને દૂધમાં નાંખીને ઉપયોગ કરવો અને એક નુસ્ખો એ પણ છે કે જો બાળકની ઉંમર ૧૩ થી ૧૯ વર્ષની હોય તો એક મોટું કેળું એક ગ્લાસ ગરમ દૂધમાં આપવાથી પણ ઘણો ફાયદો થાય છે. senna નામની ગોળી પણ મળે છે તે આપવાથી કબજીયાત બહુ જલદી દૂર થઇ જાય છે. જો બાળકનું શરીર બળી જાય તો તમારી પાસે મધ હોય તો તરત જ તે લગાડવું, જો કાચુ ઇંડુ હોય તો તે લગાડી દો, અથવા ટુથપેસ્ટ હોય તો તે લગાવી દેવું. આ વસ્તુઓ લગાડવાથી બાળકની ચામડી પર નિશાન નથી પડતા અને બળેલા ભાગને તરત દવા મળી જાય છે. જો બાળકને અપચાની બીમારી હોય, તો મોટા ઇલાયચીને એક ગ્લાસ પાણીમાં નાંખીને ચૂલા પર ઉકાળી ઠંડુ પાડી દો પછી આ પાણી બાળકનું ભોજન તૈયાર કરતી સમયે ઉપયોગમાં લેવાથી ગેસ અને અપચાની તકલીફ દૂર થઇ જશે.

છેલ્લી વસ્તુ એ છે કે બાળકના મગજના વિકાસ માટે માછલીનું તેલ બહુ જરૂરી છે. તેની રીત એ છે કે તેને અઠવાડીયામાં એકથી બે વાર માછલી ખવડાવો. અને બીજી રીત એ પણ છે કે એવી ગોળીઓ પણ મળે છે જેમાં માછલીનું તેલ હોય છે. માછલીના તેલમાં omega 3 fatty acid હોય છે. અને મગજના વિકાસ માટે ઘણું સારુ હોય છે, તેને વાપરી શકાય છે. જે દેશોમાં માછલી ખાવામાં આવે છે ત્યાંના લોકો ઘણા હોંશિયાર હોય છે. તેમનું IQ level બહુ સારું હોય છે. જો saloman માછલી મળી આવે તો તેનાથી શ્રેષ્ઠ બીજી કોઇ વસ્તુ ન હોઇ શકે. તેનાથી શરીરના આંતરિક સોજાઓ દૂર થાય છે.

# હોમિયોપેથીક દવાઓથી બીમારીનો ઇલાજ

હોમિયોપેથીકની અમુક દવાઓ એવી છે કે જો તેને ઓછી માત્રામાં ઘરમાં રાખવામાં આવે તો નાની-મોટી બીમારીઓનો સારો ઇલાજ થઇ શકે છે. દાખલા તરીકે કરડેલ જગ્યા માટે Apis દવાનો ઉપયોગ કરવો. potency ૬માં અથવા ૧૨ માં અથવા ૩૦થી નીચે જેમાં પણ મળી આવે તે સુરક્ષિત છે. જો શોર્ટ લાગ્યો હોય અથવા એકસીડન્ટ થયુ હોય, તો તેના માટે Arnica નો ઉપયોગ કરવો જોઇએ. જો food poisioning થયું હોય તો Arcenic Album વાપરવું જોઇએ. જો બાળકને અચાનક ખૂબ તાવ

આવી જાય તો Belladona ના બે-ત્રણ ટીપાં આપવાથી તે આશ્ચર્યજનક રીતે તાવને દૂર કરી દે છે. જો સૂકી અને દુઃખદ ખાંસી હોય તો તેના માટે Bryonia ના બે-ત્રણ ડોઝ પૂરતાં છે. જો દાઝી ગયું હોય, તો તેના માટે Conthasis સારી રહે છે. દાંત નીકળતી સમયે થતી તકલીફ માટે charnomilla એક દવા છે. જો બાળકને Flu થતું હોય, તો તેને Gelsemium ના એક-બે ડોઝ આપવામાં આવે તો તે ઠીક થઇ જશે. જો બાળકને કોઈ માનસિક આઘાત લાગ્યો હોય તો તેના માટે low potency માં Ignatia દવા બહુ સારી રહે છે. જો બાળક કપાઈ ગયું હોય તો callendoula તેના માટે સારી છે. જો બાળકને ઉબકા આવતા હોય અથવા ઉલ્ટી થતી હોય, તો pecac દવા તેના માટે ઘણી સારી રહે છે.

## Acupressure (શરીરની અમુક નસ કે અવયવોને દબાવીને) વડે બીમારીઓ નો ઈલાજ કરવાની પદ્ધતિ

તમને અમૂક પુસ્તકો Acupressure વિશે મળશે. Acupuncture નામની પદ્ધતિમાં સોય શરીરમાં નાંખી ઈલાજ કરવામાં આવે છે. આ ચાઈનીઝ પદ્ધતિ છે. તે માત્ર ડૉકટરો કરી શકે છે. Accupressure ના પુસ્તકોમાં શરીરના pressure point (દબાણની જગ્યાઓ)ની સીમાંકન (નિશાનીઓ) હોય છે, જેમ કે પગમાં કઈ જગ્યાએ છે, હાથોમાં કઈ જગ્યાએ છે, ઉપરની મગજની બાજુએ કઈ જગ્યાએ છે એટલે કે દબાણની જગ્યા નકકી હોય છે. આપણા શરીરના ત્રણ જ End (અંત) બને છે. પગ, હાથ અને માથુ, આ ત્રણ અંત છે. અલ્લાહ તઆલાએ આપણી જેટલી પણ Neurology (જ્ઞાનતંતુઓ) છે, તેને એવી રીતે બનાવી છે કે તે અંતે ગોળાકાર સ્વરૂપે પૂર્ણ થાય છે. જો તે જગ્યાઓ પર નસને દબાવવામાં આવે તો બીમારીઓનો ઈલાજ બહુ જલદી થઇ જાય છે. તમે હેરાન થશો કે વિશ્વમાં અત્યારે આ ઈલાજ બહુ લોકપ્રિય બની રહ્યો છે.

મદીના મુનવ્વરામાં અમને પાકિસ્તાનના એક ડૉકટર મળ્યા. જેઓ Acupressure ના ઘણા જાણકાર છે, તેઓએ જણાવ્યું કે મને એક હૉસ્પિટલમાં માત્ર શાહી કુટુંબના લોકોનો ઈલાજ કરવા માટે રાખવામાં આવ્યો છે. હું તેમની દરેક બીમારીનો ઈલાજ Acupressure થી કરું છું અને તે બીમારી દૂર થઇ જાય છે. તેથી અમે તેમણે વિવિધ વાતો પૂછી તો તેમને જણાવ્યું કે જો માથામાં દુખાવો હોય તો અમૂક જગ્યાએ (ફલાણી જગ્યાએ) અંગૂઠા વડે ૧૫ થી ૨૦ સેકન્ડ સુધી દબાણ આપવાથી માથાનો

દુખાવો દૂર થાય છે. અમારી બાજુમાં બેઠેલ એક માણસને Asthma (શ્વાસની બીમારી) હતી, તેણે કહ્યું કે ડૉક્ટર સાહેબ મને અત્યારે શ્વાસ લેવામાં બહુ તકલીફ થાય છે, ડૉક્ટરે તે વ્યક્તિને અમારી સામે બે જગ્યાએ દબાણ આપ્યું તો એક મિનિટમાં તે માણસે કહ્યું કે હવે મારો શ્વાસ બિલકુલ બરાબર છે. ચીનમાં આ અને આવી સેંકડો પદ્ધતિઓ વર્ષોથી ચાલી રહી છે. તે ડૉક્ટર એવું પણ કહેતા હતાં કે ત્યાં એવા કુટુંબો પણ છે જેમાં ૮૦ વર્ષથી બાપ, પુત્ર અને પૌત્ર આ કામ સતત કરી રહ્યા છે. તો જેવી રીતે આપણા મશાઇખોએ રૂહાની બીમારીઓના ઇલાજમાં નિપુણતા મેળવી છે, તેવી જ રીતે અલ્લાહના કેટલાક બંદાઓ એવા છે કે જેમણે શારીરિક બીમારીઓના ઇલાજમાં નિપુણતા પ્રાપ્ત કરી છે. Acupressure નું જ્ઞાન હોવાનો ફાયદો એ છે કે માતા પોતે પોતાના બાળકની માલિશ સારી રીતે કરી શકે છે. પછી માતા પોતે તે બાળકને શીખવાડી દે તો તે મા–બાપના હાથ–પગ દબાવી શકશે અને તેમણે ખિદમત (સેવા) કરવાની ટેવ પડી જશે.

## બાળકોને મસ્નુન દુઆઓ યાદ કરાવવી

હવે અંતે બાળકોને મસ્નૂન દુઆઓ યાદ કરાવવી, આ તેમની સુરક્ષા માટે છે. પછી તે દીનની સુરક્ષા હોય કે શરીરની સુરક્ષા હોય કે પછી ઇજ્જત–આબરુની સુરક્ષા હોય, પણ આ એક અકસીર અમલ છે. તો દરેક માતાએ પોતે પણ મસ્નૂન દુઆઓ યાદ કરી પોતાના બાળકોને યાદ કરાવવી જોઇએ અને બાળકોને જે તે સમયે તે દુઆઓ પઢવાની ટેવ પણ પાડવી જોઇએ. જેથી બાળકોને બાળપણથી જ તેની ટેવ પડી જાય. અમારા હઝરત (રહ) અમૂક અમલ બતાવતા હતા તેનું જાણવું પણ જરૂરી છે, જેથી માતાને ખબર હોય કે આ અમલ કરવાથી શું ફાયદો થશે. જેમ આપણે દવાઓથી ફાયદો ઉઠાવીએ છીએ તેમ કુર્આનના આ અમલ દ્વારા પણ ફાયદો ઉઠાવવો જોઇએ. અમારા હઝરત (રહ.) ફરમાવતા હતા જો કોઇક વાર રાત્રે બહાર જંગલમાં કે કોઇ એકાંતમાં જવાનું થાય તો સાંજ થવાથી પહેલા અમૂક વાર "સલામુન અલ નુહીન ફીલ આલમીન" પઢી લેવાથી અલ્લાહ તઆલા સાંપ અને વીંછીના નુકસાનથી બચાવી લેશે, તેવી જ રીતે જો મુસાફરીમાં જવાનું હોય તો જયાંથી મુસાફરી કરવાની હોય તે અને જયાં સુધી જવાનું હોય તે આ બંને હદોને ધ્યાનમાં રાખી એક વાર અલ્હમ્દુ શરીફ, એક વાર આયતલ કુર્સી, ચાર કુલ અને દુરૂદ શરીફ પઢવું પછી મુસાફરીની શરૂઆતનું સ્થળ તથા અંતિમ સ્થળને ધ્યાનમાં રાખી તેની હદની ફરતે એક ગોળાકાર બનાવી દેવામાં આવે તો અલ્લાહ તઆલા મુસાફરી દરમિયાન તે માણસની સુરક્ષા

કરે છે. હઝરત મુર્શિદે આલમ (રહ) એ આ અમલ મને તહજ્જુદના સમયે બતાવ્યો હતો. આ ઘણો ઉંચો અમલ છે. હઝરત (રહ) કહેતા હતા કે સફરમાં સુરક્ષા માટે જો તમને મોત આવવાની હશે તો તેને તો કોઇ રોકી શકતુ નથી પરંતુ મોત સિવાય કોઇ પણ પરેશાની, મુસીબત આવશે તો અલ્લાહ તઆલા ફરિશ્તાઓ દ્વારા તેને દૂર કરી દેશે. તેનાથી ચોરી, શારીરિક નુકસાન વગેરેથી માણસની રક્ષા થઇ જાય છે. પછી કોઇ દુશ્મનનો ડર હોય છે, ધારો કે બાળકને કોઇ વ્યક્તિથી ડર લાગતો હોય અથવા તમે મુસાફરીમાં જતા હોય અને એરપોર્ટથી મુસાફરી હોય તો ઘણી વાર પોલીસનો ડર, કસ્ટમનો ડર, કોઇ નેતાનો ડર હોય કે પછી કોઇ પણ ડર હોય તો અમારા હઝરત(રહ) કહેતા હતા કે કુર્આન મજીદમાં સૂરએ યાસીનમાં એક આયત છે وَجَعَلْنَا مِنْ بَيْنِ اَيْدِيْهِمْ سَدًّا وَّمِنْ خَلْفِهِمْ سَدًّا فَاَغْشَيْنٰهُمْ فَهُمْ لَا يُبْصِرُوْنَ આ આયતને પઢીને જે તે માણસ તરફ ફુંક મારવાથી હકીકતમાં અલ્લાહ તઆલા તે બંદાની આંખો પર પડદો નાંખી દેશે અને આ આયત પઢનાર માણસને કોઇ નુકસાન થતુ નથી. મેં મારા જીવનમાં હજારો વાર આ આયત પઢીને તેનો ફાયદો મારી આંખોથી જોયો છે, પછી બાળકને નજર લાગી જાય છે તેને ''નઝરે બદ્'' (ખરાબ નઝર) કહે છે, આ નજર લોકોની અને આપણી પોતાની પણ લાગી શકે છે. અને મારો અનુભવ એ છે કે બાળકને પોતાના મા–બાપની સૌથી વધુ નજર લાગે છે. કારણ કે મા–બાપ પોતે બાળકને પ્રેમભરી નજરથી જુએ છે તો નજરની અસર થાય છે. તો તેના માટે કોઇની પાસે જવાની જરૂર નથી. કુર્આન મજીદમાં સૂરએ યુનુસમાં એક આયત છે ''ઇન્નલ્લાહ સયુબ્તીલુહ, ઇન્નલ્લાહ લા–યુસ્લીહુ અમલલ મુફસીદીન'' માતા પોતે આ આયતને ત્રણ વાર પઢીને બાળક પર દમ (ફુંક મારી) દે તેથી દરરોજ નજર ઉતરી જશે અને બાળક બહુ જ શાંતિમય બની જશે. સામાન્ય રીતે બાળકો ખૂબ વ્હાલા લાગે છે અને જો બાળક સુંદર હોય તો પછી વાત કંઇક અલગ હોય છે, તો બાળકને રાત્રે સુતી સમયે અથવા સવારે બે–ત્રણ વાર દમ કરવામાં આવે તો ખરાબ નજરની અસર દૂર થઇ જશે.

વધુમાં શાળામાં ભણતા બાળકો સારા નંબરે પાસ થાય અને સારી કારકિર્દી બનાવે, તેઓ જે વસ્તુ યાદ કરે તે ઝડપથી યાદ થઇ જાય તેના માટે કુર્આન મજીદમાં સૂરએ અલમ નશરહ છે. જો બાળકની ઉંમર યાદ કરવા લાયક હોય તો તેને તે સૂરત યાદ કરાવી દો. પછી બાળક અભ્યાસથી પહેલાં ભલે તે કલાસમાં હોય કે ટયુશનમાં કે પછી ઘરકામ કરતું હોય તો તે ''અલમ નશ્રહ''વાળી સૂરત એક વાર પઢીને પોતાના હૃદય તરફ ફૂંકી દેવાથી

અમને અનુભવ થયો કે બાળકોની યાદશક્તિમાં ઘણો ફરક પડે છે. સામાન્ય રીતે આ અમલ તેવા બાળકોને બતાવવામાં આવે છે જેઓ હાફિઝ બનતા હોય છે અને તેમને કુર્આન મજીદ યાદ કરવામાં તકલીફ થતી હોય છે. તો અલ્હમ્દુલિલ્લાહ સેંકડો હાફિઝો પર આ અમલ અજમાવીને અનુભવ થયો કે આ સુરતને પઢવાથી કાયમ ફાયદો થાય છે.

લગભગ લોકો ધંધા કે વેપારના કારણે મુશ્કેલીમાં હોય છે, ખર્ચમાં તંગીના કારણે માતા બાળકો ઉપર પણ ધ્યાન આપી શકતી નથી, તો તેના માટે પણ એક અમલ અમારા હઝરત (રહ)એ બતાવ્યો કે, દરેક નમાઝ પછી આગળ પાછળ દુરૂદ શરીફ અને વચ્ચે સાત (૭) વાર સૂરએ કુરેશ ''લિ-ઈલાફી કુરૈશ'' આખી સુરત સાત વાર પઢી દુઆ માંગો, તો આ અમલ કરવાથી રોજીની કોઈ પણ પરેશાની હશે અલ્લાહ તઆલા તે પરેશાનીને દૂર કરી દેશે. આ અમુક વાતો બાળકોની શારીરિક તંદુરસ્તી માટે હતી જે આજે તમારી સમક્ષ રજૂ કરવી હતી.

અંતમાં આપણે સૌપ્રથમ અલ્લાહ તઆલાનો આભાર માનીએ કે જેણે આપણને રમઝાનની નેઅમત અર્પણ કરી, એતિકાફમાં બેસવાની તૌફીક આપી અને રમઝાનની આ મજલિસોને સાંભળવાની તૌફીક આપી. જો અલ્લાહ તઆલા તંદુરસ્તી ન આપતા, દરેક વસ્તુને બરાબર ન રાખતા, તો કહેનાર વાત ન કહી શકતો અને સાંભળવાવાળા સાંભળી પણ ન શકતા. આથી સૌપ્રથમ આપણે અલ્લાહના શુક્રગુઝાર છીએ કે અય અમારા માલિક! તે અમને આ મજલિસમાં બાળકો વિશે જે વાતો હતી તે સાંભળવાની અને તેનાથી ફાયદો ઉઠાવવાની તૌફીક આપી. અમે તારો આભાર માનીએ છીએ. તમે જ અમને દીન (ધર્મ)ની ભેટ આપી. હિદાયત આપી, સંતાનો આપ્યા, તંદુરસ્તી આપી, ઈજ્જત આપી અને અમારી આ મજલિસમાં દરેક વસ્તુ પોતાના સ્થળ પર બરાબર રહી. તો સૌથી પહેલાં આપણે પરવરદિગારે આલમનો આભાર માનીએ છીએ, ત્યાર પછી આપણે નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો આભાર માનીએ છીએ એટલા માટે કે નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની જે વાતો હતી તેને જયારે આપણે સાંભળી તો હકીકતમાં તબીબી ક્ષેત્રોએ લાખો નહી કરોડો ડૉલર ખર્ચ કરીને જે પરિણામો સાબિત કર્યા તે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આગળથી જ હદીષમાં બતાવી દીધા હતા. આપણે તેમના આભારી છીએ. આપણને તેમનો શુક્રીયા અદા કરવો જોઈએ. તેમની ઉપર દુરૂદ મોકલવુ જોઈએ. આપણે શુક્ર અદા કરીએ છીએ કે તેમની તાલીમે આપણને સન્માનજનક જીવન જીવતા

શીખવાડયુ, હયા (શર્મ) વાળી જીવન શીખવાડયુ અલ્લાહ તઆલા આપણી તરફથી આપણા આકા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને શ્રેષ્ઠ બદલો આપે.

વહ જો શીરીં સુખની મેરે મક્કી મદની
તેરે હોંટોં સે છની હે મેરે મક્કી મદની
તેરા ફેલાવ બહોત હૈ તેરી કામત હૈ બુલંદ
તેરી છાવ ભી ઘની હૈ મેરે મક્કી મદની
નસલ દર નસલ તેરી ઝાત કે મકરૂઝ હૈ હમ
તું ગની ઈબ્ને ગની હૈ મેરે મક્કી મદની

અલ્લાહ તઆલા આપણે તેના પ્યારા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના ફરમાન મુજબ સમગ્ર જીવન વીતાવવાની તૌફીક આપે..... આમીન

મુદ્રક : ખતીબ ઓફસેટ, જમાલપુર, અહમદાબાદ. મો.નં. ૯૮૨૪૫૨૨૧૪૯